## વાંચનારને ખાસ સૂચન.



આ પુસ્તક રવાના થવા સમયે આ ખાતા તરફથી
કોઇ નવીન જુદું પુસ્તક નીકળ્યું હશે તો
આ સાથે છુટા કાર્ડથી તે વિષેની
માહિતી જણાવી હશે.

અમદાવાદ
ધી 'ગુજરાત' પ્રિન્ટીંગ પ્રેસમાં
શાહ સોમાભાઇ મગનલાલે છાપ્યું



"સત્યની લડાઇ નિષ્ફળ જાય છે, તે માટે લીધેલા શ્રમ અને સહન કરેલા જખમ વ્યર્થ જાય છે, દુશ્મન હારતા નથી તેમ હઠતા પણ નથી, હકીકત જેમની તેમજ રહે છે એમ કદી કહેશો નહિ; કારણ કે જો આપણી આશાઓ ખોટી હોય છે તો આપણી ધારતીઓ પણ કેટલીક જૂઠી પડે છે. દૂરના ધૂમાડામાં ઢંકાયલા તમારા મિત્રો દુશ્મનને હઠાવતા જતા હોય અને સંપૂર્ણ વિજય મેળવવામાં તેમને તમારી સહાયતાની જ ખોટ હોય એમ પણ બને છે. આપણે જોઇએ છીએ કે કિનારા ઉપર જ્યારે સાગરનાં નાનાં નાનાં મોજાં માંડ માંડ આગળ વધી શકે છે ત્યારે, પાછળ દૂરથી ભરતીનાં મહાન પૂરના ઓઘ તેમની પાછળ ચાલ્યા આવે છે અને ઘોડીજવારમાં સર્વ જળસ્થાનને સંપૂર્ણ રીતે ભરી દે છે.



# નિવેદન.

વિવિધ ગ્રંથમાળાદ્વારા "સામાજિક સેવાના સન્માર્ગ" નામ આ ઉપયુક્ત પુસ્તક વાચક બન્ધુઓની સેવામાં સાદર કરતાં આનં થાય છે.

જગતમાંનો દરેક મનુષ્ય શ્રેષ્ઠતા મેળવવાને અભિલાષી છતાં સ કોઇની તે ઇચ્છા શાથી સફળ થતી નથી ? એટલુંજ નહિ પણ અને મનુષ્યો ઉલટા, અધોગતિના પ્રવાહમાં શાથી તણાયાં જતાં હશે કારણમાં મુખ્ય એજ પ્રતીત થશે કે ઇચ્છિત શ્રેષ્ઠતા મેળવવા માટેન સાધનો અને યોગ્યતા તેમણે મેળવી હોતી નથી; અને ઘણાકો તે અધોગતિના દ્વારરૂપ અજ્ઞાન અને તેનાં સંતાનરૂપ અનેક અવગુણોને આધીન થઇ રહેલા હોય છે. સેવા કે સહાયને પાત્ર વિશેષ કરીને આ પાછળા લોકોજ છે. વર્તમાન ભારતનો સુશિક્ષિતવર્ગ દેશોન્નતિ માટેની ચર્ચા કરે છે ખરો; પરંતુ તેટલા પ્રમાણમાં એવા સહાયપાત્ર કરોડો દેશવાસીઓ માટે એ વર્ગમાં જે સ્વાર્થત્યાગ, સેવાવૃત્તિ, અનુકમ્પા, સાદાઇ, સંતોષ અને કરકસરથી નિર્વાહ કરવાની વૃત્તિ, ઐક્ય, ઔદાર્ય, ઇ. સદ્‌ગુણો જોઇએ તેની ઘણીજ ન્યૂનતા જણાશે. ત્યાં સુધી પોતાથી કનિષ્ઠ મનુષ્યો પ્રત્યે એવા સદ્‌ગુણો ન દર્શાવવામાં આવે ત્યાં સુધી પોતાથી ચડતા વર્ગ, સત્તા અથવા કુદરત તરફથી પોતા પ્રત્યે ઉદારતા થવાની આશા એ દૈવી નિયમો વિરૂદ્ધની દુરાશાજ છે. ભારતમાં એવી ગુણસંપન્ન વ્યક્તિઓનો, તથા સંસ્થાઓનો સર્વથા અભાવ છે એમ કહેવાનો આશય નથી, પરંતુ દેશમાં બત્રીસ કરોડની સંખ્યાના પ્રમાણ તરફ જોતાં એવુ જે કઇ છે, તે નહિ જેવુંજ છે-ઉડાણતગરનું છે, કીર્તિ મેળવવા પુરતુંજ છે.

ઉક્ત સદ્‌ગુણોની ખીલવણી અને સહાયપાત્રો પ્રત્યેની પરોપકાર-

વૃત્તિ-સેવાવૃત્તિ ખીલવવાને માટે આવાં પુસ્તકો બહુ ઉપકારક છે. પરહિતના પ્રયાસરૂપ એ સેવા જેટલે અંશે નિષ્કામતાપૂર્વક હોય તેટલે અંશે તેની ગોજના ઉચ્ચ પરિણામવાળી નીવડે છે. મહાત્માઓ કહેતા આવ્યા છે કે, પરસેવા એ ખરૂં જોતાં પોતાનીજ સેવા છે. કેમકે ખરૂં જોતાં તેથી પારકું હિત થાય છે; તે કરતા અનેક ગુણહિત પરિણામે સેવકનું થાય છે. ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં ઉપદેશી ગયા છે કે **स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्** અર્થાત્ જો આ નિષ્કામ (સેવા) ધર્મ થોડો પણ આચર્યો હોય તો આચરનારને તે મહાન ભયમાંથી તારનારો થઇ પડે છે. 'સેવા' ધર્મની આ મહત્તા દરેક સમજુ ભારતવાસીએ ખાસ સ્મરણમાં રાખવા જેવી છે. પરંતુ કૃષ્ણ ભગવાનની આ અવતારભૂમિમાં તેને બદલે વિશેષ શું થતું દેખાય છે? તુચ્છ સ્વાર્થપરતા અને તેનાં બાળબચ્ચાંરૂપ છળ પ્રપંચાદિ અવગુણોજ! આ સ્થિતિરૂપ રેતીના પાયાપરજ-અને એ અવગુણરૂપ રેતને કાઢી નાખી તેને સ્થળે સદ્‌ગુણરૂપ સંગીન પથ્થરો પૂર્યા વિનાજ-દેશોન્નતિ, સમાજોન્નતિ અને ધર્મોન્નતિની ભવ્ય પ્રમારતો અમારે ચણવી છે! અન્યની સેવા ઉદારતાદિ ઇચ્છવાને, માગવાને, અને મળે તો ભોગવવાને અમે એક પગે તત્પર છીએ; પણ ખુદ અમારી નજરો તળે દેખાતા, પગ તળે વટાતા, અને અમારી સાથે અનેક પ્રકારે સંબંધમાં આવતા ખુદ અમારાજ દેશબંધુઓ પ્રત્યે તેવા ઉદાર વર્તનનો પાઠ તો અમે ભણ્યા નથી! અમને તે કોણ ભણાવશે? કયો ગુરૂ એ મહામંત્રથી અમારા કર્ણ પવિત્ર કરશે! પ્રભુસેવકપણાનો અને ધાર્મિકતાનો ડોળ દર્શાવનારા અમારા વર્તમાન ગુરૂઓ તો અમારૂં નગદદ્રવ્ય ઉધારના મોક્ષના બદલામાં હરી લઇને ઉલટા બહારના મોટા ઠાઠમાઠ અને લાખો કરોડોનો સંગ્રહ કરવાનેજ

પથે, પડી ગયા છે! પોતાની સ્થૂળ વિષયાસક્તિઓથી અને પોતાના અનુદાર વર્તનથી તેઓ અમને શું શીખવી રહ્યા છે? "બાવાં બેઠા જપે ને જો આવે સો ખપે" તેની પેઠે સેવકોના હિતાર્થેંજ પોતાને બેઠા સ્વીકારવી પડતી હોવાની અને પ્રાપ્તિ તેમજ નાશમાં સમબુદ્ધિપણાની વાતો કરીને તેના પડદા હેઠળ લાખો અને કરોડોની જમાવટ કર્યે જતા એવા અનેક ગુરૂ બાપલિયાઓને આપણે ચાલો જરા અંધશ્રદ્ધાના કાદવમાંથી આપણું માથું ઉંચું કરીને થોડીક હિંમત લાવી પૂછીએ તો ખરા; કે તમારા જીવનમાં કેટલા દુષ્કાળ, ધરતીકંપ, મરકીઓ, અને મોટી રેલોના બનાવો તમે જોયા કે સાંભળ્યા છે? કેટલા લાખ અને કરોડ મનુષ્યો તે કારણ સહાયને અભાવે નષ્ટ અને અનાથ થયાં છે? વર્તમાનપત્રો, અને ફંડ ઉઘરાવનારાઓએ એવે સમયે સહાય માટે પ્રસિદ્ધ યાચનાઓ અને ભિક્ષામણું શું નહિ કરેલી? એ પ્રભુને સર્વસ્વ અર્પણ કરીને ઇષ્ટને શરણ થઇ બેઠેલા પોતાને દેખાડનારાઓ! પ્રભુનાં એ ચૈતન્યમય, જાગતાં જોત જેવાં લાખ્ખો કરોડો તનુમંદિરોની રક્ષા અર્થે તેમનાપર તમારા લાખ્ખો કરોડોના વૈભવો ઓવારી નાખનારૂપ ખરી પ્રભુપરાયણતા દર્શાવવાની કેટલી બધી તકો તમે જોઇ છે ને જાણી છે! અને તે છતાં તેમાંની કેટલી તકો તમે લીધી છે? અફસોસ! હજારવાર અફસોસ! તમારા પ્રત્યક્ષ વર્તનથી અમો પણ એજ શિખવાના કે બીજું? જગદ્વંદ્ય મહાત્મા કબીર કહી ગયા છે કેઃ—

> "ગુરૂ લોભી શિષ્ય લાલચુ, દોનું ખેલે દાવ;
> દોનું બૂડે બાપડે, ચઢ પથ્થરકી નાવ."

આથી તો ધન્ય છે પારસી શેઠ વહાડીઆને કે જેઓ પોતાની કરોડોની મિલ્કત વખતોવખત આખી દુનિયાના દીન, દુઃખીજનોના

હિતાર્થે વા ને ટ્રસ્ટીઓને સોંપી ગયા છે! દીન દુઃખીના બેલી વહાલીઆજી! તમારી આ ધર્મધ્વજા ભારતવાસીઓ માટેજ નહિ પણ પૃથ્વીભરને માટે પણ આદર્શરૂપજ છે.

"સેવા"નાજ નાદર નમુનારૂપ ફાધર ડેમિયન, જનરલબુથ, બુકર ટીવૉશિંગ્ટન, ડૉક્ટર બરનાર્ડો, સિસ્ટર નિવેદિતા, ડોરા, નાઇન્ટીંગેલ, કારપેંટર* ઇત્યાદિ ઈશ્વરની સેંકડો જગ પ્રસિદ્ધ વિભૂતિઓનેજ અમારે આ વિષયમાં હવે ગુરૂ ભાવે માનવી જોઇએ! તેમનાં ઉદાર ચરિત્રો અવલોકી તેમનાંજ ગુણકિર્તન અને અનુકરણ અમારે કરવાં જોઇએ! ગુરૂ મહારાજો! તમારામાંથી આમ ગુરૂભાવ ખસતાં કાળે કરીને તમારી પણ શી દશા થશે!!

વર્તમાન ભારતનું અંધકારમય આકાશપટ પણ હવે અસામાન્ય ઉદારતાના કોઇ કોઈ તારલીયાઓથી સુશોભિત થતું ચાલ્યું છેજ. પણ તે કેટલા પ્રમાણમાં? વિશેષ કરીને માત્ર મોટી મોટી બાબતોના કીર્તિદાનમાંજ. ઉક્ત જનરત્નો અને તેમનાં ઉપકારક કઠિન સેવાવ્રત્તોની સાથે સરખાવવા યોગ્ય કેટલાં જનરત્નો ભારતમાતાના દીનહીન અંકને અત્યારે શોભાવે છે? યુરોપ અમેરિકાદિ દેશો કરતાં મહાધાર્મિક ગણાતા ભારતની આ અતિ મહત્વના વિષયમાં બસ આજ સ્થિતિ! તેનો ધર્મ તે બસ કાગળોયાંમાંજ લખાઇ રહેલો! શું તે તેમજ રહેશે? ધર્મના મોટા ખાં ભારતવાસીઓને દેશકાળને અનુસરતા "સમાજ સેવાના સન્માર્ગ" પણ એક ભલા યુરોપીયન પાદરીએજ દયા કરીને આ પુસ્તકરૂપે લખી આપ્યા ત્યારેજ અમને તે વાંચવાને મળે છે! હશે, વાચક! નિરાશ ન થા. આવી બાબતોની લાજ શરમ ત્હારા મ્હારા જેવાને નથી. એતો ધર્મગુરૂઓને, અને

* આ વ્યક્તિઓનાં ઉત્તમ શિક્ષાપ્રદ જીવનચરિત્રો આ સંસ્થા તરફની 'ચરિત્રમાળા'માં નીકળવાં શરૂ થઈ ચૂક્યાં છે, અને આ સાલમાંજ એમાંનાં ઘણાંખરાં પ્રસિદ્ધ થનાર છે.

વિદ્વતાના ખાં સાહેબોને છે. પણ હા, એક વાત અવશ્ય યાદ રાખજો કે; સાધારણ અને ગરિબ સ્થિતિના લોકો પણ સેવાબુદ્ધિથી પરસ્પર જે મહત્વની સહાય કરી શકે છે તે વિષયમાં તું કંઇ આગળ વધી શક્યો છે? આપણે ઘણાખરા ગરીબ અને મધ્યમ સ્થિતિવાળાઓ હજી એવાજ ભ્રમ વિચારના છીએ કે અમે તે શું પરહિત કરી શકીએ?

અનુદારતા અને લોભવૃત્તિજ આમાં ઉતરતી હોય છે. નહિ તો ગમે તેવો ગરીબ પણ ઉદાર હોય તો પોતાના તન, મન, ધનમાંથી વધારો કહાડી અન્યના હિતાર્થે ખર્ચી શકે છે. લોભવૃત્તિવાળા પાસે તો બાદશાહી હોય તોપણ પોતાના વૈભવ માટે તે ઓછી પડતી હોવાનાં રોદડા રડ્યા કરવાનું, અને "અમુક વસ્તુ કે સ્થિતિ મને પ્રાપ્ત નથી એટલે લાચાર છું. નહિ તો આમ કરત ને તેમ કરત," એવું જુઠું, લોભી, પાપી કથન કર્યા કરવાનુંજ તેના નશીબમાં સરજાયલું હોય છે! આ વિષે વિખ્યાત લોકહિતૈષી વિદ્વાન અમૃતલાલ સુંદરજી પઢીયારના 'સ્વર્ગનો ખજાનો' નામના પુસ્તકમાંથી થોડો વાંચવાયોગ્ય ઉતારો આપીશું.

"ઘણા માણસો એમ કહે છે કે અમારી પાસે પૈસા નથી એટલે લાચાર. જો પૈસા હોય તો તો રંગ દેખાડી દઇયે કોઇ કહે છે કે, અમને વખત મળતો નથી એટલે ચૂપ બેઠા છીએ, જો વખત મળતો હોત તો ઘણીએ ઉથલપાથલ કરત. કોઇ કહે છે કે, પ્રભુએ અમને બુદ્ધિ નથી આપી એટલે શું કરીએ? જો શાસ્ત્રોની વાતોમા અમારી અક્કલ પહોંચતી હોત તો– તો અમે ઘણુંએ કરત. કોઇ કહે છે કે, અમારા હાથમાં સત્તા નથી એટલે શું કરીએ? થોડીવાર સત્તા મળે તો ચમતકાર બતાવી દઇએ. અને કોઇ કહે છે કે, જમાનો ફરી ગયો એટલે ઉપાય નહિ, નહિ તો ભાર શું છે? જે ધારીએ તે કરીએ. ધર્મનાં કામો કરવામાં આવી રીતે માણસ કાંઇને કાંઇ બહાનાં

કહાડયા કરે છે; એટલુંજ નહિ પણ ઘણા માણસો છેવટસુધી એવાં બહાનાંઓમાંજ રહી જાય છે, અને કાંઇ પણ સાર્થકતા કર્યા વિના ધોએલ મૂળા જેવા ખાલી હાથે ચાલ્યા જાય છે. આવાં બહાનાં કહાડનારાઓને એક સાધુ મહાત્મા કહેતા કે:—

"ભાઇઓ ! આ નથી ને આ ન  અને આમ હોત તો આમ કરત, ને આમ હોત તો આમ થાત. એવી નકામી વાતોમાં શું કરવા રહી જાઓ છો ? કારણ કે તમને જે આપ્યું છે તેનોજ તમારી પાંસેથી હિસાબ માગવામાં આવશે. તમને જે નથી આપ્યું તેનો હિસાબ તમને કોઇ પૂછવાનું નથી. માટે હાલ જેટલું તમારી પાસે છે તેમાંથી તેના પ્રમાણમાં વાપરો. પ્રભુ તમારી પાસેથી તમારી શક્તિના પ્રમાણમાંજ આશા રાખે છે, તમારી શક્તિ બહારની વસ્તુ તે કદિ પણ તમારી પાસે માગતો નથી. તમોને જેટલી બુદ્ધિ, જેટલું બળ, જેટલા પૈસા; જેટલી સત્તા, જેટલી સગવડ, અને જેટલો લાગવગ આપવામાં આવ્યો હશે તેટલાનોજ તમોને હિસાબ પૂછવામાં આવશે. એ વખતે તમારો એ જવાબ કાંઈ કામ નહિં આવે કે, મારી પાસે પૈસા નહોતા, જો પૈસા હોત તો હું ધર્મશાળા બંધાવત. પણ પ્રભુ કહેશે કે, હું તારી પાસેથી ધર્મશાળા ક્યાં માગું છું ? હું તો તારા ખીસ્સામાં વધારાના જે ત્રણ દોઢીયાં હતાં તેનો હિસાબ માગું છું. એ ત્રણ દોઢીયાનું તેં શું કર્યું ? તારી પાસે પાઇના ચણા માગવા ભૂખ્યો માણસ આવ્યો હતો, તેને તેં ધમકાવીને કાઢી મુક્યો, અને એ પૈસા જરૂર કરતાં વધારે પડતી પાનની પટી ખાઇ હોઠ લાલ કરીને થુંકી નાંખવામાં ને બીડીનો ધુમાડો ઉડાડી દેવામાં ખરચી નાંખ્યા તેનો હિસાબ હું માગું છું. જરા વિચાર તો કર, તને ધર્મશાળા માટે કોણ પૂછે છે ?

× × × × ×

ત્યાર પછી એક ગરીબ ડોશીને કહ્યું કે, તેં શું ધર્મ કર્યું છે ?

ત્યારે તેણે કહ્યું કે, મારી પાસે કાંઇ નહોતું. હું તો દુઃખે પાપે કરીને માંડ માંડ મારૂં પેટ ભરતી હતી. હવે ક્યાંથી ધર્મ કરૂં ? જો તમે આપ્યું હોત તો હું ખુશીથી ધર્મ કરત. ધર્મ કરવું તે કોને ન ગમે? પણ મારી પાસે કાંઇ નહોતું એટલે હું શું કરૂં ? ત્યારે પ્રભુ કહેશે કે, હું કાંઇ તારી પાસેથી ધર્મશાળા માગતો નથી. પણ મેં તને જે ઘંટી આપી હતી, એ ઘંટીએ તું બીજા કોઇને દળવા - દેતી નહોતી. એ યાદ છે કે ? એ ઘંટી કાંઇ તારી સાથે મસાણમાં ચાલવાની નહોતી, એ ઘંટીનો પથ્થર કંઇ તને સ્વર્ગમાં લઇ જાય તેવો નહોતો, એ ઘંટીથી કાંઇ તારા આત્માનું કલ્યાણ થઇ જાય તેમ નહોતું, અને એ ઘંટી ઉપર કાંઇ તારૂં જીવન નહોતું, છતાં પણ તું તારી પડોશણને તારી ઘંટીએ દળવા દેતી નહોતી. ઓ બુઢ્ઢી ! હજી તો તારી ડોકે બાંધી શકાય નહિ એવો મોટો ઘંટીનો પથરોજ મેં તને આપ્યો હતો, એ પણ તું બીજા કોઇને વાપરવા આપી શકી નહિ ત્યારે જો તને હીરા માણેક આપ્યાં હોત તો તો કોણ જાણે શુંનું શું કરત ? ને તેને ક્યાંના ક્યાં દાટત ? તું ધારત તો એ ઘંટીના પથરામાંથી પણ ઘણોએ ધર્મ કરી શકત, પણ તે મારા કરતાં ને તારા ધર્મ કરતાં પણ એ ઘંટીના પથ્થરને વધારે વ્હાલો ગણ્યો છે, માટે જા અહીંથી, ફરીથી તને એથી વધારે મોટો પથ્થર આપવામાં આવે છે, તેની સાથે આખી જીંદગી સુધી માથું ફોડયા કર. ”

કેમ વાચક ! શું સમજ્યા ? પણ બસ હવે તો આ લખાણે મારાં ખાલી પાનાં ભરાઇ ગયાં છે; એટલે આ વિષે વધુ વાર્તાલાપ ત્હારી સાથે નહિ કરી શકું. તું જાણે ને ત્હારૂં કામ જાણે ! પણ ઉભો રહે દોસ્ત ! છુટા પડતા અગાઉ એક વધુ ભલામણ કરી લઉં; અને તે એજ કે આ પુસ્તકને અને તેમ ઘણા લોકો વાંચે તેમ કરવામાંજ કાઢી જવા દેજે ! એમાંના વિચારો વધુ ફેલાય તેમ કરજે !

અને જોજે, તું પણ પાછો કોરો ગુરૂઘંટાલ-બની બેસતો નાહ! તેને પોતાને પણ આમાંથી ઘણું જાણવાનું, શિખવાનું અને આચરવાનું મળશે, માટે તેનું પણ કંઇ સાર્થક થાય તેમ કરજે! રામ રામ.

અમદાવાદની માનપાત્ર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી કે જે આ પુસ્તક ગુજરાતીમાં તૈયાર કરાવીને પ્રથમાવૃત્તિદ્વારા તેનો લાભ પોતાના મેમ્બરોને આપી ચૂકી છે. તેના માનનીય સેક્રેટરી, આસિ. સેક્રેટરી, તેમજ તેની વ્યવસ્થાપક કમીટીનો આ સ્થળે અમારે અત્યંત આભાર માનવો જોઇએ કે જેમણે આ ઉપયોગી પુસ્તકની પુનરાવૃત્તિ પ્રસિદ્ધ કરવાની અમને સંમતિ આપી છે. માનવંત સોસાઇટી લોકહિતાર્થેજ ઉદાર સાક્ષરસત્કારદ્વારા સારાં પુસ્તકો તૈયાર કરાવી છપાવવાનું કાર્ય બજાવે છે. વિવિધમાળાના અનેક વાચકો હજી આ સંસ્થાથી પરિચિત પણ નહિ હોય; તેમને અમે જણાવીશું કે તેણે પ્રસિદ્ધ કરેલાં દોઢસો બસો પુસ્તકો, તેમજ ઉત્તેજનાર્થે ખરીદી વચવા રાખેલાં સેંકડો ઉપયોગી પુસ્તકો એ સ્થળેથી મળી શકે છે. ઉત્તમ વાચનનો દરેક અભ્યાસી તેનું લીસ્ટ મંગાવી જોશે તો અવશ્ય તેમાંથી અનેક પુસ્તકો તેની દ્રષ્ટિએ પણ ખરીદવા જેવાં જણાશેજ. એ સંસ્થા તર્ફથી તેનું એકાદ બે ફૉર્મનું લીસ્ટ છપાવી વિવિધ ગ્રંથમાળા સાથે વહેંચાવવામાં પણ આવનાર છે.

આ પુસ્તકના મૂળ અંગ્રેજ લેખકે આના અનુસંધાનરૂપે એક બીજું પણ પુસ્તક અંગ્રેજીમાં કહાડેલું છે. જેનો અનુવાદ ગુ. વ. સોસા- પ્રસિદ્ધ કરશે તો ઠીક ઉપકાર થશે. માનનીય સોસાઇટી તર્ફથી નીકળેલાં અનેક પુસ્તકોમાંથી કેટલાંએક પુસ્તકો ચુંટી કહાડીને સ્વલ્પ મૂલ્યે પ્રસિદ્ધ કરવાની પરવાનગી મેળવી તેનો અધિક પ્રચાર કરવા ધારણા છે; પરંતુ નાણાં, અવકાશ અને વ્યવસ્થાની યોગવાહિની મુસ્કેલીઓ આડે હજી સુધી તે ખાતે કશું બની શક્યું નથી. ૐ તત્ સત્

વિજયાદશમી, સં. ૧૯૬૯ ભિક્ષુ-અખંડ

# जीवनमहामंत्र.

"They asked a Great one, how many ways are there to God? He said, There areas many ways as there are atoms in the Universe, but the best and shortest is Service."

ભાવાર્થઃ—તેઓએ એક મહાત્માને પ્રશ્ન કર્યો કે ઈશ્વરપ્રાપ્તિ માટે કેટલા માર્ગ છે. તેણે જવાબ આપ્યો કે સૃષ્ટિમાં જેટલા અણુ છે તેટલા માર્ગ છે; પણ સેવા એ સર્વોત્તમ અને ટૂંકામાં ટૂંકો માર્ગ છે.

"Do all the good you can,
By all the means you can,
In all the ways you can,
In all the places you can,
At all the times you can,
To all the people you can,
As long as ever you can."

*Wesley.*

ભાવાર્થઃ—તમારાથી બને તેટલું, બને તેટલાં સાધન વડે, બને તેટલે માર્ગે, જે જે સ્થાને બની શકે ત્યાં, જે જે સમયે બને તે તે સમયે, જેટલા મનુષ્યનું બની શકે તેટલાનું અને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી, ભલું કરો.

भूतेषु भूतेषु विचित्यधीराः प्रेत्यास्माल्लोकादमृताभवन्ति ।
केनोपनिषद्.

ભાવાર્થ:—મહાત્માઓ (પોતાનાં સુકૃત્ય અને સંપત્તિ) પ્રાણીઓમાં વેરતાં વેરતા આ લોકમાંથી નીકળી અમૃત બને છે.

---

"The truest philanthropists are those who endeavour to prevent misery, dependence and destitution, and especially those who diligently help the poor to help themselves." *Smiles.*

ભાવાર્થ:—જેઓ દુ:ખ, અધીનતા અને લાચારી અટકાવવાને યત્ન કરે છે અને મુખ્યત્વે કરીને જેઓ ગરીબ લોકોને સ્વાશ્રયી કરવામાં આગ્રહપૂર્વક સહાયતા આપે છે તે ખરામાં ખરા પરદુ:ખભંજક છે.

---

"Think of men and women, not as breeding animals, but as partners and joint workers in a kingdom of life, where society has to be saved and not our own souls merely." *Rev. E. Thring.*

ભાવાર્થ:—સ્ત્રી પુરુષ પ્રજોત્પાદક પ્રાણી માત્ર નથી-પણ જ્યાં માત્ર આત્મરક્ષણ નહિ પણ સકલસમાજનું રક્ષણ કરવાનું છે તેવા જીવનપ્રદેશમા સમભાગી અને સંયુક્ત કામ કરનાર છે.

---

अभयं सर्वभूतेभ्यो व्यसने चाप्यनुग्रहः ।
यश्चाभिलषितं दद्यात्तृषितायाभियाचते ॥
दत्तं मन्येत यद्दत्वा तद्दानं श्रेष्ठमुच्यते ॥

ભાવાર્થ:—સર્વ પ્રાણીઓને અભય આપવું, આપત્તિમાં સહા-

વતા આપવી, તૃષાતુર અને યાચના કરનારને જોઇએ તે મુજબ આપવું અને જે આપવાથી ઠીક દાન આપ્યું એમ લાગે તે શ્રેષ્ઠ દાન કહી શકાય.

---

" Whatsoever thing thou doest
Unto least of mine and lowest,
That thou doest unto me!
Do thy duty: that is best,
Leave unto thy Lord the rest. "

ભાવાર્થઃ—મારા અલ્પમાં અલ્પ અને હલકામાં હલકાં પ્રાણી તરફ જે કાંઇ કર્તવ્ય તું કરીશ તે મારા પ્રત્યે કર્તવ્ય કર્યા બરાબર છે. કર્તવ્ય કરવું એજ ઉત્તમ છે. અન્ય સર્વ ઇશ્વરેચ્છા ઉપર રાખવું.

" He came on earth to teach mankind,
What'tis to be a man; to give, not take;
To serve, not rule; to nourish, not to devour,
To help, not crush; if needs, to die, not live. "

*Charles Kingsley.*

ભાવાર્થઃ—મનુષ્યત્વ શામાં રહેલું છે તેનું શિક્ષણ આપવાને, લેવાને નહિ પણ આપવાને, આજ્ઞા કરતાં નહિ પણ સેવા ઉઠાવતાં, નાશ કરતાં નહિ પણ રક્ષણ કરતાં, ચગદતાં નહિ પણ મદદ કરતાં અને જરૂર પડે, જીવનની દરકાર નહિ કરતાં, મરતાં શીખવવાને તેનું પૃથ્વીપર આગમન થયું હતું.

---

स्वार्थो यस्य परार्थ एव सपुमानेकः सतामग्रणीः ।
ભાવાર્થ:—પરાર્થ એજ પોતાનો સ્વાર્થ છે, પારકાનું કલ્યાણ કરવું એમાંજ પોતાનું કલ્યાણ રહેલું છે, એમ જે સમજે છે એજ મનુષ્ય સજ્જનસમાજનો અગ્રણી થઇ શકે છે.

---

"We are to relieve the distressed, to put the wanderer into his way, and to divide our bread with the hungry, which is but the doing of good to ourselves; for we are only several members of one great body."

*Seneca.*

ભાવાર્થ:—દુઃખીને દુઃખમુક્ત કરવાં, રસ્તો ભૂલેલાં, ભટકતાંને સત્યમાર્ગપર લાવવાં, આપણા રોટલામાંથી ભૂખ્યાને ભાગ આપવો એ આપણું કર્તવ્ય છે અને તે કરવામાં આપણને પણ લાભ છે; કારણ કે એક મહાન શરીરના આપણે અવયવ માત્ર છીએ.

---

"Hush thy wail and help thy fellow-men;
Make gold thy vassal, not thy king."

ભાવાર્થ:—તમારા પોતાના પરિતાપ ગુપ્ત રાખો અને તમારા જાતિબન્ધુઓ અને ભગિનીઓને સહાય કરો. ધનને દાસ કરો; ધનના દાસ થતા નહિ, પૈસાને પ્રભુ કરતા ના.

धर्मं शनैः संचिनुयाद्वल्मीकमिव पुत्तिकाः ।
परलोकसहायार्थं सर्वभूतान्यपीडयन् ॥

ભાવાર્થ:—રાફડાને જેમ કીડીઓ સંચિત કરે છે તેમ પરલોક સહાયને અર્થે, સર્વ ભૂતોને પીડા કર્યા વિના ધીમે ધીમે ધર્મનો સંચય કરવો.

"There is no desire in the world that should come nearer to the heart of any one of us than the desire to make the world a little better while we live in it; to make our mark in some good cause, to strike a blow in some good movement; to lend a hand in some great lifting up. And in lending our helping hand, it is well that we should be sure always that we are really helping, that we are not merely helping some body to meet to-day distress that will come again to-morrow but that we should be relieving the distress to-day and getting rid of it to-morrow, building up a new foundation of happier things."

ભાવાર્થ:—જગતમાં રહેતાં હોઇએ ત્યાં સુધી જગતને વધારે ઉન્નત, વધારે સુખી કરવાની, કોઇ સારા કામમાં આગળ પડવાની, કોઇ સારી હીલચાલને ફતેહમંદ ઉતારવાને આપણું બનતું કરવાની, કોઇ મહાન ઉન્નતિના કામમાં સહાયતા આપવાની-ઇચ્છા કરતાં અન્ય કોઇ વધારે પ્રિય ઇચ્છા આપણા હૃદયમાં થવી જોઇએ નહિ. સહાયતા આપવામાં, આપણે ખરેખર સહાય આપીએ છીએ, આજે ઉત્પન્ન થયેલું દુઃખ જે કાલ ફરી ઉત્પન્ન થવાનું છે તે દુઃખમાંથી કોઇને મુક્ત કરવા માત્ર આપણે સહાય કરીએ છીએ એમ નહિ પણ આપણે આજના દુઃખનું સંકટ નિવારણ કરી કાલે તેને નિર્મૂળ કરવા યત્ન કરીએ છીએ, અને જૂદાં જૂદાં સુખનો નવો પાયો નાંખીએ છીએ તેની હમેશાં ખાતરી રાખવી જરૂરની છે.

# પ્રસ્તાવના.



પરમકૃપાળુ પ્રભુએ જગતની સૃષ્ટિના સુખ માટે કરી છે પરંતુ કર્તવ્યપાલનની ખામીથી, પ્રભુના સુનિયમના ભંગ કરવાથી, જગતમાં મનુષ્યોની એવી દુર્દશા—અનેક પ્રકારની દુર્દશા જોવામાં આવે છે કે જગતને સુખી કરવા સારૂ મનુષ્ય માટે વિશાલ કર્મક્ષેત્ર પડયું છે. પરોપકારવૃત્તિ અને સેવાની શક્તિ તેનામાં હશે તો કામની ન્યૂનતા તેને પડશે નહિ.

દરેક મનુષ્યમાં પરમાત્માનો વાસ છે એમ આપણે માનતા હોઇએ તો મનુષ્યની કાંઇપણ સેવા આપણે કરીએ તો તે પ્રભુસેવા કરવા બરાબર છે. "दया धर्मको मूल हय" એ મહાત્મા તુલસીદાસના વચનમાં રહેલું સત્ય આ ઉપરથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. અન્યનાં સુખદુઃખનું ભાન પોતાને થવું, તે પ્રત્યે સમભાવ, સમદૃષ્ટિ રાખવાં એ સેવા માટે આવશ્યક તત્વ છે.

પ્રભુએ આપણને જે જીવનતત્વ અર્પણ કર્યું છે તે એક અનામત તરીકે અર્પણ કર્યું છે અને તેનો ઉપયોગ આપણાં અજ્ઞાન દુઃખી ભાઇબહેનો માટે કરવો એ આપણો ધર્મ છે.

જગતમાં અનેક મનુષ્ય અજ્ઞાન, નિર્ધનતા, લાચારી અને બિમારીથી પીડાય છે, કુરૂઢિના રથચક્ર નીચે ચગદાય છે, અનેક રીતે લોકો ગભરાય છે, મુઝાય છે. અજ્ઞાનને જ્ઞાનનો પ્રકાશ આપવો, ગરીબને નિભાવવાં, ભૂખ્યાને અન્ન, તૃષાતુરને જલ, નિર્વસ્ત્રને વસ્ત્ર આપવાં, અશક્તને આશ્રય આપવો, માબાપ વગરનાંનાં માબાપ થઇ પડવું, બિમારની સારવાર કરવી, દુઃખીને આશ્વાસન આપવું, રડતાને છાનાં રાખવાં, જગતમાંથી અનેક પ્રકારના અન્યાય, જુલમ દૂર કરવા

અજ્ઞાન અને અન્યાયથી નિર્બળ અને રાંકનો બચાવ કરવો, ભૂલેલાને સન્માર્ગે બતાવવા, જગતના અનાચાર, અખેદ, કલેશ, નિરાશા દૂર કરી, સર્વત્ર પવિત્રતા, સદાચાર, સુલેહશાંતિ અને આનંદનો પ્રચાર કરવો—આમાંનાં એક અગર અનેક કામ- પરદુઃખભંજક નરનારી કરે છે અને તેટલે દરજ્જે જગતના સુખમાં વધારો થતો જાય છે.

-આપણા જ્ઞાન અને શક્તિ મુજબ આપણા સંસર્ગમાં આવતાં તેમ દૂરસ્થ મનુષ્યોનું કલ્યાણ ઇચ્છવા અને કરવાથી જગત્‌નું ઘણું દુઃખ દૂર થઇ શકે. જગતને વધારે સુખી જોવાનો અભિલાષ રાખનારાઓએ જ્યાં ત્યાં દુઃખની તપાસ રાખના રહેવાની અને દુઃખ દૂર કરવાના યત્ન કરતા રહેવાની આવશ્યકતા છે. માનવ જાતિપર પ્રીતિ રાખવી, સાર્વજનિક હિતના વિષયોનો અભ્યાસ કરવો, આખા જગત્‌નું કલ્યાણ કરવાનો યથાશક્તિ પ્રયાસ કરવો એ સાધુતા અને પ્રભુતાનું સર્વોત્તમ લક્ષણ છે.

સેવાના ઉદ્દેશથી આ લ્હાકામાં જૂદાં જૂદાં મંડળ જે ઉત્તમ અને ઉપયોગી કામ કરે છે તે સમાજને ચક થઈ પડે તે માટે તેના નિરીક્ષણની આવશ્યકતા સ્વીકારવામા આવશે:—

મર્હુમ મિ. બહેરામજી મલબારી, મિ. દયારામ ગિદુમલ, પ્રોફેસર કિ. કે. ગજ્જર જેવા સદ્‌ગૃહસ્થની પ્રેરણા અને સુપ્રયાસ વડે તથા મિસિસ રમાબાઇ રાનડે અને મિસિસ જમનાબાઇ નગીનદાસ સકાઇ જેવાં સન્નારીરત્નની સહાનુભૂતિથી સેવાસદનની સ્થાપના મુંબાઇમાં ઇ. સ. ૧૯૦૮ માં કરવામાં આવી હતી. સેવાસદનની સ્થાપના પૂર્વે કેટલાંક વિરલ નરનારી તથા હિંદસેવકસમાજ ( The Servants of India Society ) જેવું વિરલ મંડળ દેશોદ્ધાર માટે, જનસમાજના ઉત્કર્ષ માટે પ્રયત્ન કરતાં હતાં, પરન્તુ સમાજસેવા એક પવિત્ર ધર્મ છે એ સામાન્ય ખ્યાલ લોકોના

હૃદયમાં, સેવાસદનની સ્થાપના પછી ઉતર્યો. જે સમયે પુરૂષવર્ગમાં સેવાની ઉચ્ચ ભાવનાનો સામાન્ય પ્રચાર નહોતો તે વખતે સ્ત્રીઓમાં તે ભાવના દાખલ કરવાનો સેવાસદનનો હેતુ ફતેહમંદ થવા સાથે તે વડે પુરૂષવર્ગમાં તે ખ્યાલ વધારે ત્વરા અને બળથી દાખલ થયો. સેવાધર્મનું શિક્ષણ, સેવિકાઓ માટે નિવાસ, શાળા, પુસ્તકાલય, આર્થ નાગૃહ, હુન્નરકળા વર્ગ, બિમાર અને લાચાર માટે વિશ્રામસ્થાન આદિની યોજના કરવી એ સેવાસદનના મુખ્ય હેતુ છે અને તે હેતુને અનુસરી સમાજસેવાને લગતું ઉત્તમ કામ મંડળનાં સભાસદ, સેવિકાઓ, પરિચારિકાઓ, સૂતિકાઓ, સ્ત્રી–તબીબ વગેરે કરે છે. ગયા દુષ્કાળ વખતે દુઃખી અને લાચારને અન્નવસ્ત્રની મદદ કરવાના સંબંધમાં તેમ રોગોના સંકટ નિવારણના સંબંધમાં મિસિસ રમાબાઇ રાનડે, મિ. જમનાબાઇ નગીનદાસ સક્કાઇ અને પતિ–પત્નિના એક સુશિક્ષિત યુગલે પ્રશંસાપાત્ર પ્રયત્ન કર્યા હતા. હાલના કાર્યક્રમમાં સેવાસદન નિવાસ વિનાનાને નિવાસ, રક્ષણ અને શિક્ષણ આપે છે, સદનની અંદર તેમ બહાર, બિમાર અને દુઃખીની સારવાર કરે છે, સહાયતા આપે છે, સ્ત્રીઓમાં હુન્નરકળા, સંગીત આદિના જ્ઞાનનો પ્રચાર કરે છે અને સેવિકા તથા પરિચારિકાઓને સારવાર અને સૂતિકાને લગતા જ્ઞાનનું શિક્ષણ આપે છે. સ્ત્રીઓને સેવાનું શિક્ષણ આપવા માટે, નિરક્ષર સ્ત્રીઓને અજ્ઞાન અને આપત્તિના અંધકારમાંથી મુક્ત કરી તેમનું જીવન ઉજ્જ્વલ, આનંદયુક્ત અને ઉપયોગી કરવા માટે આ એક અનુપમ સંસ્થા છે.

પૂનામાં ઑ. મિ. ગોપાળ કૃષ્ણ ગોખલેએ સ્થાપેલા હિંદસેવકસમાજમાં, દેશસેવા માટે જીવન અર્પણ કરવાનું વ્રત લેનાર સુશિક્ષિત સદ્‌ગૃહસ્થને દાખલ કરવામાં આવે છે. આ સંસ્થાના સેવકોએ અત્યાર સુધીમાં લોકસેવાનું, પરોપકારનું, ઘણું ઉપયોગી કાર્ય કર્યું છે. દુ

પરની દુષ્કાળ જેવી મહાન્ આફતોમાં તથા દેશસેવાના અન્ય પ્રસંગે તેઓએ અતિ પ્રસંસનીય કાર્ય કરી બતાવ્યું છે.

સેવાસદનને મળતીજ "નિષ્કામકર્મમઠ" નામની ઉપયોગી સંસ્થાની સ્થાપના પ્રો. ડિ. કે. કર્વે અને અન્ય થોડાંક સ્ત્રી-પુરૂષના પ્રયાસથી પૂનામાં થઇ છે. સમાજસેવાનું સત્કાર્ય ઉત્સાહપૂર્વક કરે તેવું સ્ત્રીમંડળ તૈયાર કરવું, સ્ત્રીઓ માટે બોર્ડિંગ સ્કૂલ અને અન્ય શાળાઓ ઉઘાડવી તથા સામાન્ય રીતે શિક્ષણ તથા પરોપકારનાં કાર્ય કરવાં, મઠનાં સાધન મુજબ, શિક્ષણ અને પરોપકારને લગતું કામ કરતી અન્ય સંસ્થાઓને મદદ કરવી એ મઠના હેતું છે. કામ કરનાર સ્ત્રીઓની પુરતી સખ્યા તૈયાર થાય એટલે આ સંસ્થામાં માત્ર સ્ત્રી-સેવિકાઓજ સભાસદ તરીકે રાખવી, પુરૂષ-કામ કરનારાઓથી સંસ્થાએ સંબંધ ન રાખવો એવી ગોઠવણ રાખવામાં આવી છે. આ મંડળમાં નાતજાતનો તફાવત રાખવામાં આવ્યો નથી. પૂના વિધવાશ્રમ સાથેના કન્યામહાવિદ્યાલયનું કાર્ય નિષ્કામકર્મમઠે પોતાને માથે લીધું છે.

સન ૧૯૧૧ માં મુબાઇમાં સોશિયલ સર્વિસ લીગની (સમાજસેવા મંડળની) સ્થાપના થઇ હતી. આ લીગ સમાજસેવાને લગતી એક આદર્શ સંસ્થા છે અને તેને જનસમાજ તરફથી કમનું સારૂ ઉત્તેજન મળતું રહેશે તો સમાજસેવાનું ઉત્તમ કાર્ય બહોળા વિસ્તારમાં તે કરી શકશે એ તેના અત્યાર સુધીના, અલ્પ સમયના કામકાજ ઉપરથી પણ જણાઇ આવે છે. ગયા દુષ્કાળ વખતે આ મંડળે, મુંબાઇની સેંટ્રલ રિલીફ કમિટીને લગભગ રૂ. ૨૦૦૦૦ જેવડી મોટી રકમ સંકટનિવારણ માટે એકઠી કરી આપી હતી. ઓદ્યોગો માટે અકસ્માત્ વખતે તાત્કાલિક મદદ, માંદાની માવજત અને આરોગ્ય વિદ્યાના શિક્ષણ માટે આ મંડળે વર્ગ ઉઘાડ્યા છે, સેંટ જોન

એમ્બ્યુલન્સ બ્રિગેડનો હિંદુ વિભાગ તૈયાર કર્યો છે, મફત ફરતી (Travelling) લાઇબ્રેરીઓ, ભાષણો, ચોપાનીયાં, મેજિકલેન્ટર્નના પ્રયોગો સહિત ભાષણો અને રાત્રીશાળાઓદ્વારા સામાન્ય વર્ગને શિક્ષણ આપવા તથા હાઇસ્કૂલ અને કોલેજનો અભ્યાસ ન કરી શક્યા હોય તેમને તેનો અભ્યાસ કરાવવા તે પ્રયાસ કરે છે. આ મંડળે સમાજસેવાને લગતાં પુસ્તકોની એક લાયબ્રેરી ઉઘાડી છે. સમાજસેવાના માર્ગ દર્શાવનાર સાહિત્ય, લોકોમાં વહેંચવાનું તથા બીજાં કામ આ મંડળે માથે લીધાં છે; તેમાં મુંબાઈ શહેરનાં લોકહિતનાં ધર્માદા તથા કેળવણી આપનારાં ખાતાંનું પત્રક તૈયાર કરવાનો મંડળનો પ્રયત્ન અનુકરણીય છે. મંડળમાં પુરૂષ તેમ સ્ત્રીઓ નાતજાતના તફાવત સિવાય સભાસદ થઇ શકે છે.

પતિત વર્ગનો ઉદ્ધાર કરનાર મંડળ (The Depressed Classes Mission Society of India) ઇલાકામાં તેમ દેશના અન્ય ભાગમાં આ વર્ગના લોકોને શિક્ષણ આપી તેમને ઉચ્ચ પદે લાવવા, સમાજના તેઓ ઉપયોગી અંગભૂત થઇ પડે તેવી યોજના કરવા બહુ સારો યત્ન કરે છે. પુરૂષો સાથે કેટલીક સુશિક્ષિત સન્નારીઓ પણ સમાજસેવાનું આ કાર્ય કરે છે. આ સંસ્થા તથા તેની સાથે જોડાયલી અન્ય સંસ્થાઓએ મુંબાઇમાં અને અન્ય સ્થળે આ વર્ગને ઉન્નત કરવા માટે વિદ્યાર્થીગૃહ, દિવસની, તેમ રાત્રીશાળાઓ ઉઘાડી છે. આ વર્ગમાં હુન્નર કળા અને ઉદ્યોગના શિક્ષણનો પ્રચાર કરવા માટે પણ મંડળ તરફથી વર્ગ ઉઘાડવામાં આવ્યા છે. મહાર, ચમાર, મંગ, ઢેડ, અને ભંગી લોકો આ સર્વ સંસ્થાઓનો લાભ લેછે. અંત્યજ વર્ગના ઉત્કર્ષનાં માર્ગમાં જે કેટલાક સામાજિક વિક્ષેપ નડે છે તે દૂર કરવાને, તેમનું જીવન તેમને પોતાને તેમ સમાજને વધારે ઉપયોગી થાય તે માટે તેમનું સાંસારિક પદ ઉન્નત કરવા માટે, સ્પર્શાસ્પર્શ ની

રૂઢ અને અન્ય હલકા વિચાર દૂર કરવા માટે આ મંડળ જે પ્રયાસ કરે છે તેને દેશના તમામ-ભાગ તરફથી ઉત્તેજન મળવું જોઇએ. મુંબઇના આ મંડળી સાથે પૂના, અકોલા, અમરાવતી, ભાવનગર, દાપોલી, હુબલી, મદ્રાસ, મહાબળેશ્વર, માલવણ, માંગલોર સતારા થાણા અને કોલ્હાપુરમાં આજ પ્રકારનાં મંડળ, શાખા અગર સંયુક્ત સંસ્થા તરીકે અંત્યજ વર્ગના ઉદ્ધાર માટે જે પ્રશંસાપાત્ર શ્રમ કરી રહ્યાં છે તેનું અનુકરણ દેશ સમસ્તમાં થવું જોઇએ. મુંબાઇની ધ ડિપ્રેસ્ડ કલાસિઝ મિશન સોસાયટી ઑફ ઇંડીઆની સ્થાપના સન ૧૯૦૬ માં થઇ હતી. તેને હિંદી સરકારના સન ૧૮૬૦ ના ૨૧ મા ઍક્ટ મુજબ રજીસ્ટર કરાવવામાં આવી છે.

અંત્યજ વર્ગની માફક સમાજની અવગણનાથી અવદશામાં આવી પડેલી અનેક વિધવાઓનું જીવન સુશિક્ષિત, સદ્દુઘોગી અને સુખી કરવા માટે તથા સામાન્ય રીતે સ્ત્રીશિક્ષણના પ્રચાર માટે પ્રોફેસર ડિ. કે. કર્વેના પ્રયાસથી સ્થપાએલો પૂનાનો હિંદુ વિધવાશ્રમ ચૌદ વર્ષથી, અને કન્યામહોવિદ્યાલય પાંચ વર્ષથી સારા પ્રયાસ કરે છે.

સુરત તથા અમદાવાદના વનિતાવિશ્રામ પણ દુઃખી વિધવા અને સ્ત્રીઓના સામાન્ય સંકટનિવારણ, શિક્ષણ અને ઉત્કર્ષને લગતું સમાજસેવાનું કાર્ય પરમાર્થપરાયણ સન્નારીઓ બાઇજીઆરી, નાની બહેન ગજ્જર અને બહેન સુલોચનાની-દેખરેખ નીચે કરે છે.

ધાર્મિક વિચાર બાદ કરતાં આ દેશમાં મુક્તિફોજ ૩૦ વર્ષથી સમાજ સેવાનું જે કાર્ય કરે છે તે ખરેખર અનુકરણીય છે. નિરાધાર લોકોમાં સામાન્ય, અને ઔદ્યોગિક કેળવણીના પ્રચાર ઉપરાંત, બિમારની સારવાર માટે તેઓએ હોસ્પિટલો પણ ઉઘાડી છે. ખેતીવાડી, રેશમ અને વણાટના ઉદ્યોગને આગળ વધારવા માટે આ મંડળ વખાણવાલાયક યત્ન કરે છે. હિંદુસ્તાનના અપરાધી વર્ગને સુધારી તે-

મને ઉદ્યોગે લગાડવાના પ્રયત્ન તરફ સરકાર તથા પ્રજાનું પણ લક્ષ ખેંચાયું છે અને તેને સરકાર તરફથી ઉત્તેજન પણ મળે છે. ગયા દુષ્કાળ વખતે મુક્તિફોજે આ પ્રાન્તમાં ઘાસ આપવા, કુવા ખોદાવવા અને લાચાર શખ્સો, બાળકોને ખોરાક આપવાનું વખાણવાલાયક કામ કર્યું હતું. સમાજમાંથી દુઃખ, તંગી અને દરિદ્રાવસ્થા દૂર કરવાના મુક્તિ ફોજના પ્રયત્નનું દેશના ભિન્નભિન્ન સંપ્રદાયના આચાર્યો અને અગ્રેસરો સામાન્ય રીતે અનુસરણ કરે તો સમાજસુધારણાનું ઘણું કામ ઓછું તેમ સરલ થઈ જાય.

આ સિવાય આર્યસમાજ તથા અન્ય ક્રિશ્ચિયનસમાજ લોકસેવાનાં અનુકરણીય કામ કરે છે. આ તથા અન્ય ધાર્મિક મંડળો ધાર્મિક મતભેદ દૂર રાખી જનસેવાનાં કેટલાંક કાર્ય કરે છે એ પ્રશંસાપાત્ર છે, છતાં તેઓ સામાન્ય રીતે ધર્મપ્રચાર અને લોકસેવાનાં ખાતાં સ્પષ્ટ રીતે જૂદાં રાખે, પોતાના તરફની મદદ મેળવતાં, આશ્રય લેતાં મનુષ્યોએ પોતાનો ધર્મ સ્વીકારવો એ ફરજીયાત નહિ રાખતાં ઐચ્છિક રાખે તો તેમનાં લોકસેવાનાં કાર્ય વિશેષ આદરણીય અને લોકપ્રિય થાય.

આ તથા જનસેવાનું કાર્ય કરતી હિંદુ મુસલમાન અને પારસીઓની, અનાથાશ્રમ જેવી અન્ય સર્વ સંસ્થાઓ તથા મંડળો આ રીતે સમાજસેવાનાં પ્રશંસાપાત્ર કાર્ય કરે છે, તેનાં સુપરિણામ, સુફલ આવે છે તેમ આવશે એ વાત ખરી છે, પરન્તુ દેશમાં, આપણી આસપાસની સૃષ્ટિમાં અનેક પ્રકારનાં જે દુઃખ અને અધોગતિ જોવામાં આવે છે તે દૂર કરવા માટે તેવી વધારે સંસ્થાઓની, તેવાં વધારે મંડળની, અગર તેની વધારે શાખાઓની સેવક અને સેવિકાઓની વિશેષ જરૂર છે.

ઇંગ્લાંડના "બર્નાડોસ હોમ" (ગૃહ) નામની એકજ સંસ્થાએ

તેની સ્થાપના પછી પોણો લાખ ઉપરાંત બાલક અને બાલિકાઓને આશ્રય આપી તેમનું રક્ષણ કર્યું છે અને હજુ તે પ્રકારનું સત્કાર્ય કરે જાય છે આ શિવાય ત્યાંની અનેક સંસ્થાઓ–આશ્રમો, ગૃહો, હૉસ્પિટલો, સભાઓ, લેકોમાંથી અજ્ઞાન, દુરાચાર, દુર્વ્યસન હઠાવવાને, દારૂની લત, ગુલામી દૂર કરવાને રખડતાં, ભટકતાં, ભૂલેલાંઓને માર્ગ બતાવવાને, સુપથે ચઢાવવાને, અશક્ત, અનાથ, અશરણને આશ્રય આપવાને, બ્હેરાં મૂગાં અને અંધજનનાં જીવન ઉપયોગી અને ઉજ્જવલ કરવાને, ક્ષય, રક્તપીત આદિથી હેરાન થતાં મનુષ્યને સારવાર અને સુખ મળે તે માટે, ગરીબ અને મજૂર વર્ગનાં જીવન સુશિક્ષિત અને સુખી કરવા માટે, ગુન્હેગારોને સુધારવા માટે, સમાજનાં કચરા જેવાં તત્વ—નકામાં જણાતાં સ્ત્રીપુરુષોમાંથી સમાજને ઉપયોગી થઇ પડે તેવાં મનુષ્ય બનાવવા માટે, કેદીઓનાં સુખસગવડ માટે, બિમારી હઠાવી સર્વત્ર આરોગ્ય અને સુખશાન્તિના પ્રચાર માટે, અન્યાય અને જૂલમ દૂર કરી સર્વત્ર સુલેહ અને સહિસલામતી વધારવા માટે, શિક્ષણ, લેખો, ભાષણો, ભાષાંતરો, પુસ્તકો, મેજિકલેન્ટર્ન અને સિનેમેટોગ્રાફના ચિત્રો દ્વારા, દ્રવ્ય, ઔષધ, અન્નવસ્ત્રની સહાયથી, તે સંસ્થાઓના કામ કરનારાઓના માનસિક તેમ શારીરિક શ્રમવડે, કામ કરી રહી છે.

હિંદુસ્તાનને આ બધીજ દિશામાં અને તે ઉપરાંત સાંસારિક જીવનને અવનત અને પરિતાપયુક્ત કરનાર કેટલાંક અનિષ્ટ દૂર કરવા માટે ઘણું કામ કરવાનું છે અને દરેક મનુષ્ય વ્યક્તિરૂપે તેમ સમુદાયમાં સેવા કરવાનો સંકલ્પ કરશે તો પોતાના દેશબંધુ અને ભગિનીઓનાં જીવન વધારે ઉજ્જલ, વધારે આશામય તથા વધારે સુખી બનવામાં વિલંબ લાગશે નહિ.

પરોપકારનાં, સેવાનાં કાર્ય કરવાના વિષયમાં કોઇ માણસ એમ કહે કે

મારાથી કાંઇ બની શકે એમ નથી, તો તે કહેવું ખોટું છે. દરેક મનુષ્ય કાંઇ ને કાંઇ સેવા કરી શકે. જે કોઇ મ યમાં ગરીબને દ્રવ્યની અન્નવસ્ત્રની મદદ કરવાની શકિત ન હોય તો તેનામાં વાણીની, જ્ઞાનપ્રસારણની શકિત હોય, જેનામાં આ બન્ને શકિત ન હોય તો તે બિમારની સારવાર કરી શકે, અનીતિમાનને નીતિના માર્ગપર લાવે, દુઃખીને દિલાસો, આશ્વાસન આપી શકે, કોઇનો ફેરો ખાઇને, બે સારા શબ્દ બોલીને પણ વ્યક્તિ રૂપે, તેમ સમુદાયમાં તે સેવા કરી શકે. ડૉ. સ્માઇલ્સ કહે છે તેમ એટલું તો આવશ્યક છે કે સેવામાં ઘણે ભાગે, સંકટનિવારણ સાથે લે કરમાં સ્વાશ્રય અને ઉપયોગી થવાની ભાવના ઉત્પન્ન થવી જોઇએ. આવીજ સેવા ફલપ્રદ થઈ શકે.

પોતાના જાતિબંધુ અને ભગિનીનાં અનેક પ્રકારનાં દુઃખ અને અડચણો, પરિતાપ અને ત્રાસ જોઇ જેનું હૃદય ન દ્રવે તેવાં નિષ્ઠુર, પાષાણહૃદય મનુષ્ય જગતમા અપવાદરૂપે હોય છે. પોતાની આસપાસના જગતમાં સુખસંતોષ વધારવાના, પોતાનાં દુ ખી ભાઇ બહેનની સેવા ઉઠાવવાના અભિલાષવાળા આ પુસ્તકના સજ્જનવાચકવર્ગને આ પુસ્તક માર્ગદર્શક અને પ્રોત્સાહક થઇ પડશે તો તેની પ્રસિદ્ધિ સાર્થક થઇ ગણાશે.

આ પુસ્તક, લાહોરની ફોરમન ક્રિશ્ચિયન કોલેજના પ્રિન્સિપાલ રેવરંડ મિ. ફ્લેમિંગ એમ. એ એમ. એસ. ટી.ના "Suggestions for Social Helpfulness" (સમાજસેવાના સન્માર્ગ) એ નામના ગ્રંથ ઉપરથી લખવામા આવ્યું છે. રેવરંડ મિ. ફ્લેમિંગે ઉક્ત ગ્રંથ પ્રકટ કરી હિંદી જનસમાજની ઉતમ પ્રકારની સેવા બજાવી છે તે તે ગ્રંથના વાચન ઉપરથી જણાઇ આવશે.

માનવજીવનમાં વિદ્યાર્થી-અવસ્થા એ બહુ મહત્વનો, મૂલ્યવાન્ સમય

છે. આ અવસ્થાથીજ માનવ જીવનના ઘડતા, મનુષ્યના ચરિત્રનું બંધારણ થાય છે. પોતાના તરફની તેમ જગત તરફની જવાબદારી સમજવાનો આ કિંમતી સમય છે. આ અવસ્થામાં જે સારા નરસા સંસ્કાર મનુષ્યપર પડે છે તેને અનુસરીને મનુષ્ય આત્મોન્નતિ તેમ સમાજસેવાના કાર્ય સફલતા સાથે કરીશકે છે. આ વિચારથી રેવરંડ મિ. ફ્લેમિંગે આ પુસ્તક વિદ્યાર્થીઓ માટે લખ્યું છે પણ મનુષ્ય પોતાની સર્વ સ્થિતિમાં, બાલ્યકાલથી વૃદ્ધાવસ્થા સુધી અભ્યાસી છે એ દૃષ્ટિએ જેઓ શાળા, પાઠશાળામાં જતા વિદ્યાર્થી નહિ હોય તેઓને પણ તે અનંત ઉપયોગી થઇ પડશે.

આ પુસ્તકમાં સામાજિક સેવાના સર્વ સંભવિત માર્ગ બતાવવાનો ઉદ્દેશ રાખવામાં આવ્યો નથી. મૂળ લેખકે જણાવ્યું છે તેમ આ પુસ્તક સૂચનાત્મક છે એટલે તેમાં આપવામાં આવેલી સૂચનાઓ બતાવવામાં આવેલી માર્ગ ઉપરથી સેવા માટે અન્ય અનેક સૂચનાઓ, અન્ય અનેક માર્ગ મળી આવશે.

અમદાવાદ,<br>
સંવત્ ૧૯૬૮ વિજયાદશમી. } ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલ

# સંક્ષિપ્ત અનુક્રમણિકા



# સવિસ્તર અનુક્રમણિકા.

# सामाजिक सेवाना सन्मार्ग.

## प्रकरण १ लुं.

### ઉપોદ્ઘાત.

#### માનવ જીવન અને પરસ્પર સાહાય્ય.

મનુષ્ય સૂક્ષ્મ અવલોકન કરશે, ઉંડો વિચાર કરશે તો તેને મા-
લમ પડશે કે, તેનું શરીર, તેનુ મન, તેનો આત્મા તે સર્વની ઉત્પત્તિ
અને તેના વિકાસ અન્યને લીધે છે. અન્યની સહાનુભૂતિ શિવાય, અન્યની
સહાયતા શિવાય, જન્મથી માંડી મરણ પર્યન્ત, મનુષ્ય પોતાનું કાંઇ
પણ કામ કરી શકે નહિ. માનવજીવન અને તેના વિકાસનો ઘણો આ-
ધાર અન્યના ત્યાગ ઉપર રહે છે તો દરેક મનુષ્યે પોતાના બન્ધુઓ
અને ભગિનીઓની સેવા કરવા, સ્વાર્થત્યાગ કરવા તત્પરતા બતાવવી
એ તેનુ કર્તવ્ય છે; આ રીતે માણસે પોતાની શારીરિક, માનસિક
અને આધ્યાત્મિક શક્તિઓનો ઉપયોગ જનસમાજની સેવાર્થે કરવો
જોઇએ છીએ.

#### સેવાનો સંકલ્પ.

સર્વ મનુષ્યમા પ્રતિભા હોતી નથી, સઘળા મનુષ્યમા કવિત્વ
કે વક્તૃત્વ હોતુ નથી, બધાજ ધનવાન્ હોતા નથી, બધાને અનકાશ

હોતો નથી, પરન્તુ પોતાના સંસર્ગમાં આવતાં મનુષ્યની યથાશક્તિ સેવા તો સર્વ કરી શકે. સેવાના માર્ગની હમેશાં નક્કી કરવાની જરૂર હોતી નથી. દરેક સ્ત્રીપુરૂષ ધારે તો તેને સેવાના ભિન્ન ભિન્ન માર્ગ મળી આવે.

## આ પુસ્તકનો હેતુ.

સેવામાં જીવનની વિવિધ શક્તિઓનું ઉદ્બોધન હોવું જોઈએ. જીવનમાં જેમ નાના પ્રકારના ભેદ હોય છે તેમ સેવાના સ્વરૂપ અને દેખાવમાં પણ ભેદ હોય છે. સેવા શું શું કરી શકે અગર તેની મર્યાદા ક્યાં આવી રહે તેનો અહેવાલ એક લઘુ ગ્રન્થમાં આવી શકે નહિ, પણ આ પુસ્તક સૂચનાઓ કરી શકે, જેઓને પ્રભુનું પ્રોત્સાહક સાન્નિધ્ય હોય તેમનામાં આચારવિચારની નવીન પ્રણાલિકાઓ ઉત્પન્ન કરી શકે. જેનું દિલ કાંઈ કામ કરવાને રાજી છે તેમને દરેક દિશામાં મળી આવતા સેવાના ખુલ્લા માર્ગ સંબન્ધે આ પુસ્તકમાંથી અનેક સૂચનાઓ મળી શકશે, તેમજ સામાજિક સુધારણાનું કામ પૂર્વની માહિતી, પરસ્પરની સહાય અને હુશિયારીથી કરવાની તાલિમ વિદ્યાર્થીઓને એમાંથી મળશે એવી આશા રાખવામાં આવે છે. સામાજિક જીવન સુશિક્ષિત બને, તેનાં સારાં પરિણામ આવે એ કેળવણીનો ખરો હેતુ હોવો જોઈએ. વિદ્યાર્થી અવસ્થામાં પણ, નાગરિક તરીકે પોતાને મળતા પ્રસંગો અને આવી પડતી જવાબદારી સમજવાને દરેક માણસે આરમ્ભ કરવો જોઈએ. વિદ્યાર્થીના ભાવિ જીવનને આવશ્યક હેતુપૂર્ણ વિચારશક્તિ અને વિશુદ્ધ સેવાધર્મનો સદ્ગુણ પ્રકટ થવા માટે નિશ્ચિત વ્યાવહારિક સેવાના નિયમિત યત્ન થવાની જરૂર છે. આ રીતે, આ પુસ્તકનો હેતુ, વાચકવર્ગમાં સંસ્કાર થઈ પડવાની ઈચ્છા જાગૃત કરવાનો, એ ઇચ્છાને અમલમાં મૂકવાના માર્ગ બતાવવાનો, જવાબદારીની લાગણી ઉત્પન્ન કરવાનો અને ભાવનાઓને વ્યવહારમાં ઉતારી આ ભાવનાઓનું જ્ઞાન મેળવવાનો છે

### પદ્ધતિ.

સામાજિક સેવા વડે મળતી કેળવણીની વિચાર માત્રમાં રહેલી કિંમતની કેવળ વાતો કરતાં, કોઇપણ કાર્ય જે ખરી રીતે કરવામાં આવે છે તેનો વૃત્તાંત વધારે ઉત્તેજક થઇ પડે છે એમ ધારી વિદ્યાર્થીઓએ તેમ બીજાઓએ કરેલી સેવાના ગમે તેવા નમ્ર યત્નને આ પુસ્તકમાં સ્થાન આપવામાં આવ્યું છે. જે સ્થળેથી ખરી, વ્યાવહારિક સૂચનાઓ મળી ત્યાંથી બહુ છૂટથી લેવામાં આવી છે; કારણકે અનુભવથી એમ માલમ પડયું છે કે સેવા કરવા માટે લોકો તત્પર હોય તો, વધારે કામ થવા માટે, સેવાના સંબન્ધમાં સૂચનાઓની જરૂર છે.

### કામ કરીને શીખવું.

કોઇ પણ વસ્તુ વિષે ફક્ત વાંચવા કરતાં તે વસ્તુ હાથમાં લઇ કરવાથી, કામ વધારે સારી રીતે આગળ વધે છે તે હવે દરેક જણ કબૂલ કરે છે. હિન્દુસ્તાનની દરેક યુનિવર્સિટિમાં સારાં સાધનવાળી, વિજ્ઞાનને લગતી પ્રયોગશાળાઓ માટે હાલ જેવો આગ્રહ બતાવવામાં આવે છે તે પહેલાં બતાવવામાં આવતો નહોતો. વિજ્ઞાનનો અભ્યાસ કરનારને હાલ, દરેક પ્રાન્તમાં થોડું ઘણું પ્રયોગને લગતું કામ કરવું પડે છે. વિશિષ્ટ ઉષ્ણતા*એટલે શું, તે કોઇ વિદ્યાર્થી તેની તુલના કરે નહિ અને ઉષ્ણતા તથા ઉષ્મામાપકયંત્રથી ÷ તે પોતાને માટે શોધી કાઢે નહિ ત્યાં સુધી તે સમજી શકે નહિ. તેઓ એમ માને છે કે કોઇ પણ પુસ્તકના પાનાં ઉપરથી હાઇડ્રોજન× ઓળખી શકાય નહિ. વિદ્યાર્થીઓએ જાતેજ તેનાં દ્રવ્ય ખોળી લેવાં જોઇએ. હિન્દુસ્તાનમાં પ્રયોગ-

---

* Specific heat. દરેક વસ્તુને શૂન્ય ડીગ્રીથી લઇ એક ડીગ્રી સુધી લઇ જવા માટે જોઇતી ઉષ્ણતા.

÷ Thermometer and Calorimeter.

× ઉદ્જનક વાયુ—પાણી ઉત્પન્ન કરનાર વાયુ.

શાળાની પદ્ધતિ માત્ર પદાર્થવિજ્ઞાન, રસાયણ અને પ્રાણીવિજ્ઞાનને લગાડવામાં આવે છે. ઇગ્લંડ અને અમેરિકામાં તેમનેજ માત્ર નહિ પરન્તુ, ગણિત, માનસશાસ્ત્ર અને સમાજશાસ્ત્રને પણ લગાડવામાં આવે છે. સક્ષેપમાં આપણને એમ માલૂમ પડ્યું છે કે કોઇ પણ વસ્તુ આપણે કરીએ છીએ તેનું આપણને સારૂં શિક્ષણ મળે છે. ખરી રીતે, અનુભવથી આપણે જે ખોળી કાઢીએ છીએ તેજ ચીજો વિષે આપણને સારામાં સારૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે. અમે એમ માનીએ છીએ કે નાગરિક જીવન માટે યોગ્યતા મેળવવાને આજ પ્રયોગશાળાની પદ્ધતિની જરૂર છે.

## કેટલીક માની લીધેલી બાબતો.

આ પુસ્તકમાં એમ માની લેવામાં આવ્યું છે કે વિદ્યાર્થીઓના નૈતિક વિકાસ માટે ઉંડી લાગણીવાળા સંખ્યાબન્ધ શિક્ષકો છે અને એવા ઘણા વિદ્યાર્થીઓ તથા અન્ય સ્ત્રીપુરૂષ છે જેઓ સેવાના સન્માર્ગમાં, શિક્ષકો અને આગેવાનોની સુચનાને અનુસરી ચાલે. સીધા નૈતિક શિક્ષણની અસર અને યથાર્થતામાં માણસોમાં મતભેદ હોય પરન્તુ અંતરની ભાવનાઓ ભાવનાના અનુસરણથી આવિર્ભાવ પામે છે, તે બાબતમાં સઘળા એકમત છે. નીતિશાસ્ત્ર અને ધર્મના ઉચ્ચ જ્ઞાન માત્રથી મનુષ્ય નીતિમાન્ કે ધાર્મિક બનતું નથી પરન્તુ નીતિ અને ધર્મની દૃષ્ટિથી કામકાજ કરવાથી થાય છે એમ-માની લેવામાં આવ્યું છે. એમ પણ માની લેવામાં આવ્યું છે કે સેવાને લગતું શિક્ષણ એ ખરી અને મહત્વની બાબત છે. સામાજિક સેવા માટે વિદ્યાર્થીઓમાં વધારેમા વધારે કેટલી શક્તિઓ રહેલી છે તે તેઓ પોતેજ પોતાની મેળે શોધી કાઢે તેમાં સહાય કરવાને યત્ન કરવો–એ પોતાને સુપ્રસંગ પ્રાપ્ત થયો છે, એ પોતાને એક સારામાં સારો હક મળ્યો છે એવું ધારનાર કેટલાક સુશિક્ષક છે. આથી એમ બને

છે કે વિદ્યાર્થીઓ શાળામાં હોય છે ત્યારથીજ, પુખ્ત વયે, જીવનનું એક સારામાં સારૂં ઉત્કર્ષક સાધન સંપાદન કરવામાં તેઓ પ્રાથમિક પગલું ભરી શકે છે. એક પુસ્તક વિદ્યાર્થીની દષ્ટિ આગળ રહેવાથી કે એક ભાષણ સાંભળવાથી જે અસર થાય છે, પણ જેથી તેના પ્રવૃત્તિમય જીવનને અસર થતી નથી, તે અસર તથા તે લાગણી વ્યર્થ જાય છે; આવી જેમને ખાતરી છે તેમને, ઘણે સ્થળે વ્યાવહારિક માલમ પડેલી, સેવાના સન્માર્ગ બતાવનાર આ રૂપરેખા રસભરી અને મૂલ્યવાન થઇ પડશે.

## સામાજિક સેવાની વ્યાખ્યા.

સામાજિક સેવાની જૂદી જૂદી વ્યાખ્યા કરવામાં આવે છેઃ—માનવજાતિની સુધારણા માટે કોઇ વ્યક્તિ અગર સમુદાય તરફની સેવા; સમાજની સ્થિતિ સુધારવાનો કોઇ યત્ન; કોઇપણ પ્રકારના સાંસારિક સબંધનો વિચાર લાવ્યા વગર માત્ર વ્યકિત કરતાં સમુદાયની ઉન્નતિનો હેતુ, જનસુધારણાના જે પ્રયાસમાં હોય તેવા કોઈ પ્રયાસ. અમારા માનવા મુજબ, સમાજની સુધારણા માટે એક વ્યક્તિ સાથેના અંગત અને હાથોહાથના કામનો સમાવેશ સેવામાં થાય છે એટલુંજ નહિ પણ માનવજાતિની સુધારણા માટેના વધારે મોટા, વધારે નિયમિત અને સંયુક્ત યત્નનો પણ સમાવેશ થાય છે. આમ છતાં એકજ પ્રકારની કોઇ પ્રવૃત્તિમાં પડી અને પછી તેજ માત્ર સેવા છે એમ કહેવાથી પણ આપણે સાવધ રહેવું જોઇએ છીએ. કારણકે, જીવન જેટલું વિસ્તારવાળું, જેટલું વિવિધતાવાળું તેટલી સેવા પણ વિસ્તારયુકત અને વિવિધતાવાળી હોય છે.

## સહાનુભૂતિની ખીલવણી.

કોઇપણ જરૂરીયાત પૂરી પાડવી તે સેવા. સહાનુભૂતિની આપણી વૃત્તિની ખીલવણી એવી રીતે થવી જોઇએ કે [illegible]

આપણા જાતિભાઇઓને જરૂરી બાબતો પૂરી પાડીએ. કોઇપણ અમ-રની નિશ્ચિત સેવા હમેશા કરવી એ સલાહભરેલું છે જેથી સેવા કર-વાની ટેવ પડે. આ હેતુથી કરવામા આવતી કોઇપણ બાબત મહત્વ વગરની અગર નિર્ફળ હોઇ શકે નહિ

"નાની નાની મદદ પણ ચાલુ રહે ત્યાસુધી તે ખરી મેવાજ છે, એક નાના ફૂલનો પણ છાયડો, સૂર્યથી, ઝાકળના બિન્દુનું રક્ષણ કરે છે ".-

વાસ્તવિકરીતે, વ્યક્તિ એક અક છે અને ઘણા અક મળી પ્રજા ઉત્પન્ન થાય છે વ્યક્તિને કરેલી ગમે તેવી નાની મદદ પણ દેશનું કામ કરવા સમાન છે આથી સેવાના નાના નાના પ્રસગની પણ અવ-ગણના કરવી નહિ.

## સેવાના પ્રસગ

દરેક માણસને, પોતાના ભાઇ બહેનોના કાઇને કાઇ સેવા કર-વાના પ્રસગ પ્રાપ્ત થાય છે આવા પ્રસગ પ્રાપ્ત કરવાને પણ તેણે પ્ર-યાસ કરવો જોઇએ અને પ્રાપ્ત થતા, પોતાની બુદ્ધિ, પોતાના શરીર અને દ્રવ્યનો તે પારમાર્થે વ્યય કરે તથા તેથી અન્યને કાંઇ લાભ મળે તો તેટલુ પણ ઠીક છે. તમારા સસર્ગમા આવતા મનુષ્યને, જગતને વધારે સુખી બનાવવાની ઉદાર વૃત્તિ, ઉદાર આવેશ લાવવાની જરૂર છે આ જગત્ રણક્ષેત્ર છે હજારો દીન મનુષ્ય, જખમી થયેલા, નિરાધાર, ત મારી સહાયતાની રાહ જોતા, ઠડા જળના એક છાંટાની આશા રાખતા અને એક થોડી પણ સુખસગવડની માગણી કરતા પડયા છે મદદ મળે અગર ન મળે છતાં, કેટલાક તો પોતાના દુખમા પોતાના ભાઇ બહેનનો સમાગમ માત્ર, સ્પર્શ માત્ર ઇચ્છતા પડયા છે. જીવનમા કરૂણાજનક બાબતો ઘણી માલમ પડે છે પોતાની આસપાસ દુખી જન છતા,

જે અધમ મનુષ્ય પોતાના એશઆરામ અને આનંદનીજ માત્ર દરકાર રાખે છે તેના જેવા થવું યોગ્ય નથી. ગટે કહે છે કે ' સુન્દરતા, પરોપકાર અને આખા વિશ્વના સમાગમમાં રહેવું.' તમારી પોતાની જાત જેટલા એક કંગાળ, ચીંથરેહાલ, ક્ષુદ્ર ભાગમાં વસવું ઉચિત નથી. તમારા ધંધામાં અગર ધંધા બહાર, તમારા જ્ઞાનનો, તમારી શક્તિઓનો લાભ બીજાઓને આપો. જે કાંઇ મનોહર, જે કાંઇ પવિત્ર, જે કાંઇ સારૂં કહેવાતું હોય તેને માટે મજબુત લાગણી રાખો. અજ્ઞાનને જ્ઞાન આપવું, સર્વ માટે ઉન્નતિના માર્ગ ખુલ્લા કરવા, દુઃખીના નિસાસા દૂર કરવા, તેમનાં આંસુ લહોવાં, સર્વત્ર પ્રસન્નતાનો પ્રચાર કરવો.

## કાંઇક કરવું.

કાંઇપણ કરવાની વૃત્તિ અને વલણમાં અભિવૃદ્ધિ કરવી, એ મહત્વની બાબત છે. જ્યારે જ્યારે બની આવે ત્યારે કોઇપણ માણસને ઉન્નતિના માર્ગપર લાવવું, સંસર્ગમાં આવતાં દરેક મનુષ્યની સુધારણા કરવી, જ્યાં જ્યાં આપણે જઇએ ત્યાં ત્યાં, પ્રકાશ, આનંદ, આશા, શુભેચ્છાનો પ્રચાર કરવો, ફૂલ વેરવાં. આથી અન્યને પ્રકાશ અને આનંદ મળે છે એટલુંજ નહિ પણ આપણા સુખના દ્વાર પણ ખુલાં થાય છે. અન્ય પ્રત્યેની આવી શાન્ત સેવા, જગતનું ધ્યાન ખેંચ્યાવગર કરી શકાય, એટલે વિસ્તારવાળી અને વધારે જાહેર સ્વરૂપની સેવા સાથે જે કેટલીક મુઝવણો જોડાયલી હોય છે, તે નડે નહિ. સેવાની આ દૃષ્ટિનો અમલ જેમ વધારે થતો જાય તેમ જીવન પણ વધારે રસભર્યું થઇ પડે છે.

## વહીવટની વૃત્તિ (Stewardship) નો ખ્યાલ.

પ્રભુ પ્રીત્યર્થે ઉપયોગ કરવા માટે બુદ્ધિ આપવામાં આવી છે

અને મનુષ્ય ઘણું ઓછું કરી શકે છે માટે તેનાથી જે કાંઇ બને તે કરવામાંથી તે મુક્ત થઇ શકે નહિ. અહીં વહીવટ (Stewardship) નો અર્થ એ થાય છે કે ઇશ્વરે જે બુદ્ધિ આપી હોય તેનો ઉપયોગ કરવાની જવાબદારી. સર ઓલિવર લૉજ કહે છે કે પૂરતા કારણ વગર બનાવ બનતા નથી અને જેટલે દરજ્જે પ્રતિનિધિઓ, વહીવટ કરનારાઓ અથવા ટ્રસ્ટીઓ આરામ લીધા કરે છે અગર કોઇ પ્રસંગનો અવળો ઉપયોગ કરે છે ત્યાં સુધી સંલગ્નિત જગતના સુધારા પણ થઇ શકશે નહિ, પ્રભુદ્વારા તેમ પ્રભુ તરફથી આપણે કાંઇ કરતાં હોઇએ એમ સમજવું જોઇએ. કેટલીક થોડી બાબતમાં પણ આપણે સારી નિષ્ઠાથી સેવાધર્મ સ્વીકારવો જોઇએ. આ જગતમાં, ઉચ્ચતર જીવનના આત્મશુદ્ધ ઉત્ક્રમ અને વિકાસમાં સહાયતા કરવાનો આપણને હક છે એમ આપણે માનવું જોઇએ. અહિં માત્ર આરમ્ભ અને જવાબદારીની લાગણીની આવશ્યકતા છે. ઘણાને માટે 'મારામાં કેટલી શક્તિ છે' તે સવાલ નથી પણ મારામાં જે કાંઇ શક્તિ છે તેનો ઉપયોગ કરવાનો નિશ્ચય છે.

## સેવાની જાત ઉપર અસર.

પરમ કૃપાળુ પરમેશ્વરે જગતની તેમ માનવ સ્વભાવની એવી ઘટના કરી છે કે જે મનુષ્ય, સ્ત્રી વા પુરૂષને સુખી થવાની ઇચ્છા હોય તેણે અન્યને, સમાજને સુખી કરવાને પ્રયત્ન કરવો જોઇએ. સૂક્ષ્મ રીતે વિચાર કરનારને માલમ પડશે કે આપણુ પોતાનું સુખ વધારવાનો માર્ગ, બીજાઓને સુખ કેમ થાય એ બાબત વિચાર કરવામાં રહેલો છે. અંગ્રેજ લેખક કિંગ્સલિ કહે છે કે જો તમારે દુઃખી થવું હોય તો તમારે તમારો પોતાનોજ, તમારે પોતાને શાની જરૂર છે તેનો, તમને પોતાને શું પસંદ છે તેનો, લોકો તમને પોતાને કેવું સન્માન આપે છે તેનો, લોકો તમારે માટે શો વિચાર કરે છે તેનોજ તમારે

વિચાર કરવો. આ વૃત્તિ રાખશો તો કોઇ પણ સ્થળે તમને વિશુદ્ધતા નજરે પડશે નહિ. તમારા સંસર્ગમાં આવતી દરેક વસ્તુને તમે દુષિત કરશો, આ રીતે તમે ઘણાજ દુઃખી થશો. સ્વાર્થ એજ દુઃખનું કારણ છે. જેઓ અન્યની દરકાર કરતાં નથી તેમને તરતજ માલમ પડશે કે બીજા તેમને માટે દરકાર કરશે નહિ. તે એકલાં એકલા માટે રહેશે તો તેઓ મરશે પણ એકલાંજ અને જ્યારે તે જશે ત્યારે કોઇ દિલગીર થશે નહિ.

મનુષ્ય મહાબુદ્ધિમાન્ હોય, તેની પાસે પુષ્કળ ધન હોય, તે મહાન્ સત્તાધીશ હોય, તેને જ્યાં ત્યાં અઢળક માન મળતાં હોય, પણ તેની નજર પોતાના તરફજ હોય, તેની દૃષ્ટિમર્યાદા પોતાથી આગળ ન જતી હોય, 'હું અને મારૂં' એમાંજ તેનું જીવન વ્યતીત થતું હોય તો તેની બુદ્ધિ, તેનું ધન, તેને મળતાં માન સર્વ વ્યર્થ છે; આ સઘળું તેને મળેલું છતાં કંગાળમાં અને તેનામા ફેરફાર રહેશે નહિ. આ માણસ જ્યારે મરણ પામે છે ત્યારે તેને માટે કોઇ રડતું નથી, ખરીરીતે તેને કોઇ માન આપતું નથી, ખરી રીતે તેને માટે કોઇ સારા શબ્દનો ઉચ્ચાર કરતું નથી.

જે લોકો પોતાને માટેજ દરકાર રાખે છે, જે લોકોના જીવનનો ઉચ્ચતમ આશય, જગતમાં, પોતાની તેમ પોતાના કુટુંબની ઉન્નતિ કરવાનો છે, જેને પોતાના જાતિબંધુ, ભગિની અગર દેશનું કલ્યાણ કરવાના પ્રયાસનું સ્વપ્ન પણ નથી, તેનાથી જગત્ બેદરકાર રહે, તેનો તિરસ્કાર કરે એમાં કાંઇ આશ્ચર્ય નથી.

એક મહાન્ રાજાની વાત છે. તેને એક નાનો છોકરો હતો. આ છોકરાની તે ઘણી સુશ્રુષા કરતો. પૈસા અને પ્રીતિથી જે કાંઇ મળે, તે છોકરાને જે કાંઇ ઇચ્છા થાય તે સઘળું તેને મળતું. તેની કોઇ પણ ઉમેદ તૃપ્ત થયા વગર રહેતી નહિ. છતાં તે સુખી હતો નહિ.

અસંતોષ અને ચીડથી તેનું મ્હોં હમેશાં બગડેલુ રહેતું. એક દિવસ, એક જાદુગર રાજાના મહેલે આવ્યો અને કહ્યું કે હું તારા પુત્રને સુખી કરૂ, ચીડીયાને બદલે તેને હું હસનો કરી આપું. રાજાએ કહ્યું 'તમે જો આટલું કરી આપો તો તમે જે માગો તે આપું.' જાદુગર તે છોકરાને એક ખાનગી ઓરડામાં લઇ ગયો. એક કાગળના કકડા ઉપર કોઇ ધોળા પદાર્થથી તેણે કાંઇ લખ્યું. તે કાગળ તેણે તે છોકરાને આપ્યો અને કહ્યું કે "તુ એક અંધારા ઓરડામાં જા, તે કાગળ નીચે એક સળગાવેલી બત્તી રાખજે અને જે થાય તે જોજે." આમ કહી તે જાદુગર ગયો. તે છોકરાએ કહેવા પ્રમાણે કર્યું. ધોળા અક્ષર નીચે પ્રકાશ આવવાથી તે સુંદર, આસમાની રંગના થઇ ગયા. તેની રચના નીચે મુજબ થઇ—'હમેશાં કોઇને કોઇ તરફ દયાનાં કામ કરવાં,' રાજકુમાર જાદુગરની સલાહ મુજબ ચાલ્યો અને સત્વર સુખી થયો. કોઇપણ જીવન જ્યાંસુધી કોઇને પણ મદદગાર ન થાય ત્યાંસુધી તે ખરેખર સુખી જીવન નથી, આનંદ અને હર્ષથી, દરેક તરફ ખુશાલખ્તી, દરેક માટે શુભેચ્છા, સર્વ મનુષ્ય તરફ ભ્રાતૃભાવના આનંદથી પ્રકાશમાન્ ન હોય ત્યાં સુધી તે વિજયમાન્ થતું નથી. આપણી પાસે જે કાંઇ હોય તે આપવાથીજ માત્ર, આપણે તે સાચવી શકીએ, તેમ આપણે આગળ વધી શકીએ.

આ કારણથી, પણ સજ્જનોએ પોતાની બહેનો અગર બન્ધુઓની ઉન્નતિ માટે સમય અગર દ્રવ્યનો ભોગ આપવાને પાછળ પડવું ઘટતું નથી. દરેક માણસે પોતાની આસપાસના અન્યાય, જુલમ અને દુઃખ ઓછાં કરવા યત્ન કરવાં જોઇએ છીએ. એક ઠેકાણે લખેલું છે કે ખનિજને જેની અસર છે, તેની વનસ્પતિને પણ છે, વનસ્પતિને જેની અસર થાય છે તેની પ્રાણીને અસર થાય છે, પ્રાણીને જેની અસર થાય છે તેની મનુષ્યને થાય છે, તેવીજ રીતે, જેની, ગરીબ અને દુઃખીને

અસર થાય છે તેની શ્રીમન્ત અને સુખીને પણ અસર થાય છે-તથા જેની એક જાતિને અસર થાય છે તેની અન્યને પણ થાય છે. આ રીતે સર્વનું સુખ ઇચ્છવામાં અને કરવામાં દરેકનું સુખ રહેલું છે. દરેક મનુષ્યે સંકલ્પ કરવો જોઇએ છીએ કે "જેઓ વિનાશક વૃત્તિવાળા છે તેમને મારે કર્તૃત્વ શક્તિવાળા કરવા છે. બોડીલા અને ગુન્હેગારોને સુધારી મારે ઉપયોગી કરવા છે, વિધવા અને અનાથને મદદ કરવી છે,-ઘર વગરનાને ઘર, નિરાશ્રિતને આશ્રય આપવો-છે, દુઃખીને સહાયતા કરવી છે અને મૃત્યુ પામતા મનુષ્ય તરફ દિલસોજી બતાવવી છે." સ્ત્રીઓએ પણ આમાં અર્ધોઅર્ધ મદદ કરવી જોઇએ છીએ.

### અનુભવ પછીજ કિંમત થઈ શકે છે.

ઘણાં માણસ એમ કહે છે કે 'અમે જાણીશુ ત્યારે ચાલીશું.' હાલની વિચાર પદ્ધતિથી એમ જણાય છે કે લોકો જ્યારે કામ કરશે ત્યારે તેઓ જાણશે; કાંઇક કરવાથી જ્ઞાન પ્રાપ્ત થશે, સ્વપ્નથી, કુતર્ક વિતર્કથી થશે નહિ. સાંસારિક સુધારા અગર ઉન્નતિના પ્રશ્નોમાં ભાગ લેવાને કોઇ ખરી રીતે પ્રયત્ન કરે નહિ ત્યાંસુધી તેનામાં તે વિષેના ખરા વિચાર આવવા મુશ્કેલ છે. કોઇ પણ ભાવનાનો અર્થ અનુભવથી જ્યારે નિશ્ચિત થાય છે ત્યારેજ તે ભાવના માટે સન્માન થાય છે. અર્થાત્, અનુભવવડે સમજશક્તિ અને ગુણજ્ઞતા પ્રાપ્ત થઇ શકે. સત્યપૂર્ણ ભાવનાઓને અનુસરી ચાલવાથી બળવાન સંકલ્પનો જન્મ થાય છે.

### ગુપ્ત બુદ્ધિશક્તિ.

વિદ્યાર્થીઓ અને અન્ય જેઓ, ક્રિકેટ ટીમના કેપ્ટન, સરદાર, વિદ્યાર્થીગૃહના મેનેજર, કોલેજ સોસાઇટીના સેક્રેટરી થયા હોય છે તેઓમાં ગુપ્ત સેવા અને જવાબદારીના મોટા ભંડાર હોય છે. તે ભંડાર ફલપ્રદ થવા માટે તેઓનો સન્માર્ગે ઉપયોગ થવાની જરૂર છે. આવા માણસ જ્યારે

કોલેજ છોડે છે, ત્યારે તેઓ કાંઈ કરી બતાવવાના પ્રસંગ ખોળે છે જીવનના નવીન પ્રદેશને સમૃદ્ધ કરે તેવી કોઈ બાબતમાં, પોતાની શાળાનું અભિમાન લક્ષમાં રાખી કામ કરવાની તેમને સૂચના થવાની જરૂર છે. જો તેમના શાળા અગર પાઠશાળાના જીવનવડે એમને માલુમ પડશે કે, પોતાના કરતાં ઓછાં ભાગ્યશાળી કેટલાંક લોકો જગતમ છે અને યોગ્ય વયે પહોંચતાં, તેવાં લોકો માટે લાગણી બતાવવી તથા બની શકે ત્યાં સહાયતા કરવી એ પોતાની ફરજ છે, તો આ હેતુ પરિપૂર્ણ થયો કહેવાશે. બાલવયનાં પોતાનાં વર્ષ વૃથા ન જાય તે માટે અનેક વિદ્યાર્થીઓ ઘણી વખતે એટલા ઉત્સુક હોય છે કે આપણને તે સંબન્ધમાં લાગણી થઈ આવે. આ વિદ્યાર્થીઓ ખરાં મનુષ્ય કેમ બને તે સંબન્ધમાં મદદ કરવાની જરૂર છે. સેવાનું શિક્ષણ જીંદગી પહોંચે ત્યાં સુધી મળી શકે છે. રેવરંડ મિ. ફ્લેમિંગ કહે છે કે શાળામાં અગર પાઠશાળામાં તેની આ શરૂઆત થઈ શકે. અમારૂં એમ માનવું છે કે શાળા, પાઠશાળા તેમ ગૃહસ્થાનમાં પણ તેની શરૂઆત થઈ શકે.

### કોઈ ખાસ કામ માથે લેવાની જરૂર.

કોઈ એક મનુષ્ય કરી શકે તેના કરતાં ઘણી વધારે બાબતોની આ પુસ્તકમાં સૂચના કરવામાં આવી છે. સંભવિત બાબતો અને પરિણામનો સભાનપૂર્વક પ્રથમ વિચાર કરવો અને પછી સેવાનો એક પ્રકાર, સેવાનું એક કામ પસંદ કરી લેવા વિદ્યાર્થીઓને અને સમાજ સેવા કરવા ઈચ્છા રાખનાર સજ્જનોને અમે સલાહ આપીએ છીએ. કાંઈપણ થઈ, એમ કરી શકાય ત્યાં સુધી તેમાં મંડ્યા રહેવું. નિષ્ફળતા, અડચણ, મુશ્કેલીઓ ઉભી થશે, નાહિંમત થવાના પ્રસંગ આવશે. એવી [illegible] નિશ્ચિંત બેસવું. તે વીજ [illegible] સ્થાન મળે છે. [illegible] શિક્ષમાં [illegible] [illegible] સમુદાયમ

સત્તાસમાન થઇ પડવા માટે સામાજિક કામકાજના કોઇ અંગના ખાસ જ્ઞાનનો પાયો, વિદ્યાર્થીઓ કોલેજમાં હોય ત્યારેજ સહેલાઇથી નાંખી શકે. ઘણી બાબતોમાં ફાંફાં મારનાર માણસો કરતાં એક બાબતનું ઘણું અને ખરૂં જ્ઞાન ધરાવનાર માણસોની હિંદુસ્તાનને બહુ જરૂર છે. ઉચ્ચમાં ઉચ્ચ શ્રેય કોઈ પણ મનુષ્યે મેળવવું હોય, સેવા માટે ઉચ્ચતમ પ્રવીણતા સંપાદન કરવી હોય તો પોતાના વિષયના એક અગર બે વિભાગનું તેણે ખાસ જ્ઞાન મેળવવું જોઇએ. સંભાળપૂર્વક પસંદ કરવામાં આવેલી, નિશ્ચિત મર્યાદા અને યત્નની એકાગ્રતા વડે, અવલોકન, તપાસ અને સુનિયમિત અનુમાનવાળા પ્રયોગથી, તે ઘણું કરી શકે. આ પુસ્તકમાં બતાવેલા માર્ગમાંના ઘણા, કોઇ પણ માણસે તેના અવકાશના સમયમાં, જીવનના એક ખાસ અભ્યાસ, એક કાર્ય તરીકે ગ્રહણ કરવા જેવા છે. એક વખતે એકજ પ્રકારની સેવા માથે લેવાની, તેને લગતી અગત્યની બાબતો ઉપર કાબુ મેળવવાની જરૂર છે.



# प्रकरण २ जुं.



## કેળવણી.

---

### ખાસ અનુભવની જરૂર.

વિદ્યાર્થીઓ તેમ બીજાઓ જાહેર-મેળાવડાઓમાં, સભાઓમાં કેળવણીના પ્રચારની અગત્ય વિષે ભાષણ કરે છે, તેમ તેઓની આગળ પણ મોટાં મોટાં ભાષણ આજ સંબન્ધમાં આપવામાં આવે છે. આવાં સંખ્યાબન્ધ ભાષણો કરતાં, પોતાના ગામમાં, પોતાના કુટુમ્બમાં, સહાનુભૂતિની કોમળ લાગણીથી, આવી પડતાં સંકટ અને વિરૂદ્ધતા ખમીને પણ, આ પ્રશ્નનો નિર્ણય કરવાના પ્રમાણિક યત્નમાં વિદ્યાર્થીઓએ ગાળેલી ઉનાળાની રજા અગર અવકાશનો સમય વધારે કિંમતી છે. બીજાઓને જે માર્ગે જવાને પોતે આગ્રહ કરતા હોય, તે માર્ગે પહેલાં પોતેજ, ભાવિ સુધારકે જવા તત્પરતા બતાવવી જોઇએ. આ રીતેજ, કેળવણી અને સાહિત્યને લગતાં મંડળની કાલ્પનિક ભાવનાઓ, ખરી રીતે જીવનના સંસર્ગમાં આવવાથી સ્થિર અને અનુકૂળ થઇ શકે. આ રીતે પન્જાબની એક કોલેજના સાઠ વિદ્યાર્થીઓએ તેમની ઉનાળાની રજા, કોઇ પણ પ્રકારના ગૃહશિક્ષણનો પ્રચાર કરવામાં ગાળવાને લીધેલી પ્રતિજ્ઞા, નાગરિક જીવન માટેની યોગ્ય અને ખરી કેળવણી બનાવી આપે છે.

### હિંદુસ્તાનને સ્વશિક્ષણની અગત્ય.

કોઇએ કહ્યું છે કે હિંદુસ્તાન અને જાપાનમાં મુખ્ય ભેદ એ છે કે જાપાનમાં જ્યારે ૭ વર્ષની ઉમ્મર ઉપરાંતની વસ્તીનો સેંકડે

૯૫ ટકા ભાગ વાંચી શકે છે ત્યારે હિંદુસ્તાનમાં સેંકડે ૯૫ ટકા ભાગ વાંચી શકતો નથી. જગતની પ્રજાઓમાં જાપાન પ્રથમ પંક્તિમાં આવ્યું છે તેનાં મુખ્ય કારણોમાંનું એક કેળવણી છે એમાં કોઇ પણ પ્રકારનો શક નથી. હિંદુસ્તાનને પોતાનું યોગ્ય સ્થાન લેવું હોય તો તેણે સ્વ-શિક્ષણ માટે જાતે કેળવાવા પ્રયત્ન કરવો જોઇએ. સરકાર સઘળું કરી શકે નહિ. કારણ કે બતાવવામાં આવ્યું છે તેમ, રાજ્યની વ્યવસ્થા નીચે ચાલતી શાળાઓમાં દેશની બહુ મોટી વસ્તીને કેળવણી આપવાના બહુ મોટા ખર્ચનો લગભગ પ્રતિબંધરૂપ પ્રશ્ન બાદ કરતાં પણ પ્રયત્ન અને આત્મત્યાગને પરિણામે મળતી કેળવણીની જે નૈતિક અસર થાય છે તે ઉચેથી લોકો ઉપર નાંખવામાં આવતી કેળવણીથી થતી નથી.

### ૧. ગૃહશિક્ષણ: ક્યાંથી આરમ્ભ કરવો.

સુધારક જે માર્ગે જવાને બીજાને ઉપદેશ આપતો હોય તે રસ્તે પ્રથમ તેણે જવુ જોઇએ. 'ઇંડિયન સોશિયલ રિફોર્મર' પત્રે એક સ્થળે લખ્યું છે કે "જે પ્રાથમિક સંકટ અને વિરુદ્ધતા વડે, ઉચ્ચ, સામાજિક અને આધ્યાત્મિક ભાવનાઓનો માર્ગ લોકો માટે ખુલો થાય છે, તે સંકટ અને વિરુદ્ધતા, તમે જાતે, તમારા કુટુમ્બમાં સહન કરો; અને તે પણ પ્રીતિપૂર્ણ સહાનુભૂતિથી સહન કરો." ગૃહશિક્ષણમાં સ્ત્રીઓની કેળવણી દેશની ખરેખરી સેવા સમાન છે કારણ કે કૌટુમ્બિક જીવનને લગતા સર્વ સુધારામાં તેમની સહાયતાની જરૂર છે. હાલ, સ્ત્રીઓમાં નિરક્ષરતાનું જે મોટું પ્રમાણ જોવામા આવે છે તે લગભગ, દરેક દિશાની અભિવૃદ્ધિને ઘણું વિઘ્નકર્તાછે પરન્તુ કુટુમ્બના વિજયનું મુખ્ય સાધન બાળક છે. ફિલિપ બ્રુકસે એક વખતે કહ્યુ હતુ કે "જે કોઇ બાળકને મદદ કરે છે, તે માનવજાતિને એવી સ્પષ્ટ અને તાત્કાલિક મદદ પહોંચાડી શકે છે કે જે પ્રાણીજીવનના અન્ય ભાગમાં અપાયલી મદદ પહોંચાડી શકે નહિ. બાળકને મદદ કરવાથી, માનવજાતિના સર્વોત્તમ ભાગને આપણે સહાય કરીએ છીએ.

## અમલ કરવાના માર્ગ.

પહેલી તપાસ, તમારા કૌટુમ્બિક મંડળની કરો, આ ભાવનાને મારા પોતાના ઘરમાં હું કેવી રીતે આગળ વધારી શકું; તેનો વિચાર કરો. કુટુમ્બમાં, લખતાં, વાંચતાં ન આવડતું હોય તેવું કોઇ છે? મુખ્યત્વે કરીને નિશાળે ન જતું અગર યોગ્ય કેળવણી ન મેળવતું કોઇ બાળક છે? આવું કોઇ માલમ પડે તો ત્યાંથીજ તમારે તમારા કામનો આરમ્ભ કરવો. સમીપમાં કોઇ અનુકૂળ શાળા ન હોય અગર તો શાળા ઉઘાડવા સામે સ્પષ્ટ વાંધો હોય તો તમે જાતેજ કેળવણી આપવાનું માથે લો. આ સંભવિત છે અને તેનાં દૃષ્ટાન્ત હમેશાં મળી આવે છે. પણ એનો અર્થ એ કે તે માટે અવકાશનો સમય ગાળવો પડે, આગ્રહ, નિયમ અને આશા સાથે કામ કરવાના સદ્‌ગુણ રાખવા પડે. તમારા કુટુમ્બનાં અન્ય મનુષ્યની આ કામમાં મદદ લઇ શકાશે. પણ હમેશાં આરમ્ભ, સાદામાં સાદી વાંચવા લખવાની પ્રાથમિક ચોપડીઓથી કરો.

## કેવી વૃત્તિથી કામ થવું જોઇએ.

કોઇ પણ વિદ્યાર્થી રજાના વખતમાં પોતાને ગામ જાય, પછી મોટા બાદશાહની માફક મહેલે ગહેલે અભિમાનથી ફરે, પોતાના મુરબ્બી ઓગળ પણ પોતે મોટો છે એમ બતાવે તો જે મદદ માટે સૂચના કરવામાં આવી છે તે સ્વીકારપાત્ર થઇ પડે નહિ, પણ તે વિદ્યાર્થી જો ઘેર જઇ પોતાની કોલેજ માટે રાખેલાં કપડાં ઉતારી, પોતાના ગામના લોકોને નવીન ન લાગે, સ્વાભાવિક જણાય તેવો પોશાક પહેરે, કોલેજમાં જવા પહેલાં તે જેમ પાણી વગેરે લાવી આપવાનું અગર બીજું ઘરનું કામકાજ કરવામાં તત્પરતા બતાવતો તે પછી પણ બતાવે, કુટુમ્બમાં જો નમ્ર અને સુશીલ રહે તો લગભગ સઘળું બની શકે. માતપિતા પોતાનાં છોકરાને કોલેજમાં મોકલવા માટે ત્યારે

આત્મત્યાગ કરે છે. માબાપને માલમ પડે છે કે જ્યારે છોકરાઓ કોલેજથી ઘેર આવે છે ત્યારે ઘેર તેમને ગમતું નથી, અભ્યાસ માટે અગર વિનોદ માટે તેઓ કોઇ બીજે સ્થળે, બ્હાર ગામ જવા તૈયારી કરે છે, અને જેમણે તેમને જન્મ આપ્યો હોય તેમની પણ તેમને શરમ આવે છે. ગૃહશિક્ષણના પ્રચારનો આરમ્ભ આવા લોકોથી થતો નથી એ સ્પષ્ટ છે. જન્મ આપનાર માતપિતાને વિદ્યાર્થીઓએ સન્માન આપવું, સુખ આપવું, એ ઉચ્ચમાં ઉચ્ચ પ્રકારની સેવા છે.

### કેટલાક વૃત્તાંત.

વિદ્યાર્થીઓના પ્રયત્નોમાં પરિણામનો વિસ્તાર એ મહત્વની બાબત નથી પણ જે કામ માથે લીધું હોય તે પાર પાડવાની વૃત્તિ અને તેથી મળેલો અનુભવ મહત્વનાં છે. વિદ્યાર્થીઓ કેળવણીના પ્રચારનું જાણવા જેવું કામ કરી શકે છે એ, રેવરંડ મિ. ફ્લેમિંગે આ પ્રકરણમાં રજુ કરેલાં તથા અન્ય દ્દષ્ટાંતોમાં રહેલી સાદી સાદી હકીકત પણ બતાવી આપે છેઃ–" હું મારા કુટુમ્બની સ્ત્રીઓને દરરોજ બે શ્લોક શીખવતો. શીખવા માંડ્યા પછી, મહોલ્લાની બીજી છોકરીઓને કેળવણીના લાભ તેઓ કહે એવો અમે આગ્રહ કરતા. અલ્પ સમય પછી ઘણી છોકરીઓ અમારી પાસે ભણવા આવવા લાગી."

"હું મારા કુટુમ્બનાં માણસને શીખવતો અને વૈજ્ઞાનિક જગતની ખબરો તેમની આગળ કહી જતો. ઉત્તર ધ્રુવ એટલે શું તે સમજાવવા હું ઘણો શ્રમ લેતો, અને જેટલું હું સમજતો તેટલું તેમને હું સમજાવતો. મારાં નાનાં ભાઇ બ્હેનને તેમના નિયમિત નિત્ય પાઠ શીખવવા ઉપરાંત મારો સાંજનો વખત, "વિકલિ ટાઇમ્સ ઑફ ઇંડિયાનાં ચિત્ર બતાવી તેમને આનંદ આપવામાં ગાળતો."

એક વિદ્યાર્થી લખે છે કે "વહેમની વાતો પાયા વગરની છે તે સાબિત કરવાને હાલના જમાનાના વિજ્ઞાનના કેટલાક તર્ક, કેટલાક

વિચાર, મારા કુટુમ્બની સ્ત્રીઓને હું સમજાવતો. સૂર્યાસ્ત પછી વાળુ કરી અમે અમારો વખત વિવિધ પ્રકારના વાર્તાવિનોદમાં ગાળતાં. જમાનાના કોઇ કુદરતી ચમત્કાર અથવા શોધની વાત આવતી ત્યારે તેને માટે દરેક સ્ત્રી ચમત્કાર અગર વહેમને લગતો કાંઇ સબબ બનાવતી. આ નિર્દોષ સબબ ખોટા છે એમ સાબિત કરવું અને તેને બદલે સંભવિત કારણ રજુ કરવાં એ કાંઇ મુશ્કેલ નહોતું. અતિ ઉત્સુકતા અને સદ્‌ભાવથી આ કારણોનો સ્વીકાર કરવામાં આવતો.

## ફરવા હરવાની વૃત્તિ સ્ત્રીઓમાં ઉત્પન્ન કરવી.

ઉત્તર હિન્દુસ્તાનમાં પડદાનો સખ્ત રિવાજ છે, આ તરફ, પડદાનો રિવાજ નથી. સ્ત્રીઓ નદી અગર તળાવ પર નહાવા તેમ દેવદર્શન કરવા છૂટથી જઇ શકે છે. મધ્યમ વર્ગની સ્ત્રીઓ ઘરનાં કામકાજ માટે બજારમાં છૂટથી જઇ શકે છે પરંતુ બગીચા જેવી જાહેર, ખુલ્લી જગાઓમાં ફરવા જતાં તેઓ શરમાય છે. સ્વચ્છ, તાજી હવાથી જે આરોગ્ય અને આનંદ મળે છે તે સ્ત્રીઓને વખતોવખત મળતાં રહે તે માટે તેમને સુન્દર, ખુલ્લા પ્રદેશમાં લઇ જવાની જરૂર છે. એકાંતવાસમાં જીવન ગાળતી સ્ત્રીઓને આ લાભ મળે તે માટે પુરૂષોએ થોડી હિમ્મત બતાવવી જોઇએ છીએ અને સ્ત્રીઓને થોડી ખોટી લજ્જાનો ત્યાગ કરવા કહેવું જોઇએ છીએ, કારણકે હજુ સ્ત્રીઓમાં એકલાં ફરવા જવાની હિમ્મત નથી અને કુટુમ્બના પુરૂષવર્ગની સાથે ફરવા નીકળતાં તેઓમાંનાં ઘણાં શરમાય છે. કેટલાક આપણા સુશિક્ષિત બન્ધુઓ, સ્ત્રીઓને ફરવા લઇ જવાના હિતકર કાર્યની શરૂઆત, મોટા આત્મત્યાગ સાથે કરવા લાગ્યા છે. ઘણા પુરૂષોએ આવી રીતે પોતાની સ્વાર્થપરાયણતાનો, પોતાની ગમતના વખતનો ત્યાગ કરીને, પણ, ઘરની બંધ હવામાં કેદીની માફક પૂરાઇ રહેતી કુટુમ્બની સ્ત્રીઓના આરોગ્યની સંભાળ લેવા કાળજી બતાવવી જોઇએ છીએ. સારી હવા અને આરો-

અવર્ષક કસરત પોતાને પણ કેટલાં હિતકર છે તે હિન્દી વિદ્યાર્થીઓ હવે ઝડપથી સમજવા લાગ્યા છે. આનો લાભ બીજાંને પણ તેમણે આપવો ઘટે છે.

### ઘરની બહાર કરવાનું કામ.

તમારા પોતાના ઘરમાં જે છોકરાઓ અને છોકરીઓ બન્ને યોગ્ય શિક્ષણ લેતા હોય તો તમારા શહેર અગર ગામ ઉપર નજર કરો અને નિભાંગી છોકરાંની કેળવણી માટે કેટલું બની શકે એમ છે તેની તપાસ કરો. જે શાળાઓ નીકળી ચૂકી છે, તેમને પણ આશ્રયથી, શિક્ષણથી, અને વધારે છોકરા, છોકરી મોકલી આપી, મદદ કરી શકાય, તમારી પોતાની પણ એક નાની શાળા તમે સ્થાપી શકો, અથવા ઘણીવાર વિદ્યાર્થીઓ કરે છે તેમ આ બાબતમાં, તમારા કરતાં જે મોટા હોય અગર સારી સ્થિતિમા હોય તેમને રસ લેતા કરી શકો. કેળવણી આગળ વધારવાને જે કાંઇ કરી શકાય તે ખરી રીતે મહત્વ વગરનું કદી પણ હોઇ શકે નહિ.

### ૨. ગામડાંની શાળાઓની મુલાકાત: તેમને ઉત્તેજન: સંભવિત પરિણામ.

ગામડાના છોકરા ઉચ્ચ કેળવણી પામેલા વિદ્યાર્થીઓ તરફ માનની નજરથી જૂએ છે. આ વિદ્યાર્થીઓ ગામડાના છોકરાની શાળામાં આવી રસ લે અને ઉત્તેજન પ્રદર્શિત કરે, તેમ તેઓમાં હોંશ વધે છે. કેટલાકને વાચતા સાભળવાથી, કેટલાકને કામ કરતા જોવાથી, એકાદ મુખપાઠ જેવું કાંઇ સાંભળવાથી, પેન, પેન્સિલ, ચપ્પુ, પુસ્તક જેવાં થોડાં સાદાં ઇનામ વહેંચવાથી, જેમના માબાપને કેળવણી પર ઘણી ઓછી શ્રદ્ધા હોય છે, તેવા આ ગામડાનાં છોકરાંને ખરેખર ઉત્તેજન આપી શકાય. સ્કુલ અગર કોલેજની ટર્મના* અંત પહેલાં આ નાનાં

* શિક્ષા લેવાના દિવસો.

સારાં ઇનામ ખરીદી લેવાય તો રજામાં તે ગામડાંમાં લઇ જઇ શકાય. વિદ્યાર્થીઓ ઉપરાંત અન્ય સુશિક્ષિત વર્ગ આ કામ કરી શકે.

### એક વિદ્યાર્થીનો અનુભવ.

આ પ્રકારના એક યત્ન વિષે એક વિદ્યાર્થી લખે છેઃ—" સમાજ સેવા તરીકે કાંઇ કરવાના નિશ્ચયથી મારી સાથેના એક છોકરાને લઇ હું ૧૨ વાગે નીકળ્યો. પહેલાં અમે શહેરમાં ગયા અને શાળા, પાઠશાળા, મહા મુશ્કેલીથી ખોળી કાઢી કેટલીક શાળાઓ બંધ હતી કેટલીકમાં અમે કાંઇ કરી શક્યા નહિ, કારણકે ત્યાં સંસ્કૃતનો અભ્યાસ ચાલતો હતો. અમે સંસ્કૃત જાણતા નહોતા. અમે અજાણ્યા હતા. અમે તેમને અવળે રસ્તે દોરી જઇશુ એ વિચારથી તે શાળાના વિદ્યાર્થીઓ અ-મારાથી બ્હીવા લાગ્યા તેથી છોકરા એકઠા કરવાનું કામ મુશ્કેલ થઇ પડ્યું. શહેરમાં અમને ફતેહ નહિ મળવાથી, પાસેના એક ગામડામાં અમે ગયા. છોકરાઓ માટે ગુજરાતી બાળપોથીઓ, પહેલી ચોપડીઓ, કોપીબુકો, પેન્સિલો વગેરે અમે સાથે લઇ ગયા હતા. સુભાગ્યે ત્યાંની શાળા ઉઘાડી હતી. તેના શિક્ષકને અમે મળ્યા અને તેની પરવાનગીથી જૂદા જૂદા વર્ગના છોકરાની, ભૂગોળ, વાચન અને અન્ય સામાન્ય વિષયની પરીક્ષા લીધી. જેમણે સર્વોત્તમ જવાબ આપ્યા તેમને અમે ઇનામ આપ્યાં આ પછી, ભણવાની ઇચ્છાવાળા પરન્તુ જેમનાં માબાપ ભણાવી ન શકે તેવા કોઇ છોકરા છે કે કેમ એની અમે તજવીજ કરી. આવા બે છોકરા અમને મળી આવ્યા. આમાંનો એક વિદ્યાર્થી ખાનદાન પણ નિરાધાર સ્થિતિનો હતો. તેનાં માતાપિતા મરણ પામ્યાં હતાં. તેના કાકા પાસે તે રહેતો હતો. કાકો જૂજ પગારથી મિલમાં કામ કરતો. અમે તેની પાસે ગયા અને તે છોકરાને શાળામાં દાખલ કરવામાં અમે મદદ કરીશું એમ કહ્યું. તેણે અમારી મદદનો સ્વીકાર કર્યો નહિ પણ શનિવાર પહેલાં તે છોકરાને શાળામાં મોકલી

આપવા તેણે કબૂલ કર્યું. અમારી જોડે વાત કરવામાં એને ઘણો આનંદ મળ્યો. તેણે અમારો ઘણો સત્કાર કર્યો. બીજા છોકરાની મા મરણ પામી હતી, બાપ ખેતરમાં મજૂરી કરવા જતો. તે છોકરો શાળામાં હાજર ન હોવાથી, તેને આવતા રવિવારે લાવવા માટે શાળાના તેના એક ઓળખીતા નાના વિદ્યાર્થીને કહ્યું અને તેને સ્કૂલમાં દાખલ કરાવવા તથા તેને ચોપડીઓ અને ફી આપવા ગોઠવણ કરી. બીજા કોઇ નિરાધાર છોકરાઓ હોય તો ખોળી કાઢવા અમે ભલામણ કરી. ઇશ્વરેચ્છા તો આવતા રવિવારે અમે પાછા જઇશું."

### ૩. ગામડાંની નિશાળોમાં મદદ.

ગામડાંની નિશાળોમાંની ઘણીમાં જોઇએ તે કરતાં ઓછા શિક્ષક હોય છે. સારામાં સારૂં કામ કરવા માટે ગામડાના શિક્ષકને જોઇએ તેટલા રજાના દિવસ હોતા નથી. કેળવાયલા લોકોનો એને સંસર્ગ ન હોય તેથી બુદ્ધિનો વિકાસ અને વૃદ્ધિ થાય તેવુ ઉત્તેજન તેને થોડું મળે છે. આ જોતાં શાળા તરફ લાગણી બતાવવાની અને કાંઇક ઐચ્છિક શિક્ષણ માથે લેવાની આવશ્યકતા છે. અલબત્ત આ સઘળું શાળાના ઇન્સ્પેક્ટરની સલાહ લઇ થવુ જોઇએ.

રમતગમતની તજવીજ રાખવાનું, નીતિભક્તિનાં ગીત શીખવવાનું, વ્યવસ્થાપક કમિટીને કોઇ રીતે મદદ કરવાનુ પણ માથે લઇ શકાય.

### ૪. કેળવણીને સામાન્ય ઉત્તેજન.

#### વિદ્યાર્થીઓના યત્ન.

એક વિદ્યાર્થી લખે છે કેઃ—ગામડાંની શાળામાં છોકરાં મોકલવાને લોકોને મેં ઉત્તેજિત કર્યા. એનું પરિણામ એ આવ્યું કે રજીસ્ટરમાં ૩૨ ને બદલે ૩૮ છોકરા દાખલ થયા. એક બીજો વિદ્યાર્થી લખે છે કેઃ—"રજામાં મારા ગામના લોકોને પુસ્તક વાંચવાને મેં ઉત્તેજિત કર્યા અને જગતના ઉચ્ચ સુધારાવાળા દેશનાં દૃષ્ટાન્ત આપી

વાચનની ઉત્તમતા બતાવી આપી." વળી એક બીજો-વિદ્યાર્થી લખે છે કે.—અમારૂં ગામ ઘણું નાનું છે તેથી શાળામાં અભ્યાસ કરતાં છોકરાઓની સંખ્યા માત્ર ૯ છે. શાળામાંથી તેઓ છૂટે તે પછી તેઓએ મારી પાસે આવવું એમ મેં એમને કહી મૂક્યું હતું. તે પ્રમાણે તેઓ મારી પાસે આવતા. હું તેમને પાઠ શીખવતો અને તેમને કાંઇ પૂછવું હોય તો તે પૂછતાં તેના હું ખુલાસા આપતો. તેઓએ મારી પાસે બે માસ સુધી અભ્યાસ કર્યો. પરિણામ એ આવ્યું કે તેમના વર્ગના સારા છોકરાઓમાં તેમની ગણતરી થવા લાગી.

વિદ્યાર્થીઓ કેળવાયલી કન્યા સાથે લગ્ન કરવાનો આગ્રહ રાખે તો સ્ત્રીકેળવણીની અભિવૃદ્ધિ અને બાળલગ્નના નિષેધ માટે ઘણું થઇ શકે. કેટલીક કોલેજમાં વિદ્યાર્થીઓએ અમુક વય સુધી લગ્ન નહિ કરવાની અને નિરક્ષર કન્યા સાથે નહિ પરણવાની પ્રતિજ્ઞા લીધી છે.

### કેળવણીને ઉત્તેજન આપવાના અન્ય માર્ગો.

કેળવણીના ફાયદા સમજાવવામાં મેળા જેવા પ્રસગનો પણ ઉપયોગ થઇ શકે. વાંચતાં, લખતાં અને હિસાબ ગણતા શીખવુ, જીવનમાં હમેશાં કેટલુ ઉપયોગી છે, પોતાના શેઠ, ઉપરી, દુકાનદાર અગર નાણા ધીરનાર છેતરી ન શકે તે માટે કેળવણી કેટલી જરૂરની છે તે નિરક્ષર કારીગર અને મજૂર વર્ગને સમજાવવુ જોઇએ છીએ. કેમાઇનાં દૃષ્ટાન્ત તેમને બતાવવાં જોઇએ અમુક માણસો ભણેલા હતા તેથીજ તેઓ અમુક પ્રસંગે બચી ગયા તેવા દાખલા તેમની આગળ રજુ થવા જોઇએ. જે જે વિષયને તેમની સાથે નિસબત હોય, તે તે વિષયની-ચોપડીઓમાંના કેટલાક ભાગ તેમની આગળ વાચવાથી તેમનામાં જિજ્ઞાસા જાગ્રત કરી શકાય છે. સિપાઇ જેવા માણસોને એમ સમજાવવું કે તેઓ લખતાં વાંચતાં, શીખશે તો તેમના આગળ વધવાના સંભવ ઉત્પન્ન થશે, શેઠની સારી લાગણી તેમના પ્રત્યે થશે. આ ઉપરાત

દરેકને એમ પણ કહેવું જોઇએ કે ભણવાથી તેઓ પોતાનાં ધર્મશાસ્ત્ર વાંચી શકશે, ઘણી બાબતનું જ્ઞાન તે પોતે જાતે પ્રાપ્ત કરી શકશે, પોતાનો સમય વધારે હિતકારક રીતે ગાળી શકશે. કાગળ લખતાં નહિ આવડવાથી હાલ ઘણુંને તે માટે બીજાપર આધાર રાખવો પડે છે અને પૈસા આપવા પડે છે. ભણવાથી તેઓ દૂર રહેલાં પોતાનાં સંબન્ધી સાથે પત્રવ્યવહાર ચલાવી શકશે. પોતાના કાગળ તે પોતે જાતેજ વાંચી શકશે.

કોઇ પણ ગામમાં તમે જશો તો છોકરાંનો સમુદાય એકઠો થઇ શકશે. થોડીક તપાસ કરતાં માલમ પડશે કે એકાદ બે છોકરાં લખી વાંચી જાણે છે. તેમને એકાદ પુસ્તક આપો, જેમને માત્ર અક્ષરજ ઓળખતાં આવડતું હોય, તો તેટલાની તપાસ લો અને બીજાઓની આગળ તેમને ઉલટ થાય એમ કરો. ઉત્તેજન દાખલ ઇનામ આપવાથી બીજાં સર્વને ઉલટ થઇ આવશે.

**૫. ગામડાંમાં શાળાઓ કાઢવામાં મદદ કરવી.**
**વિદ્યાર્થીઓ અને બીજાના પ્રયત્નો.**

કેળવણીને લગતી મોટી યોજનાઓને વિદ્યાર્થીઓની સહાયતાથી બહુ મોટા લાભ થયો છે. કેવળ માનસિક શિક્ષણને બદલે સપ્રયોગ કેળવણીના જે અનેક અમૂલ્ય લાભ છે તે આ રીતે મદદ કરવાથી વિદ્યાર્થીઓને મળે છે. એક વર્ષે, ઉનાળામાં એક વિદ્યાર્થીએ ૧૨ દિવસમાં ૧૫ ગામડાં તપાસ્યાં. એક પ્રાથમિક શાળાની સ્થાપનાના સંબન્ધમાં તૈયાર કરેલી અરજી ઉપર આગેવાનોની ૧૦૦ સહિઓ તેણે મેળવી. શાળાની સ્થાપના માટે મંજૂરી મળી. બીજા વિદ્યાર્થીઓએ પોતાની સભાને જાગ્રત કરી. પરિણામે એક કન્યાશાળા સ્થપાઇ. એક ગામમાં શાળા સ્થાપવા સરકારી અધિકારી વર્ગે ના પાડી હતી, આ- શાળાની સ્થાપના માટે ઉપરાઉપરી અરજી કરવા એક વિદ્યાર્થીએ

ગામના મુખીને આગ્રહ કર્યો. થોડા વખત પછી શાળા ઉઘાડવાનુ મંજૂર થયું.

## એક શાળાની સ્થાપનાનો ઇતિહાસ.

એક વિદ્યાર્થીએ પોતાના ગામમાં, પોતાના પડોશની સ્ત્રીઓમાં ૫૦ બાળપોથી એવા વિચારથી વહેંચી કે તેમની પાસે તે ચોપડીઓ હશે તો તે શીખવવા માટે તેઓ બીજા કોઇને કહેશે. તેની સભાનો સેક્રેટરી તેનો સગો હતો. એક મીટિંગ મેળવવા તેણે તેને કહ્યું. આ મીટિંગમાં વહુ, દીકરીઓને ભણાવવા તેણે આગ્રહ કર્યો. પરિણામમાં એક શાળા ઉઘડી. શાળાના છેલ્લા અહેવાલ વખતે તેમાં સ્ત્રીવિદ્યાર્થીઓની સંખ્યા ૨૨ હતી. પોતાનીજ ઇચ્છાથી એક વિધવા, શિક્ષક તરીકે તેમાં દાખલ થઇ હતી. કોઇ પણ વિદ્યાર્થી જેને ખરી ખંત હોય તે કેટલું કરી શકે એ આ બનાવથી માલમ પડી આવે છે. આ વિદ્યાર્થીની વળી ડ્યૂલ અટકતી હતી, અને તેને બીજાઓની મારફત પણ કામ કરવું પડતું હતું. શ્રદ્ધા સાથે કોઇ આગેવાની કરનાર હોય તો આવી હીલચાલ માટે લાયક હોય તેવા ઘણા લોકો માલમ પડી આવે.

અમે ધારીએ છીએ કે, આવી બાબતમાં રસથી કામ કરનાર, આવાં અનેક દૃષ્ટાન્ત આપી શકે તથા શિક્ષકો અને મિત્રો છૂટથી સલાહ અને ઉત્તેજન આપે, મદદ કરે તો આથી પણ વધારે કામ થઇ શકે.

## નાની નાની શરૂઆત.

આ ઉપરાંત માલમ પડયું છે કે, મિત્રો માર્ગ બતાવે છે ત્યાં વિદ્યાર્થીઓએ તેનાથી પણ ફકેણ કામ કર્યાં છે. ચંચળ હીલચાલવાળાં ગામડાંનાં છોકરાંને એકઠાં કરવાં અને અઠવાડિયામાં તેમને કેટલાક કલાક શિક્ષણ આપવું તે સહેલી બાબત નથી, પણ અનેક વિદ્યાર્થીઓએ પોતાના અવકાશનો આ રીતે ઉપયોગ કર્યો છે. કિમતી સમારતો,

ઘણી મહેનતથી તૈયાર કરવામાં આવેલાં શાળાનાં પુસ્તકો, ઘણા દ્રવ્યની કાંઇ જરૂર નથી. થોડાં પુસ્તક, એકાદ પડાળી અને સમયના એક થોડા ત્યાગથી હોંશ બતાવી શકાય અને ધીરાં પરિણામ આણી શકાય. હિન્દુસ્તાનની ખરી જરૂરીયાત શી છે તે, અંત્યજ વર્ગને શિક્ષણ આપવાથી શિક્ષણ આપનારને નિશ્ચિતાર્થમાં માલમ પડી આવે છે. તમે પોતે તેવું શિક્ષણ આપો અને તે સાથે બીજાઓને તે માટે પ્રેરો તો વધારે સારૂં કારણ કે, સોબતમાં પરસ્પર સારી સહાયતા મળશે. તમારો અવકાશનો સમય તેમાં વ્યતીત કરી, તમને તે કામ તરફ પ્રીતિ છે તે સિદ્ધ કેરો. કામ કરીને તમારી હોંશ બતાવો. માત્ર વાતચિતથી નહિ પણ પોતાના જીવન અને કાર્યવડે જેઓ પોતાની માન્યતા બતાવશે તેવાં માણસને મિત્રો, મકાન, દ્રવ્ય સર્વે મળી રહેશે.

## ૬. પતિત વર્ગ માટેની શાળાઓ.

### કર્ત્તવ્ય.

લગભગ દરેક ગામમાં પતિત ( અત્યજ ) વર્ગના લોકો હોયછે. તેમનું અસ્તિત્વ પણ ઉપયોગી છે. પ્રજાના સામાજિક અને આરોગ્યને લગતા કલ્યાણ માટે તેઓ જરૂરના છે. આવા ઉપયોગી લોકો પ્રત્યે બેદરકારી બતાવવામાં આવે છે એટલુંજ નહિ પરન્તુ તેમનો તિરસ્કાર કરવામાં આવે છે. તેઓની માનસિક અધોગતિ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. ધીરે ધીરે આ લોકોને કેળવણી આપી, તેમની ઉન્નતિ કરી તેમની સામાજિક સ્થિતિ સુધારવી એ એવા પ્રકારની ફરજ છે જે હિન્દુસ્તાનનાં સુજ્ઞ સંતાને ભૂલવા જેવી નથી. નીચે જે વિગતો આપવામાં આવી છે તે ઉપરથી માલમ પડશે કે એમ કરવામાં જે કાંઇ આત્મત્યાગ કરવામાં આવે તે ઓછો છે. અંત્યજ વર્ગ માટે બે પ્રકારની શાળાઓની સ્થાપના થઇ શકેઃ ( ૧ ) દિવસની શાળા અને ( ૨ ) રાત્રીશાળા.

## દિવસની શાળા.

દિવસની શાળા સંબન્ધમાં પ્રથમ ધ્યાનમાં રાખવા જેવી બાબત વિદ્યાર્થીઓની સગવડ છે. દિવસની શાળામાં -જે વિદ્યાર્થીઓ આવશે તે મોટા નહિ પણ નાના આવશે. આ છોકરાઓમાંના ઘણાને સવારના એક બે કલાક અને સાંજનો પણ કેટલોક વખત પોતાનાં માબાપનાં કામકાજમાં મદદ કરવાની હોય છે. આ રીતે, આ છોકરાઓની સગવડ માટે ૧૧ થી ૩ વાગ્યાનો શાળાનો સમય અનુકૂળ થઇ પડશે. આવો વખત રાખવાથી તેમના માતપિતાને મદદ કરવા જેટલી છૂટ તેમને રહી શકશે. આ શાળા માટે દર વર્ષે રૂ. ૧૦૦ ની જરૂર પડશે. જુદાજ એક લતામાં શાળાનું મકાન રાખવું પડવાથી મકાન મેળવવામાં મુશ્કેલી પડશે તેથી ઘણે સ્થળે તો એક ખાસ પડાળી ઉભી કરવી પડશે. એમજ લાગતું હોય કે આ વર્ગને અડવું નથી તો પણ પેન્શન મેળવનો કોઇ વૃદ્ધ શિક્ષક અગર કોઇ ભણેલો સિપાઇ વેગળે રહીને પણ વિદ્યાર્થીને ભણાવી શકશે. જેને એમ લાગતું હોય કે તેથી તે અભડાય છે તો તે નાહી નાંખે, એમ જ્યાં કોઇ સામાજિક અગર અન્ય કોઇ કારણથી હિન્દુ શિક્ષક ન મળી શકે તો કોઇ મુસલમાન શિક્ષકને રાખવો સગવડભર્યું થઇ પડશે કારણ કે અસ્પર્શ્ય જાતિથી તે અભડાતો નથી અને સૌ તેને અડકે છે.

## વધારે સોંઘી શાળા.

મકાન મેળવવું અગર ઉભું કરવું જ્યાં સહેલું ન હોય ત્યાં એક મોટા ઝાડ અગર ઝાડની ઘટાની છાયાનો ઉપયોગ કરવો. કેટલીક જગાએ આવી રીતે બંદોબસ્ત કરવાની કાંઇ બહુ મોટી મુશ્કેલી જણાઇ નથી. છોકરાઓને ઝાડ નીચે બેસાડવાનો દેખાવજ એવો થશે કે આ શાળાને એકાદ નાનું મકાન કરાવી આપવાની કોઇ દયાળુ, પરદુઃખભંજકના દિલમાં લાગણી થઇ આવશે.

## સારી રીતભાત.

વાચન, લેખન અને હિસાબ ઉપરાંત, આ શાળામાં જે કાંઇ શીખવવાની વધારે જરૂર છે, તે સ્વચ્છતા, મિતાચાર, સારી રીતભાત અને નીતિનાં સરલ તત્વ છે. આ શાળાઓમાં શિક્ષકનું પહેલું કર્તવ્ય એ છે કે આ વિષયમાં વિદ્યાર્થીઓ આગળ વધે છે કે કેમ તેની તપાસ રાખવી.

## રાત્રીશાળાના નમૂના.

રાત્રીશાળામાંના વધારે મોટા વિદ્યાર્થીઓને ભણાવવાને જરાક વધારે પગાર આપી, દિવસની શાળાના શિક્ષકનેજ રાખી લેવામાં આવે તો તે પણ ઠીક છે. અહિ પણ, અભ્યાસ કરતાં વધારે નહિ તો અભ્યાસ જેટલુંજ મહત્વ, નીતિ અને એવા અન્ય વિષયના શિક્ષણને અપાવું જોઇએ. આ રીતે, અભ્યાસ ધીરો ધીરો ચાલે પણ તે બાબત ફિકર રાખવી નહિ.

## વિદ્યાર્થીઓ મેળવવાની રીત.

કેળવણીનો લાભ લેવા માટે આ પતિત વર્ગના લોકોને સમજાવવા એ કેટલીક રીતે મુશ્કેલ અને કેટલીક રીતે સહેલું છે. ' બીજા વર્ગની પેઠે તમે પણ સુધરવાને લાયક છો " તે લાગણી તેમનામાં જાગ્રત કરવી એ કામ સામાન્ય રીતે મુશ્કેલ માલમ પડ્યું છે. એથી ઉલટું, એકાદ વાર, એમ બતાવવામાં આવે કે તેમની દશા ગેરવાજબી રીતે, હલકી થઇ છે તો તેઓને પોતાની સ્થિતિ ચઢતી કરવાને ઇચ્છા થઇ આવશે. આ વર્ગના યુવાન્ અને ઓછા વિકાસ પામેલા પોતાના ભાઇઓ માટે જેમને લાગણી છે તેમણે તેમની પાસે જવું જોઇએ, મળવું જોઇએ, તેમની સાથે વાતચિત કરવી જોઇએ, જરૂર હોય તેવી બાબતમાં તેમને સલાહ આપવી જોઇએ અને જ્યાં બની શકે ત્યાં તેમને મદદ કરવી જોઇએ. તેમના ઉપર આ લોકો પોતાના પરા

અંતઃકરણથી પ્રીતિ રાખના થશે અને તે કહેશે તે દરેક કામ કરવાને તેઓ તત્પરતા બનાવશે. પછી તેમને માટે શિક્ષણની સરલતા કરી આપવામાં આવશે તો, ભણવાની તેમની સલાહનો તેઓ અનાદર કરી શકશે નહિ.

### ૯. કન્યાશાળાઓ.

#### વિધવાશિક્ષકો.

હિન્દુસ્તાનના જનસમાજની અર્વાચીન સ્થિતિમાં કન્યાઓ માટે આખો દિવસ શાળાનું કામ પોતાની ઇચ્છાથી કરે તેવી સ્ત્રીઓ મળવી મુશ્કેલ થઇ પડશે પરન્તુ એક જરાક પ્રયત્ન કરવામાં આવશે તો માલૂમ પડશે કે કેટલીક જ્ઞાતિઓમાં એવી ઘણી વિધવાઓ હોય છે જેમને સંસારમાં અગર કુટુમ્બમાં કાંઇ લાગતું વળગતું હોતું નથી. બીજું કશું સારૂં કરવાનું નહિ રહેવાથી પોતાની પરિસ્થિતિમાં પોતાનું જીવન ખેંચવાનું માત્ર તેમને હોય છે. પોતાના ગામ અગર શહેરની પોતાની બહેનોને કેળવણી આપવામાં આ સર્વ સ્ત્રીઓનો ઉપયોગ થઇ શકે. આમ કરવામાં તેમને આજ્ઞા સાથે પોતાનો નિભાવ કરવાનું પણ બની શકે, પણ જ્યાં સુધી સર્વત્ર, આવું બની શકે એમ નથી, ત્યાં સુધી, જ્યાં કન્યાશાળા ન હોય ત્યાં દશ વર્ષથી નાની કન્યાઓની કેળવણી તરફ બિલકુલ ધ્યાન આપવામાં ન આવે તેના કરતાં છોકરાઓની શાળામાં તેમને મોકલવી ઠીક થઇ પડશે.

#### પુરૂષશિક્ષકો.

કોઇ કન્યાશાળામાં એક પુરૂષશિક્ષક દિવસના ત્રણ કલાક શીખવે તો બસ થઇ પડે. કામધંધો કરતો, ઓફિસમાં નોકરી કરતો હિન્દુસ્તાનના કેટલાક સુપુત્રને વખત મળી શકે, અને દિવસનો એકાદ કલાક અગર અઠવાડિયાના બે ત્રણ કલાક, હિન્દુસ્તાનની કોઇ સુપુત્રી, બહેન, શીવણ, ગુંથણ અને ઘરનાં બીજાં કામકાજનું શિક્ષણ આપવા

માટે કાઢી શકે તો તે શાળા સાધારણ પ્રયત્નથી એક સુન્દર આદર્શ-રૂપ થઇ પડે.

### અભ્યાસક્રમ.

અભ્યાસક્રમમાં, સાધારણ વાચનમાળાનાં અને ધાર્મિક પુસ્તક, સમજી શકાય તેવું સ્થાનિક ભાષાનું જ્ઞાન, કુટુમ્બનો હિસાબ રાખી શકાય તેટલું અંકગણિતનું જ્ઞાન, માતૃભૂમિના ઈતિહાસના મોટા મોટા બનાવોનું અને તેવા બીજા વિષયોનું જ્ઞાન, તે સાથે આરોગ્યવિદ્યા તથા અકસ્માત્ વખતે તાત્કાલિક ઉપાય–એને લગતું સ્પષ્ટ જ્ઞાન, આ સર્વનો સમાવેશ થવો જોઇએ. આ સાથે અભ્યાસક્રમમાં નીતિનાં સર્વસામાન્ય તત્વ અને પોતાના જાતિધર્મનું જ્ઞાન, તથા તેનો અમલ–, એનું કોઈ રીતે વિસ્મરણ થવું જોઇએ નહિ. ભાવિ પ્રજાની માતા થનાર આ કન્યાઓના હાથમાં હિન્દુસ્તાનનું કલ્યાણ રહેલું છે. માતૃભૂમિ ઉપર ખરી પ્રીતિ રાખનાર આગળ રજુ થયેલા કેળવણીના લગતા પ્રશ્નના આ સ્વરૂપને વિસારવું એ આત્મહાનિ કરવા સમાન છે.

### ઉત્તેજન.

કોઇ કોઇ યોગ્ય પ્રસંગે આ શાળાઓની મુલાકાત લેવા ગામના પ્રતિષ્ઠિત સન્નારીવર્ગ અને ગૃહસ્થોને વિનંતિ થવી જોઇએ, અને એમાં પણ સલાહના બે શબ્દ જે બોલી શકે તેમને હમેશાં તેમ કરવા કહેવું જોઇએ. ભવિષ્યની માતાઓ ઉપર હિન્દુસ્તાનના ભાવિ કલ્યાણનો આધાર રહેલો છે તે બાબત છોકરીઓના દિલમાં પૂરતી રીતે ઠસાવવી જોઇએ જેથી કરીને ભવિષ્યની પ્રજાને, તેની બાલ્યાવસ્થામાં, માર્ગ બતાવવાની ફરજ બજાવવાને તેઓ તત્પર રહી શકે.

### ખર્ચ.

લાયક મકાન મળી શકે તો એક પગારદાર પુરૂષશિક્ષકથી કન્યાશાળા ચલાવવાનું ખર્ચ દર વર્ષે ઓછામાં ઓછું રૂ. ૧૫૦ થાય. ટ્રેન્ડ

સ્ત્રીશિક્ષક મળી શકે તો વળી વધારે સારૂં પણ તેમ ન બને તો પુરુષ
શિક્ષક અનુકૂળ થઇ પડશે કારણ કે પુરૂષશિક્ષક ઓછા પગારથી
મળી શકે.

### શાળા અને ગૃહશિક્ષણ.

જે શાળાઓ પગારદાર શિક્ષકથી ચાલતી હોય તેમનો વખત
લોકજીવનની સ્થિતિ અને રીતભાતને અનુસરી રહેવો જોઇએ. સા
ધારણ રીતે આ શાળાઓમાં આપી ન શકાય, તેવી ઘરની કેળ
વણી છોકરીઓને મળવી જોઇએ. અવલોકન અથવા અનુભવથી, આ
પ્રકારની કેળવણી, ઘેર જે વખતે, મેળવવી સંભવિત હોય તે વખતે
સ્કૂલ હોવી ન જોઇએ. માતપિતા જે વખતે બીજા કોઇ કામકાજમાં
રોકાયલાં હોય, ત્યારે છોકરીઓને ઘરમાં કેટલાંક નાનાં નાનાં કામ
કરવાનાં હોય છે. આ વખતે પણ છોકરીઓને શાળામાં મોકલવાને
સ્વાભાવિક રીતે તેઓ નારાજ હોય. આથી જે લોકોની પુત્રીઓ માટે
શાળા ઉઘાડવાની હોય તેમની જરૂરીયાતો તરફ દૃષ્ટિ રાખી, સમય અને
અભ્યાસના ક્રમ નક્કી થવાં જોઇએ. આ શાળાઓમાં સ્વચ્છતા, સમય-
પાલન, સહિષ્ણુતા અને એવા અન્ય નૈતિક સદ્ગુણનું વ્યાવહારિક
શિક્ષણ અપાવું જોઇએ. આ વિષય તરફ હાલ લક્ષ આપવામાં આવે
છે તેના કરતા વધારે લક્ષ અપાવાની જરૂર છે.

### કેળવણી માટે આતુરતા.

હાલ સમય બદલાયો છે. સામાન્યરીતે કેળવણી માટે આતુરતા
જોવામાં આવે છે. હિન્દુસ્તાનના ઉચ્ચ વર્ગના લોકો સામાન્ય રીતે,
સ્ત્રીકેળવણીની વિરૂદ્ધ નથી. આવી નિશાળ ઉઘડનાર તે આ વર્ગની
છોકરીઓને આકર્ષક થઇ પડશે. પણ ગરીબ ખેડુતો, મજૂરો, અને
ધંધાદારીઓને પોતાની છોકરીઓને શાળામાં મોકલવાની ઇચ્છા થાય
તે માટે તેમને જાતે મળવાની, સ્ત્રીકેળવણીના લાભ સમજાવવાની અને

તેમની સઘળી સગવડોપર ધ્યાન આપવામાં આવશે એવી તેમને ખાતરી આપવાની જરૂર છે.

### ઇનામ.

ઢીંગલીઓ, રમકડાં અને પુસ્તકનાં નાનાં નાનાં ઇનામ, પ્રસંગોપાત મિજબાની, કોઇ ઉપદેશજનક તેમ રસિક ખેલ અગર સરઘસ જોવાની ગોઠવણ, આ સર્વ પ્રકારના ઉત્તેજનવડે, આવી સંસ્થાઓ તરફ નાની નાની છોકરીઓનું ધ્યાન ખેંચી શકાય.

## ૮. રાત્રીશાળાઓ.

### તેમની જરૂર.

દરેક શહેર અગર ગામમાં, હાલના સમયમાં એવા વર્ગના લોકો છે જેમને વાંચતાં લખતાં શીખવાની કાંઇક ઇચ્છા છે છતાં, તે ઇચ્છા પરિપૂર્ણ કરવાનાં જેમને સાધન અગર અનુકૂળતા હોતાં નથી. આવા લોકો માટે રાત્રીશાળાની ખાસ આવશ્યકતા છે. ખેડુતો, મજૂરવર્ગ, સિપાઇ અને કારીગરવર્ગ વગેરે, જેમને બાલવયમાં વિદ્યાભ્યાસ કરવાની તક ન મળી હોય અને દિવસની શાળામાં જવા માટે જેમને સમય અને અનુકૂળતા નથી તેમને સદ્ભાવથી કહેવામાં આવશે તો રાત્રીશાળાનો તેઓ ખુશીથી લાભ લેશે.

આવી શાળા ઉઘાડવા માટે નીચે જણાવેલી વસ્તુઓની જરૂર પડે:—

( ૧ ) ફંડ.

( ૨ ) જગા અને સરસામાન તથા સૌથી અગત્યની વસ્તુ:

( ૩ ) દૃઢતા, ઉત્સાહ અને ઉલટથી કામ કરે તેવા સુપરિન્ટેન્ડેન્ટ (દેખરેખ રાખનાર).

### ફંડ.

( ૧ ) આ સત્કાર્યમાં એક બે કલાક ગાળવાની અભિલાષાવાળા

અથવા પ્રતિજ્ઞા વગરના થોડા યુવક મળી આવે તો દ્રવ્યની બહુ જરૂર રહેશે નહિ. આમ છતાં, શાળા કાઢવા અહેલાં, એક વર્ષ સુધી પગારદાર શિક્ષક સહેલાઇથી નિભાવી શકાય તેટલી રૂ. ૧૦૦ એક જેટલી રકમ મેનેજરે પોતાની પાસે રાખવી ઠીક થઇ પડશે. કામ કરનારની પ્રમાણિકતા અને કુશળતા પ્રસિદ્ધ હશે, આમાં પણ તેની પ્રમાણિકતા જાણીતી હશે તો આ નાની રકમ મેળવવી મુશ્કેલ થઇ પડશે નહિ. આ પૈસાથી એક શિક્ષક રાખી શકાશે અને તે ઓછામાં ઓછા ૨૫ વિદ્યાર્થીઓને ભણાવી શકશે. દીવાબત્તી વગેરે માટે અને ચાક, ડસ્ટર* તથા સ્ટેશનરી માટે દર વર્ષે રૂ. ૧૫ અગર રૂ. ૨૦ જોઇશે. આ રીતે એક શિક્ષકથી, એક વર્ષ સુધી શાળા ચલાવવા માટે બધા મળી રૂ. ૧૨૫ ને આશરે કાઢવા પડશે.

## જગા.

ગામમાં જો દિવસની શાળા હશે અને તેના અધિકારીઓને યોગ્ય રીતે કહેવામાં આવશે તો તેઓ પરોપકાર વૃત્તિથી રાત્રીશાળાની સ્થાપનાનો બંદોબસ્ત કરનારને, શાળાનું મકાન, અને કેટલોક સરસામાન પણ વાપરવા ઉચિત આપશે. સરસામાનમાં એકજ વસ્તુની જરૂર રહેશે. રૂ. ૧૦ એકની કીંમતથી સારો પ્રકાશ આપે તેવી એકાદ બે દીવાબત્તી લાવવી ઠીક પડશે. ઘણા ગરીબ છોકરાઓને મફત આપવા માટે કેટલીક સ્લેટ, પેન, કાગળ, પેન્સિલ વગેરે શાળામાં રાખવાની સગવડ કરવાની જરૂર છે. શિક્ષક તરીકે પગાર વિના કામ કરે તેવો માણસ ન મળે તો આરમ્ભમાં આ ખર્ચ સુદ્ધાં એક આવી શાળા માટે આ રીતે રૂ. ૧૨૫ ની રકમ જોઇશે. શાળાના લાભ જોતાં આ રકમ ખરેખર નજીવી છે.

* પાટીયાં વગેરે પરથી ધુળ ખંખેરવાનો લુગડાનો કકડો.

## અધિકારી મંડળ.

ખરેખરા ઉત્સાહથી કામ કરનાર વોલંટિયર* કોઇ નીકળી આવે ત્યાં દેખરેખ રાખનાર તેનું અંતઃકરણજ છે. પણ પગારદાર શિક્ષક હોય તે શાળામાં, અઠવાડિયામાં ઓછામાં ઓછા ૩–૪ કલાક ગાળી શકે તેવા એક ઉત્સાહી સુપરિન્ટેન્ડેન્ટની પૂરેપૂરી જરૂર છે. સુપરિન્ટેન્ડેન્ટની ખામીથી આવી ઘણી શાળાઓ ભાગી પડી છે. વળી ગામના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થને ટ્રેઝરર નીમવો અને તેની પાસે સઘળા પૈસા રાખવા. પૈસા ઉઘરાવવાની તથા ભરાવવાની આ ગૃહસ્થમાં કુશળતા હશે તો ફંડની ખામીથી શાળા કદી બન્ધ પડશે નહિ.

### સમય.

શાળાના વખતની યોગ્ય ગોઠવણ કરવી. પાક લેવાનો હોય અગર લોકો સામાન્ય રીતે રોકાયલા હોય ત્યારે વિદ્યાર્થીઓ એમને એમ ગેરહાજર રહે તે કરતાં લાંબી રજા પાડવી અને નિર્મિત સમયે ફરી શાળા ઉઘાડવી.

### ઉત્તેજન.

શાળામાં આવી, કોઈ ઉપદેશ આપવા અથવા ધર્મને લગતા કે બીજા કોઇ પુસ્તકના કેટલાક ભાગ વાંચી સમજાવવા, મહિનામાં વધારે વાર નહિ તો એકવાર, ગામના સુશિક્ષિત વર્ગને તેમ બીજાઓને બોલાવવા જોઇએ. આથી વિદ્યાર્થીઓને સારૂં ઉત્તેજન મળે છે અને વળી સુશિક્ષિત વર્ગનો નિરક્ષર વર્ગ સાથે ઇષ્ટ સમાગમ થાય છે. "આરોગ્યવિદ્યા" અને "અકસ્માત્ વખતે તાત્કાલિક ઇલાજ"નાં મૂળતત્વ સમજાવવા માટે સ્થાનિક ડૉકટરને વિનતિ કરવામાં આવશે તો લાભ થશે.

---

* સ્વયંસેવક

### વધારે સાદા નમૂનો.

આ સવિસ્તર વૃત્તાંત સમાપ્ત કરતાં પહેલાં એમ કહી શકાય કે જ્યાં આ નાની રકમ પણ મળી શકે એમ ન હોય પણ એકાદ ઉત્સાહી કામ કરનાર મળી શકે ત્યા એક શાળા ઉઘાડી શકાય, અને બહુ ઓછા ખર્ચથી ખાતરીપૂર્વક ચલાવી શકાય. ગામના મન્દિર અગર તે ઉત્સાહી માણસના ઘરની એકાદ પડાળીનો શાળાના મકાન તરીકે ઉપયોગ થઇ શકે. સાફસુફ ભોંય, સરસામાનની, તથા ફક્ત જમીનપર પાથરેલી રેતી અને લાકડીનો નાનો કકડો, સ્લેટ અને પેન્સિલની ગરજ સારશે. પછી પુસ્તક અને દીવાબત્તીનું જ ખર્ચ રહેશે. બીજા લોકો આની જોગવાઇ નહિ કરે તો વિદ્યાર્થીઓ અંદર અંદરથી પણ આટલી સગવડ ઉભી કરી શકશે. આ શાળાના ખર્ચ માટે વધારેમાં વધારે પ્રાથમિક ખર્ચ તરીકે રૂ. ૨૦ કાઢવા પડશે અને ચાલુ ખર્ચ દર મહિને એક રૂપિઆ કરતાં વધારે થશે નહિ.

### વિદ્યાર્થીઓ મેળવવાની રીત.

જે લોકો શાળા કાઢવા પ્રયાસ કરે છે તેમને કેટલીકવાર વિદ્યાર્થી મેળવવા મુશ્કેલ થઇ પડે છે. અજ્ઞાન લોકોને કેળવણીના લાભ સમજાવવા, ઘણીવાર, કઠિન થઇ પડે છે. ગપ્પાં મારવાની અને પોતાનો અવકાશનો સમય નિરૂપયોગી તથા હાનિકારક માર્ગે ગાળવાની તેમને ટેવ પડવાથી આ તરફ તેમને આકર્ષવા કેટલીક રીતે મુશ્કેલ થઇ પડે છે. ગામ નાનું હોય તો, જેઓને શાળામાં દાખલ થવા કહી શકાય, તેવાની નોંધ શાળાના વ્યવસ્થાપક સહેલાઇથી કરી શકે અને તેમને કહી શકે.

### સ્વયંસેવક અને પગારદાર નોકર.

સ્વયંસેવક અને પગારદાર નોકરનું સંયુક્ત કામ, ઘણે ભાગે

ઉત્તમ થઇ પડશે. આરમ્ભ માટે, ઉત્સાહના પ્રચાર અને લોકોપર અસર થવા માટે સ્વયંસેવકની ઘણી જરૂર છે. શિક્ષણ આપવામાં તે કદાચ ફાવી નહિ શકે કારણ કે તે એક એવી કલા છે જે લાંબા અભ્યાસ અને હમેશના મહાવરા વગર કદી સંપાદન થઇ શકે નહિ. પહેલ કરનારમાં પૂરતી શક્તિ અને જ્ઞાન હોય પરન્તુ તે બીજામાં ઉતારવાની કુશળતા તેમનામાં ન પણ હોય. વળી પગારદાર માણસ વધારે ખંતથી અને નિયમથી કામ કરે છે.

### વિદ્યાર્થી ઘણું કરી શકે.

એક વિદ્યાર્થી જેણે પોતાની કોલેજવાળા નગરની એક રાત્રી-શાળામાં હમેશાં એક કલાક શિક્ષણ આપ્યું હતું તેણે પોતાના ગામના વૃદ્ધ આગેવાનોને ઉશ્કેરી તેમની સહાયતાથી ૭૫ વિદ્યાર્થીઓ વાળી એક મફત રાત્રીશાળા કાઢી. આ શાળામાં સાધારણ હિસાબ અને ઇંગ્રેજી શીખવવામાં આવતાં હતાં. એકાદ જણે મકાન આપ્યું. બીજાએ આ કામ માટે જોઇતું તેલ આપ્યું. એક પગારદાર અને બે સ્વયં-સેવક શિક્ષકથી તેમણે કામ ચલાવ્યું.

### બીજું દૃષ્ટાન્ત.

એક વિદ્યાર્થી લખે છે કે:-કોલેજમાં રજા પડતાં, મારે ગામ જઇ બે સદ્‌ગૃહસ્થોની સહાયતાથી એક મફત રાત્રીશાળા કાઢી, મારા ગામના લોકોની સેવા કરવા મેં ધાર્યું. હમેશાં થાય છે તેમ લોકોએ, ખાસ કરીને અભણ લોકોએ, અમારા યત્ન તરફ ધ્યાન આપ્યું નહિ. પરન્તુ તેમનામાં વિદ્યાભ્યાસની વૃત્તિ ઉત્પન્ન કરતાં, તેઓ અમારા પક્ષમાં આવ્યા, અમે જે કામ ઉપાડયું હતું તેનું મહત્વ ધીરે ધીરે તેઓ સમજવા લાગ્યા. ગામમાં મહેનત કરતાં સ્થાનિક સદ્‌ગૃહસ્થો તરફથી રૂ. ૨૦૫ ની મદદ મેળવવામાં અમે ફતેહમંદ થયા. "ભીખ

માગે છે" એમ અમને કેટલાક અજ્ઞાન લોકો કહેતા. પરતુ અમે તેમના તિરસ્કાર અગર ઉપહાસને ગણના નહિ અને અમારે રસ્તે ચાલ્યા જતા. રજામાં અમારા એક પ્રોફેસર શાળામાં આવ્યા અને આ સાહસ પ્રત્યે તેમણે પ્રસન્નતા પ્રદર્શિત કરી. ઘણી મુશ્કેલીઓ છતાં, "સ્વાશ્રયીને ઈશ્વર સહાય થાય છે" એ સૂત્રને અનુસરી અમે ચાલ્યા હાલ શાળામા રૂ. ૬ થી ૮ નો માસિક પગાર મેળવનાર પાંચ શિક્ષક, ૬૦ વિદ્યાર્થીઓ અને ગુજરાતી, અંકગણિત તથા અંગ્રેજીના વર્ગ છે. કોલેજમાં અભ્યાસ કરતા ગામના ૧૬ વિદ્યાર્થીઓએ શાળાના શિક્ષણ વગેરેમા મદદ આપવા ઇચ્છા બતાવી.



# પ્રકરણ ૨ જું.

## નિરક્ષર આગળ વાચન.

### ક્યાં અને કેવી રીતે કરવું.

નિરક્ષરતાને લીધે જેમને પુસ્તક અને પત્રોના વાચનનો લાભ ન મળતો હોય તેવો જનસમૂહ ઘણો મોટો છે. આપણી પોળ, મહેલ્લા અગર કસ્બાના લોકોને કોઇ મેદાન, ખુલ્લી જગા, મંદિર અગર વાડીના કોમ્પાઉન્ડમાં, એકઠા કરવા, તેમની આગળ મિતાચાર, મેલેરિયા, ક્ષય આદિ વિષયો પર પત્ર વાંચવા અથવા વચાવવા. જેમણે છાપેલો અક્ષર પણ જોયો નથી તેમની આગળ વાંચવા માટે કેવળ નિબન્ધ જેવું નીરસ નહિ પરન્તુ ઉપદેશ મળવા સાથે રસ પડે તેવું વાચન રાખવું. ગામડામાં તેમ શહેરોમાં અવકાશના સમયમાં નિરક્ષર લોકોને યોગ્ય વર્તમાનપત્રોનું વાચન રુચિકર થઇ પડશે. તેઓ સામાન્ય રીતે ઘણી ઉત્સુકતાથી શ્રવણ કરશે.

### આ સંબન્ધમાં વિદ્યાર્થી ઘણું કરી શકે.

ગામડાંમાં તેમ શહેરોમાં નિરક્ષર અગર થોડું ભણેલા લોકો આગળ ભણેલો વર્ગ હલકી વાર્તાઓ, નાટકો આદિ વાંચે છે તેને બદલે તેઓ કાંઇ ઉત્તમ, ઉપયોગી અને રસિક વાચન કરે તો તે લાભજનક થઇ પડે. એક વિદ્યાર્થી લખે છે કેઃ—" મારા એક મિત્રે અજ્ઞાન લોકો આગળ દર સાંજે કોઇ વર્તમાનપત્ર વાંચવાનો નિશ્ચય કર્યો. તેની એટલી બધી સારી અસર થઇ કે બાવન વર્ષના એક વૃદ્ધ માણસે, તેની આગળ ભણવાની મરજી બતાવી. "

"પુસ્તકોમાંના કેટલાક ભાગનું નિરક્ષર વર્ગ આગળ હું વાચન કરતો અને ગુજરાતીમાં તેમનો અર્થ કરી સમજાવતો. આ વાચન વડે મેં તેમના ઘણા વહેમ કાઢી નાંખ્યા. લોકો ખેતરમાં હળ હાંકતા હોય અગર ઢોર ચારતા હોય તે વખત હું તેમની પાસે જતો.

તાપણીની આજુબાજુ એકત્ર થયેલા ગામડાના લોકોને "શેક-સપિયર" ની એકાદ નાટ્યકથા હું કહેતો. તેનાં પાત્રોનાં નામ હું ગુજરાતી કરી દેતો. જ્યાં જ્યાં તેમને વાર્તામાં શંકા પડતી ત્યારે તેઓ મને પૂછતા. વાર્તા પૂરી થતી ત્યારે વાર્તાથી તેઓ ઘણા પ્રસન્ન થયા હોય એમ જણાતું આ ઉપરથી હું એવા અનુમાન ઉપર આવ્યો છું કે નીતિ, ધર્મ અને ગામડાના લોકો પ્રત્યે કર્તવ્ય, એ વિષયો વિષે કોઇ વાતો કહે તો ગામડાંમાં સાંભળનાર ઘણાં માણસ મળી આવે. તેની અસર એવી સરસ થાય કે તેમને ઘણું જ્ઞાન મળે.

નાનાં બાળકોને હું પ્રાર્થનાઓ અને સ્તોત્ર શીખવતો. નીતિ, ચરિત્રનું બંધારણ, પ્રમાણિકતા, સત્ય, સહાનુભૂતિ અને સદ્વર્તનનું શિક્ષણ આપતી કેટલીક વાર્તાઓ હું નિરક્ષર વર્ગ આગળ વાંચતો."

વળી એક બીજો વિદ્યાર્થી, તેના ગામમાં દર અઠવાડિએ મળતી ગામના લોકોની સભા વિષે વાત કરે છે. "આ સભામાં શાળાનો શિક્ષક ગયા પખવાડિયાનાં વર્તમાનપત્રમાંથી કેટલાક પસંદ કરેલા ભાગ વાંચી બતાવે છે. આ રીતે વાંચવા માટે શિક્ષક સારૂ મેલેરિયા અને અન્ય વ્યાધિઓ વિષેનાં ચોપાનીયાં હું લાવતો.

હું ધારૂં છું કે જો મારા વિદ્યાર્થી-બન્ધુઓ અને સુશિક્ષિત ભગિનીઓ અજ્ઞાન લોકો સાથે છૂટથી ભળે, તેમના તરફ માયાળુપણે વર્તે, તેમને કાંઇ ઉપયોગી સલાહ આપે તો તેઓ ઘણું મોટું કામ કરી શકે. મોટામાં મોટી મુશ્કેલી તો એ છે કે કેળવાયેલો વર્ગ સા-

માન્યરીતે નિરક્ષર વર્ગની દરકાર કરતો નથી. ગયાં બે વર્ષ દરમિયાન મને માલમ પડ્યું છે કે મિત્રભાવ અને હેતથી તેમની સાથે વાત કરીએ તો આપણાથી ઘણું બની શકે. ખેતીકેળવણીને ઉત્તેજન આપવા આ વર્ષે સહેલાઇથી ઘણાં માણસોને હું સમજાવી શક્યો. ગયે વર્ષે તે કામ અશક્ય લાગ્યું હતું ”



# પ્રકરણ ૪ થું.

## પુસ્તકોની ધીરધાર.

### ખાનગી ધીરધાર.

રજાના દિવસોમાં, બીજાઓને વાંચવા આપી શકાય તેવાં પુસ્તકોનો નાનો સંગ્રહ વિદ્યાર્થીઓ પાસે રહેલો જોઇએ. સાધારણ ફરિયાદ એવી છે કે લોકો ખરાબ પુસ્તકો વાંચે છે. આ સ્થિતિ સુધારવા માટે જાતમહેનત અને સમજુતની જરૂર છે. વળી, ઘણાં નાનાં ગામમાં એવા વાંચનાર હોય છે જેમને પુસ્તક વાંચવા મળતાં નથી. અનુભવથી માલુમ પડ્યું છે કે વીશેક પુસ્તક જેટલો નાનો સંગ્રહ પણ સામાન્ય રીતે તેઓ ખરીદી શકતા નથી. પણ આ પુસ્તકો વંચાવનારનો યત્ન કરવાને તૈયાર એવા ઘણા વિદ્યાર્થીઓ છે. ગયા ઉનાળામાં એક વિદ્યાર્થીને એમ માલુમ પડ્યું કે વાંચી શકે એવા બેજ માણસ તેના ગામમાં છે. તેની પાસેની બે ચોપડીઓ તેઓએ તેની રજા પૂરી થાય તે પહેલાં વાંચી લીધી. બીજો એક વિદ્યાર્થી પદ પુસ્તક પોતાને ગામ લઇ ગયો. આ બધી ચોપડી ગુજરાતી હતા અને સારી હતી. પણ ચોપડીઓ વંચાવવી એ મુશ્કેલ હતું અને પાછી લેવી એ વધારે મુશ્કેલ હતું. છતાં આ વિદ્યાર્થી આ કામનું શિક્ષણ અને અનુભવ મેળવતો રહેલો હતો. આમાં અગત્યની બાબત એટલીજ છે કે આ રીતે વિદ્યાર્થી ઉપયોગ કરી શકે તેવાં પુસ્તકો શિક્ષક કે મિત્ર પાસે અગર કોલેજમાં હોવાં જોઇએ અને એકાદ બે પુસ્તક પાછાં ન આવે તો ધાંધલ થવું ન જોઇએ. વિદ્યાર્થી ઉપરાંત અન્ય સુશિક્ષિત સ્ત્રીપુરુષોએ વાચનના પ્રચારનો માર્ગ ગ્રહણ કરવો આવશ્યક છે.

## વિદ્યાર્થીઓએ કરેલા યત્ન.

રેવરંડ મિ. ફ્લેમિંગ એક મહત્વનું દૃષ્ટાન્ત આપે છે. આજ કામ માટે એક વિદ્યાર્થી પાસે કૉલેજની ચાર ચોપડીઓ હતી અને બીજાઓને વાંચવા આપવા માટે તેની પોતાની સાત ચોપડીઓ હતી. તેનો પ્રચાર ઘણો ઓછો હતો. કારણકે વાંચી લખી શકે એવાં માણસો પડોશમાં ઘણાં થોડાં હતાં. છતાં નજીકનાં ૧૨ ગામોએ આ પુસ્તક વાંચ્યાં. આ પ્રચારમાં ગામડામાં ટપાલ વહેંચનારા તે વિદ્યાર્થીના બે ઓળખીતા સારી મદદ આપતા.

એક વિદ્યાર્થી જણાવે છે કે:–ગઇ રજામાં મેં, પાંચ માણસોને પુસ્તક વાંચવા આપ્યાં. આમાંના ચાર માણસોએ તે; દરેક પુસ્તકની ચાર નકલ મોકલવા મને કહ્યું છે.

ડૉ. સ્માઇલ્સનાં બનાવેલાં ૩ પુસ્તકના ભાષાન્તર છસાત માણસોને વાંચવા આપવામાં આવ્યાં હતાં. બીજા પણ કેટલાંક ઉપયોગી પુસ્તક મારી પાસે હતાં તે મેં કેટલાક અંગ્રેજી ભણતા વિદ્યાર્થીઓને આપ્યાં અને તેથી તેમને ઘણો લાભ થયો.

"બેન્જામિન ફ્રેન્કલિન" નું જીવનચરિત્ર, ગામની શાળાના હેડ માસ્તર મારફત મેં ૧૮ છોકરાને વાંચવા આપ્યું. તેઓએ તે વાંચ્યું અને તેમાં સમાયલા ઉપદેશ અને સૂચનાઓનાં તેઓ વખાણ કરવા લાગ્યા. "બાળવિલાસ" ગામના ૧૫ વિદ્યાર્થીઓએ મારી પાસેથી વાંચવા લીધું.

દસ પુસ્તક મેં લીધાં. દરેક પુસ્તક બે વખત મેં વાંચવા આપ્યું. પુસ્તક પાછાં મેળવવામાં મને ઘણી મુશ્કેલી પડી. એક મોલવીને "પૃથ્વીની પ્રદક્ષિણા" નામનું પ્રવાસનું પુસ્તક વાંચવા આપવામાં આવ્યું. એક નિરક્ષર મુસલમાનને તેણે તે વિષે વાત કરી. પ્રવાસના

જૂદાજૂદા વિષયોથી તેનું મન એટલું આકર્ષાયું કે તેને વાંચતાં લખતાં શીખવાની ઉમેદ ઉત્પન્ન થઇ. તેણે શરૂઆત કરી. દરરોજ એક કલાક હું તેને શીખવતો. હાલ તે થોડું વાંચી શકે છે.

## એક લાયબ્રેરીની સ્થાપનાનો વૃત્તાંત.

૧૯૦૫ ની સાલમાં એક કોલેજના થોડાક વિદ્યાર્થીઓને સ્વ-સુધારણા અને લોકસેવા માટે ઇચ્છા થઇ આવી. લોકોને વાંચવા આપી શકાય તેવાં પુસ્તકોનો તેઓ સંગ્રહ કરવા લાગ્યા અને તે સંગ્રહ તેઓએ એક હાઇસ્કૂલને અર્પણ કર્યો. ધીરેધીરે સંગ્રહ કરતાં તેઓએ ૫૦૦ પુસ્તક એકઠાં કર્યાં. આ લાઇબ્રેરી હજુ છે. પોતાના શિક્ષકો, પ્રોફેસરો અને મિત્રોની મદદ તેમણે આ કામમાં લીધી હતી. અંગ્રેજી અને ગુજરાતી મળી લગભગ ૨૦૦૦ પુસ્તકો આ લાઇબ્રેરીમાં થયાં. ચોપડીઓ લેવા માટે દરરોજ ચારપાંચ માણસ તેમાં આવતાં અને તેમની પાસેથી દર માસે માત્ર એક આનો લેવામાં આવતો. એકજ વર્ષમાં વંચાવા માટે ગયેલા પુસ્તકની સંખ્યા ૧૫૦૦ ઉપર ગઇ હતી.

### સંકલ્પ.

એક વિદ્યાર્થીએ નીચે મુજબ સંકલ્પ કર્યો:—" મેં એક લાઇબ્રેરી કાઢવાની યોજના કરી. પણ મારી પાસે પુસ્તકોની સંખ્યા ઘણી થોડી હોવાથી તે ઠરાવ હું અમલમાં મૂકી શક્યો નહિ. જેટલી ઉપયોગી ચોપડીઓ ખરીદી શકાય તેટલી ખરીદવા માટે મારા માસિક ખર્ચમાંથી કેટલોક ભાગ જૂદો કાઢવા મેં નિશ્ચય કર્યો છે. આવતી રજાઓમાં મારી યોજના પાર પાડવા હું આશા રાખું છું.

થોરોએ કહ્યું છે કે " સર્વ મનુષ્યની સ્થિતિને અનુકૂળ તેવા અનેક પ્રકારના ઉપદેશ પુસ્તકદ્વારા મળી શકે. આ ઉપદેશ સાંભળવામાં આવે, સમજવામાં આવે તો જીવનને વસન્તઋતુ અગર પ્રભાતથી જે

આનન્દ, જે લાભ મળે છે તે કરતાં વધારે લાભ, વધારે આનન્દ તેથી મળે, દરેક વસ્તુનો દેખાવજ તે વડે પલટાઇ ગયેલો લાગશે. એક સારા પુસ્તકના વાચનથી ઘણાં માણસોનાં જીવનમાં નવીન આરમ્ભ થાય છે. સારાં પુસ્તકોનો સંગ્રહ કરવાનો અને તે લોકોને વાંચવા આપવાનો દરેક વિદ્યાર્થીએ નિશ્ચય કરવો જોઇએ.



# प्रकरण ५ मुं.

## મેજિક લેન્ટર્નથી* ઉપદેશ.

### પ્રસંગ અને મુશ્કેલીઓ.

મોટી વયના વિદ્યાર્થીઓ મેજિક લેન્ટર્ન વડે ઘણું સારૂં કામ કરી શકે. માતૃભાષાના વક્તૃત્વ અને ચિત્રો વડે જનસમૂહ ઉપર ઘણો ઉપકાર કરી શકાય. આ પ્રકારની સેવા માટે લાયક થવા સારૂ શિક્ષક અગર મિત્ર તરફની સૂચનાઓ અને તાલિમની ઘણી જરૂર પડે છે; લેન્ટર્ન માગી લાવવાં જોઇએ. પેટીમાંથી તકતીઓ કાઢવી જોઇએ, તેના શિક્ષણ માટે એક નાનો વર્ગ ઉઘાડવો જોઈએ, જે નાલાયક હોય એને વીણી કાઢવા જોઇએ. આ કામ ફત્તેહમંદી સાથે કરવામાં આવ્યાનાં દૃષ્ટાન્ત છે અને ભવિષ્યમાં તે બનવુ મુશ્કેલ નથી. કોલેજ ઘણું ઉપયોગી કામ કરે છે, તેથી પણ વધારે ઉપયોગી કામ તેઓ કરી શકે. કોઇ પણ કોલેજ દર વર્ષે વિદ્યાર્થીઓની એક એવી સંખ્યા ઉત્પન્ન કરે જે પ્રસગ આવતાં આજુબાજુના ભાગમાં પડી રહેલાં મેજિક લેન્ટર્ન લાવી તે દ્વારા લોકોના જ્ઞાનની અભિવૃદ્ધિ માટે પ્રયાસ કરે. આ પ્રકારની સેવા માટે જેમને ખરેખરી ઉત્સુકતા હોય તેમણે પોતાના વિજ્ઞાનના શિક્ષક અગર પ્રોફેસર પાસે જવું અને લેન્ટર્નનો પોતાને હાથે ઉપયોગ કેવી રીતે થાય તે સંબન્ધમાં શિક્ષણ માટે ઇચ્છા ધરાવનાર વિદ્યાર્થીઓનો એક વર્ગ કાઢવાની યોજના ઉભી કરવી.

---

* જાદુઇ ફાનસ.

## એક વિદ્યાર્થીનો સંકલ્પ.

એક વિદ્યાર્થી કોલેજમાં હતો ત્યારે તેણે મેજિક લેન્ટર્નનું શિક્ષણ લીધુ હતુ. રજામાં પોતાને ઘેર કોલેજનું લેન્ટર્ન તે લઈ ગયો. તે જણાવે છે કે—સાધારણ ગામડામાં, મેજિક લેન્ટર્ન, અમદાવાદમાં કે મુંબઇમાં હવાઈ વિમાન આવ્યા બરાબર થઇ પડે છે. સંખ્યાબન્ધ લોકો તે જોવા આવે છે. ઋતુ ખરાબ હોવાથી એક જગાએ પાંચથી વધારે વાર હું બનાવી શક્યો નહિ. છતાં મને માલમ પડ્યું કે મિતાચાર અને આરોગ્ય જેવા જુદાજુદા વિષય ઉપર મેજિક લેન્ટર્ન સાથે ભાષણ અપાય તો તે આપણા દેશબન્ધુઓને અને ભગિનીઓને અત્યન્ત લાભજનક થઇ પડે.

## કેટલીક વ્યાવહારિક સૂચનાઓ.

વિદ્યાર્થીઓ જ્યારે મેજિક લેન્ટર્નથી ભાષણ આપવા માગતા હોય ત્યારે તેઓએ તે માટેની તૈયારી તથા શરૂઆત વેળાસર કરવી જોઇએ. કારણ કે બધુ પાર પડે એમ કહી શકાય નહિ. દરેક આવશ્યક વસ્તુની એક નોંધ રાખવી જેથી કોઇ પણ વસ્તુ રહી જાય નહિ અને લેન્ટર્ન બનાવવામાં વિલંબ લાગે નહિ. પહેલામાં પહેલો બંદોબસ્ત પડદા માટેની જગા પસંદ કરવાનો થવો જોઈએ. તે એવી રીતે બાંધવો જોઇએ કે ચિત્ર પ્રેક્ષકોથી ઉંચું રહે અને તેઓ સહેલાઇથી જોઇ શકે. એવી સંભાળથી તે બાંધવો જોઇએ જેથી કરચોળી પણ રહે નહિ. આ બાબતોમાં શ્રમ લેવો ફાયદાકારક થઇ પડે છે. કામ કરનારાઓને અંદર અંદર ખબર આપવા માટે કોઇ નિશાન, કોઇ સંજ્ઞાઓ નક્કી કરવી જેથી પ્રેક્ષકોનું ઘણુંજ ઓછું ધ્યાન ખેંચાય. જરાક સોટી ઠપકારવી અગર અણિઆળી લાકડીથી સંજ્ઞા કરવી એ સાદામા સાદી અને અસરકારક રીત થઈ પડશે.

---

## प्रकरण ६ ठुं.

# નાના નાના વિદ્યાર્થીઓને સંગ્રહસ્થાન, મિલ, તથા બીજાં કારખાનાં વગેરે જોવા લઈ જવા.

### આ પ્રકારના પર્યટનના લાભ.

સંગ્રહસ્થાન, મિલો અને બીજાં કારખાનાં જોવાથી પણ ઘણું કિંમતી શિક્ષણ મળે છે. માત્ર ભાષાજ્ઞાનના લાભ, હુન્નરકલા અને વિજ્ઞાનના લાભ આગળ, હાલ, કાંઇ હિસાબમાં નથી. હુન્નરકલા અને વિજ્ઞાનના શિક્ષણથી મનુષ્ય કુદરતનાં બળ સમજી શકે છે, તેના પર કાબુ મેળવી શકે છે. લૉર્ડ મિન્ટોએ, ભોપાળમાં, જ્યારે એક નવું સંગ્રહસ્થાન ખુલ્લું મૂક્યું ત્યારે જણાવ્યું હતું કે સંગ્રહસ્થાનની અગત્ય વધારે ને વધારે સમજાતી જાય છે. તેઓ માત્ર તમાશો જોવાનાં સ્થાન નથી. વિજ્ઞાન અને હુન્નરકલાની કેળવણી આ સમયમાં એક ઘણો મહત્વનો વિષય છે, તે તરફ લોકોને ઉત્તેજિત કરે, તેઓમાં રસ ઉત્પન્ન કરે તેવા પદાર્થ પાઠ, તેવા ઉપદેશ, મુખ્ય કરીને, સંગ્રહસ્થાન, સહેલાઈથી રજુ કરી શકે છે. હિન્દુસ્થાનના આગેવાનવિચારકોને પ્રતીત થતું જાય છે કે માત્ર સાહિત્યને લગતા શિક્ષણના લાભ થોડા છે. જુદા જુદા ઉદ્યોગ લોકો માટે ઉત્પન્ન કરવા ઉપર લોકોના સામાન્ય સુખસંતોષનો ઘણો આધાર રહે છે; માટે તેને લગના શિક્ષણના વધારે વ્યાવહારિક માર્ગની અવશ્યકતા છે.

### આ પ્રકારના શિક્ષણની અસર.

મિલો, બીજાં કારખાનાં અને કોઈપણ જગા ત્યાં સંચા ચાલતા

હોય તે કેળવણીના પ્રચારનાં ખરાં સ્થાન થઇ પડે. આવી જગાઓમાં દાખલ થવા માટે પાસ મેળવવાની, કારખાનાંની સામગ્રી, સરસામાનના વર્ણન અને ખુલાસાની ગોઠવણ કરવી, તે જગાએ બાલાવિદ્યાર્થીઓને લઈ જવા, આ સર્વથી તેમની કેળવણીમાં ખાસ અભિવૃદ્ધિ થશે. છાપખાનામાં, રૂનાં કારખાનામાં, વરાળથી ચાલતાં ધોવાનાં કારખાનામાં, ઉદ્યોગગૃહોમાં અને અન્ય તેવાં સ્થાનમાં, મહેનત બચાવી કામ કરવાની યુક્તિઓનો ખ્યાલ આવે છે; અને કેળવાયલા મેનેજરો માટે આ સ્થાનોમાં જગા છે એવું સૂચન થાય છે. એક માણસની દરરોજની મહેનતથી, એક કરતાં વધારે માણસના નિભાવનાં સાધન મેળવવાના માર્ગ હિન્દુસ્તાનના લોકોને જ્યાં સૂધી મળ્યા નથી ત્યાં સુધી હિન્દુસ્તાનની આર્થિક દશા સુધરવાની થોડી આશા છે. બાળકોને એવા પ્રકારની તાલિમ આપવી જોઇએ કે પોતાના પૂર્વજોનાં સાર્વજનિક મકાન, ઐતિહાસિક સ્મરણસ્થાન, સ્તંભ, બગીચા અને જરખાના મહત્વનો તેમને ખ્યાલ આવી શકે, તેમનું મહત્વ તેઓ સમજી શકે. કોઇ પણ વસ્તુની માલિકી સાથે, સુપરતની, અનામતની, જવાબદારીની લાગણી દાખલ થઇ શકે તો, ખરી પ્રગતિ થઇ કહી શકાય.



# प्रकरण ७ मुं.



## રમતની વૃત્તિને ઉત્તેજન આપવું.

### રમવાનાં સ્થાનના લાભ વિષે અમેરિકનોની શ્રદ્ધા.

બાળકોનાં જીવન વધારે સારાં, વધારે નિર્ભય અને વધારે સુખી કરવાના કામમાં સહાયતા આપી શકે તેવાં રમતગમતનાં સ્થાનની અમેરિકાનાં બસે કરતાં વધારે શહેરમાં યોજના કરવામાં આવી છે. આ હીલચાલ એવી ફતેહમંદ થઇ છે કે બીજાં સો કરતાં પણ વધારે શહેરમાં રમતગમતનાં સ્થળ વિષે ગભીરપણે વિચાર કરવામાં આવે છે. આ કામનું મહત્વ એટલુ વધી પડયુ છે કે રમતગમતના સંબન્ધમાં વિચાર કરવા ત્રણ કોન્ગ્રેસ ત્યા મળી છે. એકલા ચિકાગો શહેરે આવાં સ્થાન માટે રૂ. ૩૦૦૦૦૦૦૦ ખર્ચ્યા છે. ઉનાળાનાં રમતગમતનાં સ્થાન અને વિશ્રાન્તિને લગતા કામકાજની ભિન્નભિન્ન શાખાઓમાં ન્યુયોર્ક શહેરે ૧૦૦૦ કરતાં વધારે શિક્ષક રોક્યા છે.

### તેમની વધતી જતી કદર.

એક સુપ્રસિદ્ધ અમેરિકન પત્ર લખે છે કેઃ–રમતગમતના જગાઓ માટેના માગણી વધી છે અને અધિકારીઓમા તેની ગોઠવણ કરવાની વૃત્તિ ઉત્પન્ન થઇ છે. દસ વર્ષ પહેલાં કોઇ શ્રીમન્ત, પરમાર્થપરાયણ શખ્સની સખાવત તરીકે રમતગમતના સાર્વજનિક સ્થાનનો ખ્યાલ આવી શકતો. હાલ જાહેર બગીચાઓની માફક, તેનો આકડો, સરકારી અગર સાર્વજનિક ખર્ચમાં દાખલ થયો છે, અને જેટલી, શાળાઓની અગત્ય છે તેટલીજ તેની આવશ્યકતા છે એમ સ્વીકારવામાં આવે છે અને-

ગમતનાં સ્થાનને લગતી હીલચાલનો પ્રચાર અને તેનું બળ આ વાત ઉપરથી જણાઈ આવે છે કે રમતગમતના કામ માટે શિક્ષકો તૈયાર કરવાને લગતા બાલ્ટિમોરના " પ્લેગ્રાઉન્ડ એસોસિએશન " નો લાભ લગભગ ૧૦૦ યુવાન સ્ત્રીઓ લે છે.

## ઈંગ્લાંડમાં રમત ઉપર શ્રદ્ધા.

કેળવણીના એક મહત્વના સાધન તરીકે, ગરીબ છોકરાઓ માટે, સરકાર તરફથી રમતગમતનો બંદોબસ્ત કરવામાં આવે તેની તરફેણમાં, બોર્ડ ઓફ એન્જ્યુકેશન છે. આથી તેઓએ શાળાઓના બપોરના વખતમાં રમતગમતની ગોઠવણ કરી છે. કોઇ દિવસે સાંજે અગર તહેવારોના દિવસોમા રમતગમતની ગોઠવણ કોઇ માણસ કરવા ધારે તો, લંડનની કાઉન્ટી કાઉન્સિલ શાળાઓની જગા તે માટે વાપરવા આપે છે. " અંગ્રેજ સ્ત્રીઓ, હેતથી અને કુશળતાથી, સમાજનું વધારેમાં વધારે કલ્યાણ કરવા સાથે, આનંદ મેળવી શકે એવું કોઇપણ કામ હોય તો તે બાળકોને રમતા શીખવવાને લગતુ છે " એમ મિસિસ હંફ્રી વૉર્ડ કહે છે.

## રમતગમતનું મહત્વ.

માલ્કમ સ્પેન્સરે રચેલા " સામાજિક ઉદ્ધાર " નામના પુસ્તકનો એક ફકરો અત્ર રજુ કરવા જેવો છે. સઘળી સારી રમતગમત બરાબર રમવામાં આવે તો ચરિત્રની રચનામાં તે એક ઉત્તમ શાળા જેવુ કામ કરે છે. ઘરમા રમવાની શતરંજ જેવી રમતોમાં પણ કાંઇક નૈતિક મહત્વ હોય છે. કોઇપણ કામમા કુશળતા મેળવવી એ સ્વમાન મેળવવા સમાન છે. આમા બનાવવામાં આવતી ઝીણી નજરની, ઉત્સાહની અસર, બીજે મોટા કામ માટે જોઇતી ઝીણી નજર અને ઉત્સાહ ઉપર થશે, સ્નાયુ મજબૂત કરવા ઉપરાંત કસરતના અન્ય

અનેક લાભ છે. તે વડે બુદ્ધિ, માનસિક ચપળતા અને નિયમાનુસાર ચાલવાની ટેવ ખીલે છે. ક્રિકેટ અને ફૂટબોલ જેવી મોટી રમતોથી સાહસ અને પરાક્રમ વધે છે. બાળકોના શિક્ષણ, તેમની સુધારણા માટે તે ઘણાં કિંમતી સાધન છે. રમતમાં ન્યાયબુદ્ધિ, અને વિજય માટે આગ્રહતી, જ્યાં જરૂર પડે છે ત્યાં ન્યાયપરાયણતાથી અને પૂરેપૂરી રીતે કામ કરવાના સદ્‌ગુણ, દ્રઢતા સાથે વિકાસ પામે છે. જે *બાળક જન્મથી દ્વેષ અને ક્લેશમાં ઉછર્યાં હોય છે* તેઓને સભ્ય અને કુશળ રમનારાઓની માફક રમતાં, આ રીતે શીખવી શકાય છે તે જોઈ આશ્ચર્ય થાય છે. સત્તાને આધીન રહેતાં, આ રમતગમત જેટલું શીખવી શકે છે તેટલું અન્ય થોડીજ વસ્તુઓ શીખવી શકે છે. સામસામી મેચો રમવામાં, આ બધા સદ્‌ગુણ સ્પષ્ટ રીતે બહાર પડી આવે છે. મેચ રમવામાં આજ્ઞાનુપાલન અને પરસ્પર સહાયતાનું શિક્ષણ મળે છે એટલુજ નહિ પણ જેઓ આગેવાની કરે છે તેમને જવાબદારી અને સત્તાના અમલનુ શિક્ષણ પણ મળે છે. અત્ર વર્ણવેલા ફાયદા રમતગમતથી મળે છે કે કેમ તેનો બહુ મોટો આધાર, અધિકારીઓ તે તરફ જે લક્ષ આપે છે તેના ઉપર રહે છે.

### ઇતિહાસથી ઉત્તેજન.

હિન્દુસ્તાન હજી જ્યારે મફત પ્રાથમિક કેળવણી માટે પ્રયાસ કરે છે ત્યારે શહેરનાં છોકરાં માટે મફત જાહેર જગા સારૂ આગ્રહ કરવો તે વધારે આગળ પડતું કહેવાય. પરન્તુ ઇતિહાસ ઉપરથી માલમ પડે છે કે રમતગમતના હિમાયતીઓને યુનાઇટેડ સ્ટેટ્સમા અમલદારોને ગળે વાત ઉતારતાં અને પૈસાની મદદ મેળવતાં, હાલ, જે મહેનત પડે છે તેટલીજ પૂરી મહેનત જે સાહસિક લોકોએ તે દેશમાં મફત સાર્વજનિક શાળાઓ માટે હિમાયત કરી હતી તેમને પડી હતી. આથી આળસ ન કરવું અને ધીરજ રાખી દરેક બાબતમાં ઉદ્યોગ કરવો

### જરૂર.

રમત અને રમન માટેની જગા ઉપર દરેક બાળકનો અધિકાર છે. બાળકોને જેટલી માનસિક કેળવણીની જરૂર છે, તેટલીજ વ્યાયામના શિક્ષણની જરૂર છે. કોઇ પણ શહેર અગર ગામ માટે શાળાનો બંદોબસ્ત નહિ કરવામાં ડહાપણ રહેલું છે એમ કહેવાય તોજ બાળક માટે શારીરિક કેળવણી અને વિશ્રાન્તિનાં સાધન પૂરાં નહી પાડવામાં ડહાપણ રહેલુ છે એમ કહી શકાય. જે શહેરમાં ત્યાંના રહીશ અગર ભવિષ્યના રહીશ માટે, શારીરિક શ્રેય સારૂ સંભાળ રાખવાનાં યોગ્ય સ્થાન હોતાં નથી તે શહેરને વધારાનાં પોલિસ સ્ટેશન, જેલો અને હૉસ્પિટલોનો બંદોબસ્ત કરવાની જરૂર રહેશે. કોઇ પણ બાબતના ઉપાય કરતાં, તેનો અટકાવ કરવો ઘણો સસ્તો થઇ પડે છે.

### ગામડાંઓમાં પણ તેની આવશ્યકતા.

વિનોદ માટે તેવી કસરત કેમ કરવી તે શહેર બહારના છોકરા અને બીજાંને બનાવવાનો વિચાર કેટલાકને તદ્દન મૂર્ખતાભરેલો લાગે છે. એટલું તો ખરૂં કે, ગામડાંનાં છોકરાને રમત માટે જગા ખોળવી મુશ્કેલ પડશે નહિ. પણ ગામડાંમાં જે રમત રમવામાં આવે છે તેના પ્રકારમાં ઘણો સુધારો થઇ શકે. રમતગમતની સામગ્રીનો તેમનો સંગ્રહ એટલો નાનો હોય છે કે તે જોઇ આશ્ચર્ય ઉત્પન્ન થાય. ઘણાં નાનાં બાળકોનો સવાય બાદ કરતાં, રમવું એ સમય ગુમાવવા સમાન છે એમ કેટલેક સ્થળે માનવામાં આવે છે; છતા, હિતકર ન હોય તેવા ઉદ્યોગોમા ઘણો સમય જાય છે.

### સૂચનાઓ.

શાળા અગર કૉલેજમાં નવી અને સાદીં રમતગમત શીખાય તેટલી શીખવી અને પોતાના ગામમાં દાખલ કરવી. મહેલ્લા બહાર

જઇ કોઇ પસંદ કરેલી જગા ઉપર રમવા જવાને છોકરાંને ઉત્તેજન આપવું. પહેલાં તો એવે સ્થળે જગા ખોળી કાઢો કે તે આકર્ષક થઇ પડે. પછી એવા માણસને અગ્રેસર કરો, તથા એવી રમતની ગોઠવણુ કરો કે તેથી સૌ આકર્ષાય. નશીબ અજમાવવાની નહિ પણ જેમાં હુશિયારી વાપરવી પડે તેવી રમતગમતનું શિક્ષણ આપવું. તમે છોકરાંને મહેલ્લામાં રમતાં જોશો તો ઘણી વખત માલમ પડશે કે તેઓ નશીબ અજમાવવાની રમતો રમે છે અને ધીરજથી ઉદ્યોગ કરવાની વૃત્તિ અને સુઘટિત ચરિત્રનો નાશ કરે તેવી જુગારની વૃત્તિનો આદર કરે છે. ગરીબ અને અંત્યજ વર્ગમાં હમેશાં, રમતગમતની એટલી ખામી જોવામાં આવે છે કે રમતગમત દાખલ કરનારાઓનું એક આખું લશ્કર પણ તેમની સર્વ જરૂરીયાત પૂરી પાડી શકે નહિ. બાળકો, જ્યારે વધારે શ્રમવાળી રમતથી થાકે ત્યારે તેમને એક સારી વાર્તા કહેવામાં આવશે તો તેઓ તે આનંદ સાથે સાંભળશે. લોકોના કેટલા મોટા સમુદાયમાં તમે રસ ઉત્પન્ન કરી શકશો તે જાણી તમને આશ્ચર્ય થશે. આ રીતે, બાળકોના અણુજાણપણામાં, આજ્ઞાપાલન, સન્માન, આત્મનિગ્રહ, ન્યાયપરાયણતા, અન્યના હક માટે સન્માન, નિર્બળ માટે વિચાર, પરસ્પર સહાયતાના લાભ, સત્તાનો આદર, સર્વ બાબતોમાં ઘણો સદ્બોધ આપી શકાય. બાળકો વધારેમાં વધારે નકલ કરનાર હોય છે. વાર્તામાંના કોઇ પાત્ર જેટલાંજ બહાદુર, તેટલાંજ ભલાં બનવાને તેઓ મહેનત કરશે. વાર્તા કહેતાં આવડવાની કલા પણ એક મોટી બક્ષિસ છે અને તે કેળવવી જોઈએ.

### મદ્રાસમાં કામકાજ.

મદ્રાસની 'યંગમેન્સ ક્રિશ્ચિયન એસોસિએશન'માં એક કામ કરનાર ત્યાંની રમતગમતની યોજના વિષે નીચે પ્રમાણે કહે છે—" મારે

જણાવવું જોઈએ કે છોકરાઓ માટે રમતગમત સારૂ કેટલીક જમીન કાઢી આપવા, મ્યુનિસિપેલિટી સાથે અમે પત્રવ્યહાર ચલાવીએ છીએ. મને ખાતરી છે કે મ્યુનિસિપેલિટી આ બાબતમાં ઘણી ખુશીથી અમને મદદ કરશે અને આ કામ માટે જમીન આપશે. તેઓ જમીનની માલિકી છોડી દેશે એમ હું કહેવા માગતો નથી પણ અમે જ્યારે આ કામ કરવાનું માથે લીધું છે તો છોકરાઓ માટે જમીનના કેટલાક કટકા તેઓ કાઢી આપશે. જેની કાંઇ ખરેખરી અસર થાય તેવો બંદોબસ્ત કરવા હું માગુ છું. એવી ધારણા છે કે રમતગમતની જગા ઉપર સાંજે પાંચથી સાત વાગ્યા સુધી, છોકરાઓ ઉપર અંકુશ રાખી શકે તથા તેમને જૂદી જૂદી રમતો બતાવે તેવા એક અથવા બે વિદ્યાર્થી અગર યુવકને રાખવા. રમતગમતની આ જગામાં મોટી ઉમ્મરનાં માણસ તેમ બાળકોનું રાત્રે આકર્ષણ કરી શકે તેવા મેજિક લેન્ટર્નના ઉપદેશ અને અન્ય વિષય અમે ઘણે ભાગે રાખી શકીશું. નાનાં છોકરાંનાં એક સ્વતંત્ર રાજ્ય જેવી અમે એક સંસ્થા ઉત્પન્ન કરી, નાગરિક સદાચાર, તેમનામાં દાખલ કરી શકીશું. છોકરાંઓ માટે એક શાળા ચલાવવાનુ પણ બની શકે એમ છે. આરોગ્ય અને અન્ય વિષયોને અનુસરતાં ભાષણ પણ આપી શકાશે."

## કલકત્તામાં રમતગમતની જગા.

કલકત્તામાં હાલ, ઘણાં તળાવ પૂરી નાંખવામાં આવ્યાં છે. સાંજના આ મોટું મેદાન, વિશ્રાન્તિ માટે આવતાં બાળકો, છોકરાઓ તેમ છોકરીઓ, યુવાન અને મોટી વયનાં મનુષ્યોનો એક આબેહુબ, મધપુડો હોય એવું જણાય છે. આ મેદાનને વાજબી રીતે કલકત્તાની દમ લેવાની જગા કહેવામાં આવે છે. આ મેદાન પોલિસ ખાતાના કબજામાં છે અને જમીનનો ઉપયોગ તથા રમતગમત કરવા માટે પરવાનગી મેળવવી જોઇએ છીએ.

## અનાથાશ્રમમાં રમતની વૃત્તિને ઉત્તેજન આપવું.

બોર્ડિંગશાળાઓ અને અનાથાશ્રમોની કેટલીક જગાઓ એવી ખુલ્લી હોય છે કે કસરત માટે તે ઘણી અનુકૂળ થઇ પડે, પણ રમતગમતના સંબન્ધમાં, બાળકોને 'આરંભ' ની ખામી ઘણી વાર નડે છે. ઘણી વખતે, તેમને રમતાં શીખવવાની જરૂર પડે છે. અવકાશના સમયમાં નિષ્પ્રયોજન રસળવાની અને નાની નાની ટોળીઓમાં ભરાઈ રહેવાની તેઓમાં વૃત્તિ હોય છે. આરોગ્યવર્ધક રમતગમતમાં અને ચાલવામાં બે ત્રણ કલાક ગાળવામાં આવે તો ઘણો લાભ થાય. નજીકની કોઇ અનુકૂળ જગાએ, અનાથ બાળકોના સમુદાયને ફરવા લઇ જવાં એ ઘણું ઉપયોગી થઇ પડશે. આ બાળકોને એક આખો દિવસ બહાર લઈ જવાના અનેક લાભ છે. તેમના જવાથી સંસ્થાને પણ કાંઇક ફાયદો થશે. આ કામ ખસુસ કરીને શાળાના સુપરિન્ટેન્ડેન્ટની સહાયતા સાથે કામ કરવું ઠીક છે.

## કોલેજના વિદ્યાર્થીઓની સહાયતાની જરૂર.

અમેરિકાના આગલા પ્રેસિડંટ મિ. રૂઝવેલ્ટ રમતગમતને લગતો પોતાનો અભિપ્રાય નીચે મુજબ જણાવ્યો છે:—કોઈ પણ શહેરના લોકોએ એમ ન માનવું કે ખુલ્લી જગાની સગવડ થઇ એટલે પરિણામ સારૂં આવી ગયું. આવી જગાઓ ઉપર દેખરેખ રાખવાની જરૂર છે, નહિ તો, મોટાં અને મજબૂત છોકરાં નાનાં અને નબળાં છોકરાંને રમવાની જગા આપશે નહિ. કેટલીક વખતે છોકરાં એટલી બધી ગરબડ કરે છે કે પડોશના લોકોને ઘણી હેરાનગતી થાય. બાળકો, વખતે ખરાબ લોકોના હાથમાં આવી જાય, જનસમાજના અધમ વિભાગને મળવાનું આ સ્થાન થઇ પડે. રમતમાં, દેખરેખ વગર, નિયમ અને બળ રહેતાં નથી. વળી, જે જે શહેરોમાં આ પ્રયોગ અજ-

માપવામાં આવ્યો છે ત્યાં માલુમ પડયું છે કે રમતગમતની જગા ઉપર સારી હાજરી થતી નથી.

એક બીજા અવલોકનકાર અને શારીરિક કેળવણીની શાળાઓના ડિરેક્ટર ડૉ. રૈમેસ સ્ટેયનરોડ લખે છે કેઃ–કેટલાક લોકો એમ કહેશે કે આવી રમત ખરી રમત નથી. તેમાં ઉલટ અને સ્વેચ્છાચાર ઓછાં જોવામાં આવે છે. ઉનાળાની રમતગમતની જગાઓના શિક્ષકોનો અનુભવ એવો છે કે છોકરાંઓ સૂચનાઓને પસંદ કરે છે. એક શિક્ષક વગરની, અને એક શિક્ષકવાળી, એવી રમતગમતની બે જગાઓમાં જ્યાં શિક્ષકની દેખરેખ હોય છે ત્યાંજ છોકરાંની મોટી સંખ્યા એકઠી થાય છે. એથી ઉલટું, દેખરેખ વગરની રમતગમતની જગાઓનો ઘણો ઓછો ઉપયોગ થાય છે એ સ્પષ્ટ વાત છે. કેટલાંક બાળકોને રમવાની દરકાર હોતી નથી. તેમને બળાત્કારની નહિ પણ ઉત્તેજનની જરૂર છે બળાત્કારથી વિનોદનો હેતુ નિષ્ફળ જાય છે. બળાત્કાર થયો એટલે રમતમાં રમતનો અંશ રહેતો નથી અને પછી તે એક કામ હોય એમ લાગે છે. રમવાનું જો છોકરાં ઉપરજ રાખવામાં આવે તો થોડાંજ છોકરાં રમે છે. જે છોકરાં કોઇ અમુક રમતમાં ખાસ હુશિયાર હોય છે તેઓ બીજાંને મૂકી રમે છે અને એકલપેટાપણું ઉત્પન્ન થાય છે. દેખરેખ વગરની રમત શિથિલ અને અનિયમિત રહે છે. શારીરિક કેળવણીના ક્રમમાં દેખરેખ વગરની રમત જરૂરની છે પરન્તુ તે બહુ મહત્વની નથી.

## દેખરેખવાળી રમતનો અર્થ.

દેખરેખવાળી રમતનો ખરેખરો અર્થ સમજવામાં ઘણી વાર ભૂલ થાય છે. આ કારણથી રમતગમતની હીલચાલ ઉપર સમજ્યા વિનાની કેટલીક ટીકા થતી રહી છે. આ બાબતનું "જેમને જ્ઞાન

નથી તેઓ એમ સમજ્યા છે કે રમતગમતના જગાના આગેવાનો નજીકમાં ઉભા રહે, છોકરાંને અમુક રમત રમવા કહે, સામાન્ય રીતે દેખરેખવાળી રમતગમતની જગા ઉપર બાળકોને સ્વતંત્રતા અગર ઉલટ રહે નહિ, છોકરાંની સ્વતંત્રતા અને વ્યક્તિત્વની પ્રસિદ્ધિ ઉપર છીની મૂકાય અને પોતાની મેળે ચાલતાં યંત્ર જેવાં તેઓ થઇ જાય. ખરી રીતે, રમતગમતના આગેવાનના કામમાં અને દેખરેખના આવા વિચારમાં કાંઇ મળતાપણું હોતું નથી. જૂદી જૂદી પ્રવૃત્તિઓ અને બાબતોમાં રસ ઉત્પન્ન કરી રમનાર બાળકોની ઉત્સાહી ટોળીઓ ઉભી કરનારને રમત ગમતના ફતેહમંદ ચલવનાર કહી શકાય. આવા માણસ, છોકરાંઓના જૂદા જૂદા સમુદાયના મોટી સંખ્યામાં રસ ઉત્પન્ન કરી તેમને રમતમાં રોકી રાખી શકે છે. કેટલેક દરજ્જે તેઓ આગેવાનનું કામ કરે છે, કેટલેક અંશે તેઓ નવીન રમતગમતના શિક્ષકનું કામ કરે છે પણ મારા ધારવા પ્રમાણે તેમનું મુખ્ય કામ વ્યવસ્થાપકનું છે. દેખરેખ રાખનારનો સામાન્ય રીતે જે અર્થ થાય છે તે તેનો ખરો અર્થ નથી.

## વિદ્યાર્થી કેવા જોઇએ ?

રમતગમતની જાહેર જગાના દેખરેખ રાખનાર અગર શિક્ષક તરીકે કેવો માણસ જોઇએ તે વિષે ઇ. ડિ. એન્જેલે નીચે પ્રમાણે લખ્યું છેઃ—રમતગમતની જાહેર જગાના દેખરેખ રાખનાર અધિકારીએ છોકરાંને ઓળખવાં જોઇએ. અધ્યાત્મવિદ્યા અને શિક્ષણશાસ્ત્રના અભ્યાસથી મેળવેલું બાળકના મન વિષેનું જ્ઞાન માત્ર તેનામાં હોય તો તે ચાલે નહિ પણ નાનાં છોકરાંના સંસર્ગથી ફરી જાગૃત થયેલી પોતાની યુવાવસ્થાની યાદથી જે પૂરી સમજશક્તિ આવે છે તે તેનામાં હોવી જોઇએ. બાળકોનું ચિત્ત ખેંચે તેવા તેનામાં સદ્ગુણ હોવા જોઇએ.

તે એક પહેલવાન અગર કસરતબાજ હોવો જોઇએ કારણ કે સ્નાયુનું બળ અને શારીરિક ચપળતા, છોકરાંનું સન્માન જેટલાં જલદીથી મેળવે છે તેટલાં બીજી કોઇ પણ વસ્તુથી મેળવી શકાતાં નથી. જો તે પહેલવાન ન હોય તો આગેવાનના ગુણ તેનામાં હોવા જોઇએ. છોકરાંઓને શાની જરૂર છે તેનો તેને ખ્યાલ હોવો જોઇએ જેથી તેમને વધારેમાં વધારે રસ પડે તે માર્ગે તેમને તે દોરી શકે.

રમતગમત ઉપર દેખરેખ રાખનાર, શિક્ષણનું કામ કરે એટલુંજ બસ નથી. તેને આગેવાનનું કામ કરવાનું હોય છે. બાળકોની રમતગમતમાં તે ભળે છે અને શિક્ષાથી નહિ પણ સૂચનાથી તેમને દોરે છે. તે ઝીણી બુદ્ધિવાળો હોવો જોઇએ. તેનામાં નિસર્ગશક્તિ હોવી જોઇએ. રમતગમતને સ્થળે જે જે ભિન્નભિન્ન પરિસ્થિતિ ઉત્પન્ન થાય તેને અનુકૂળ થઇ જવાની તેનામાં શક્તિ હોવી જોઇએ. તેનામાં વિવેકશક્તિ અને વિચાર હોવાં જોઇએ. હમેશાં, તે છોકરાંઓ તરફ દિલસોજ અને મદદ કરવાને તત્પર રહેવો જોઇએ. છોકરાંઓનો તે મિત્ર હોવો જોઇએ. તેના પાસે રહેવાથી, તેમને જો આનંદ થતો હોય એમ માલમ પડે તો ખાત્રીપૂર્વક જાણવું કે તેને પોતાના કામમાં ફતેહ મળી છે.

### રમતની જગા.

પાશ્ચાત્ય શહેરોમાં એવી લાગણી વધારે ને વધારે થતી જાય છે કે નિશાળ ચાલે તેટલા ૭ અગર સાત કલાક સુધીજ શાળાના મકાન અને કોમ્પાઉન્ડનો ઉપયોગ કરવો તે નગરને માટે હિતકર નથી. આ કારણથી શાળાના વખત પછી, સાંજે અને લાંબી રજાઓમાં, દિલ સાફ કરે અને શિક્ષણ આપે તેવી દેખરેખવાળી રમતગમત કરવા માટે શાળાઓની જગા વાપરવા સારૂ મળી શકે છે. ઘણાં મોટાં શહેર જ્યાં

ખુલી જમીન મળવી મુશ્કેલ થઇ પડે છે ત્યાં રમતગમત માટે ધાબાં કરવાની ગોઠવણ શિલ્પશાસ્ત્રીઓ કરે છે. હિન્દુસ્તાનમાં ખુલ્લું મેદાન મેળવવું મુશ્કેલ પડે એમ નથી.

### શાળાની રમતગમતની જગાએ જવું.

સાધારણ શાળાની રમતમાં કોલેજનો વિદ્યાર્થી દાખલ થાય તે ખરેખર મદદ સમાન થઇ પડે છે. આ પ્રકારના પ્રયત્નમાં ફતેહમંદ થનાર લાહોરની ફોરમન કોલેજ ક્રિકેટ ટીમનો એક વિદ્યાર્થી લખે છે કેઃ—રમતગમત માટે કોલેજનો વિદ્યાર્થી શાળામાં આવે તો તે શાળાના વિદ્યાર્થીઓ તેમ શિક્ષકોને ખાસ લાભકર્તા થઇ પડે છે એ વિચાર કોઇ પણ રીતે ખોટો નથી; કારણકે છોકરાઓને પોતાના કરતાં વધારે કેળવણી પામેલા સાથે સંસર્ગ રાખવો ઠીક થઇ પડે છે. પોતાના શિષ્યોની માનસિક અને શારીરિક કેળવણીમાં ઉપયોગી થઇ પડે તેવા કોઇકની સહાયતાની શિક્ષકોને જરૂર હોય છે.



# प्रकरण ८ मुं.

## આરોગ્યવિધાને ઉત્તેજન.

### તે સંબંધમાં ઉત્સાહભરી હીલચાલની જરૂર.

દેશના આરોગ્યને લગતી સ્થિતિ માટે સરકાર જેટલી જવાબદાર છે તેટલાજ લોકો પણ જવાબદાર છે. આ બાબતમાં જે કાંઇ પ્રયત્ન કરવામાં આવે તેમાં મદદ કરવાને સામાન્ય લોકોનાં દિલમાં ઠસાવી શકાય નહિ, તો સરકારની ગમે તેવી સહાયતા નિષ્ફળ જાય. હિન્દુસ્તાનના સઘળા વિદ્યાર્થીઓને આરોગ્યને લગતી કેટલીક સાદી બાબતોનું જ્ઞાન મળે અને તેઓ તે સબંધના શિક્ષણની હીલચાલથી તે જ્ઞાનને લોકપ્રિય કરે તે જરૂરનું છે. જ્યાં સુધી સામાન્ય લોકો આ બાબતમાં સુસ્ત રહેશે, બેદરકાર રહેશે, જ્યાં સુધી ગટર અને મોરીનો ઉપયોગ જાજરૂ તરીકે થશે, જ્યાં સુધી ઘરમાંથી કચરો કાઢી બીજા લોકોના ઘર આગળ નાંખવામા આવશે, જ્યાં સુધી સાર્વજનિક તળાવ લોકોજ બગાડશે ત્યાંસુધી, કુટુમ્બનાં પ્રિયજન, કુટુમ્બનો નિભાવ કરનારના જીવને જોખમ રહેશે. વિદ્યાર્થીએ આરોગ્યવિદ્યાના, આરોગ્યના સંરક્ષક થવું જોઇએ છીએ. જે લોકોને હસ્તક સાર્વજનિક કામ રહેલાં છે તેમને મળેલા અનુભવ ઉપરથી જણાઇ આવ્યુ છે કે ઘડી કાઢેલી કોઇપણ યોજનાને વિજય મળવાનો આધાર બચાવવા ધારેલા લોકોની સહાયતા ઉપર રહેલો છે.

### આ પ્રકારનું લોકપ્રિય શિક્ષણ કેવી રીતે આપી શકાય ?

અમૃતસરના એક સદ્ગૃહસ્થ રાયબહાદૂર ગોપાળદાસ ભંડારીએ

ક્વીનાઇનનો ઉપયોગ લોકપ્રિય કેમ થાય તે માટે જે સૂચનાઓ આપી છે, તેનો આરોગ્યવિદ્યાના સામાન્ય જ્ઞાનના પ્રચારમાં ફળદાયી રીતે, ઉપયોગ થઇ શકે. ક્વીનાઇનના લાભ, ક્વીનાઇન કેટલું લેવું, તેના ઉપયોગનો વખત, ઉપયોગને લગતી બીજી કેટલીક બાબતો બતાવનાર વાર્તારૂપ ચોપાનીઆં ફેલાવવાં જોઇએ. આ રીતિ કુટુમ્બોમાં વર્ષાઋતુ અને રોગના પ્રચાર પહેલાં ક્વીનાઇન લેવાના લાભની વાત થાય તો તે લાભજનક થઇ પડે. ભણેલા છોકરાઓ આવાં ચોપાનીઆં કુટુમ્બના સ્ત્રીવર્ગ આગળ વાંચે તો તેથી પણ ફાયદો થાય. દવા લેવાની જરૂર આ રીતે તેમને જણાવી શકાય.

(૨) જૂદી જૂદી ભાષામાં અને ગુજરાતમાં ગુજરાતી ભાષામાં, જનસમૂહ અને મુખ્ય કરીને સ્ત્રીઓમાં, તેનો પ્રચાર કરવા માટે આવાં ચોપાનીઆં ખાસ તૈયાર કરાવવાં જોઇએ. રોગ નિર્મૂલ કરવો, આરોગ્યનું સંરક્ષણ કરવું એ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે એવાં, જૂદા જૂદા ઋષિ અને સંતનાં વચનો આ ચોપાનીઆમાં દાખલ કરવાં જોઇએ અને યોગ્ય સ્થળે ક્વીનાઇનનો ઉપયોગ, તેની જરૂરીઆત એ પણ જણાવવું જોઇએ. રેવરંડ મિ. ટ્રેવેલિયન કહે છે કે "થોડા વખત ઉપર "ડૉ. વિલિયમ્સ પીંક પિલ્સ" ની જાહેરખબર મારા જોવામાં આવી હતી. પોતાની ગોળીઓ જાહેરમાં લાવવા માટે તેણે જે પદ્ધતિનો ઉપયોગ કર્યો હતો તે જોઇ મને ઘણું આશ્ચર્ય થયું હતું. આ ગોળીઓને લગતી જાહેર ખબરમાં રામચંદ્રની સંક્ષિપ્ત કથાનો ઉપયોગ કરવામાં આવ્યો હતો, અને જ્યાં જ્યાં રોગનું વર્ણન આવતું ત્યાં ત્યાં તેના પ્રતિકાર તરીકે આ ગોળીઓનું નામ લેવામાં આવતું હતું. આરોગ્યને લગતી બાબતોમાં પણ વાર્તાના સારા સારા લેખક અને જાહેર ખબરની લેખનકળાના ઉસ્તાદ પાસે વાર્તાઓ તૈયાર કરાવવામાં આવે તો જનસમાજને તે ઘણી હિતકર થઇ પડે.

(૩) દરેક રેલ્વે સ્ટેશન અને લાઇબ્રેરી, મ્યુઝિયમ (સંગ્રહસ્થાન) દેવળ, ટાઉનહૉલ, કચેરીઓ, મંદિરો તથા દરવાઓ જેવાં-જાહેર સ્થળે, ક્વીનાઇનના લાભ બતાવનાર પાટીયાં લટકાવવાં જોઇએ અને તે એવી આગળ પડતી જગાએ મૂકવાં જોઇએ કે તે દરેક જણ સારી રીતે જોઇ, તેમ, વાંચી શકે.

(૪) અમુક મુદતે આવતા મોટા મેળાઓમાં, ક્વીનાઇનની ઉપયોગિતા વિષે બોધ આપના ઉપદેશકો રોકવા જોઇએ; અગર તો આ બાબતમાં લોકો વધારે રસ લઇ શકે તે માટે, ક્વીનાઇનના ઉપયોગથી તેમ તેનો ઉપયોગ નહિ કરવાથી, મેલેરિયાની માણસો ઉપર કેવી અસર થાય છે તે જણાવવા માટે ચિત્રો બતાવવાં જોઇએ.

(૫) ધાર્મિક સાહિત્યપ્રકાશક મંડળને આવા વિષયોને લગતાં ચોપાનીયાં પ્રકટ કરવા વિનંતિ થવી જોઇએ અને તેવાં ચોપાનીયાંનો સેવકો અને મુરીદોમાં પ્રચાર કરવા માટે, અખાડાના બાવાઓ, મંદિરના પૂજારી, દરવાના દેખરેખ રાખનારાઓને કહેવું જોઇએ.

(૬) ડિસ્ટ્રીક્ટ બોર્ડઝ અને મ્યુનિસિપલ કોરપોરેશનોએ, વર્ષાઋતુ આવ્યા પહેલાં, મેલેરિયાની ખરાબ અસર, અને તે અટકાવવા માટેના સર્વોત્તમ ઉપાય તરીકે ક્વીનાઇનના ઉપયોગને લગતી જાહેર ખબરો વખતોવખત કાઢવી જોઇએ. ડિસ્ટ્રીક્ટ બોર્ડોએ અને મ્યુનિસિપાલિટીઓએ, સાદ પાડનાર મારફત, કેટલાંક અઠવાડિયાં સુધી ક્વીનાઇનના લાભ જાહેર કરવા જોઇએ.

(૭) રેલ્વેના ડબા, ભાડાની ગાડીઓ, ટ્રામ્વેમાં ક્વીનાઇનના ઉપયોગના સબન્ધમાં પાટીયાં લગાડવા.

(૮) ક્વીનાઇનના લાભ દર્શાવનાર નાટકો, નાટક કંપનીઓએ તૈયાર કરાવી ભજવવાં જોઇએ.

(૯) ક્વીનાઇનની વહેંચણી અને તેને લોકપ્રિય કરવા ઉપર

ગામડાના મુખી વગેરેની નિમણુક અને બદલીનો કેટલોક આધાર રાખવો.

(૧૦) આ બાબતમાં જેઓ મદદ કરે તેમને સર્ટિફિકેટ અને ઇનામ આપવાં અને ક્વીનાઇનનાં સસ્તાં પડીકાંનું વેચાણ જેમ બને તેમ વધારવું.

ડૉ. બ્ર. ગોપાળદાસ ભંડારીએ ક્વીનાઇનના પ્રચાર માટે બતાવેલા એકાદ બે માર્ગ માટે કદાચ-મતભેદ પડશે, પરન્તુ આટલું તો નક્કી છે કે આરોગ્યવિદ્યાના જ્ઞાનના સામાન્ય પ્રચાર માટે તેમણે બતાવેલા સઘળા માર્ગમાંથી ઘણી ઉપયોગી સૂચનાઓ મળી આવે છે.

## મેલેરિયાના અટકાવ માટે વિદ્યાર્થીઓનું મંડળ.

લાહોરની ફોરમેન કૉલેજનો એક વિદ્યાર્થી લખે છે કે:—"ગયે વર્ષે લાહોરમાં જ્યારે મેલેરિયા ચાલતો હતો અને લોકો જ્યારે ઘણાં દુઃખી થતા હતાં ત્યારે અમે યુવકોએ એક સામાજિક સેવામંડળની સ્થાપના કરી. ગરીબ લોકોના લત્તામાં જઇ, ક્વીનાઇન અને મેગનેશિયા* આપવાં એ અમારૂં મુખ્ય કામ હતું. પરોપકારના આ કાર્યમાં અમે લોકોની સહાયતા માગી અને અમને તે મદદ મળી નવેમ્બર માસમા જ્યારે મેલેરિયાનો વ્યાધિ બંધ પડયો ત્યારે મંડળ પણ બંધ પડયું. એક કાયમ મંડળ રચવાને મેં મારા મિત્રોને કહેવા ધાર્યું છે જેથી આખું વર્ષ આ પ્રકારનું કામ ચાલ્યા કરે. મેલેરિયા અમુક વખત પછી અટકી જાય છે; પરન્તુ આપણા દેશબન્ધુઓને અન્ય અનેક કષ્ટ સહન કરવાં પડે છે. યુવાન્ વર્ગ આ બાબતમાં ઘણું કરી શકે એમ છે.

## ક્વીનાઇન વહેંચવાનું કામ.

પંજાબનો એક બીજો દાખલો પણ જાણવા જેવો છે. લાહોરમા એક વખત ઘણો સખ્ત વર્સાદ પડયો. આથી મેલેરિયા ફાટી નીકળ્યો.

* એક પ્રકારનો રેચક ક્ષાર.

આ વખતે લોકોને સહાયતા કરવાને વિદ્યાર્થીઓને સારી તક મળી. એકજ દિવસમાં એક નાની ટુકડીએ, મ્યુનિસિપલ કમિટી પાસેથી મેળવેલાં ક્વીનાઇનનાં ૫૦૦ પડીકાં જૂદા જૂદા લતાના લોકોને આપ્યાં. ભાષણોથી નહિ પણ અનુભવથી, અવદશામાં આવી પડેલા વર્ગની ગરીબી અને સંકટનો આ વિદ્યાર્થી મંડળને ખ્યાલ આવ્યો; તેથી તેમની સાંસારિક, નૈતિક અને શારીરિક સ્થિતિ સુધારવાની તેમને પ્રેરણા થઇ આવી. આ હીલચાલ વધારે લોકપ્રિય અને ફતેહમંદ કરવાને, ઢેડ, ભંગીનાં બાળકોને હાથમાં લઇ, તેઓ દવા પાતા અગર નંખાઇ ગયેલા કોઇ દરદીને મદદ આપવા નીકળતાં, તેઓ શિક્ષકની સાથે ચમાર જેવાના ઘરમાં પણ જતા. જ્ઞાતિનાં અનિષ્ટની લાંબી લાંબી વાતો કરવા કરતાં આવું એકાદ કામ વધારે અસરકારક થઇ પડે છે.

### પીવાના પાણીનું રક્ષણ

એક વિદ્યાર્થી લખે છે કેઃ—ગયે વર્ષે લોકોને તાવથી ઘણું હેરાન થવું પડ્યું હતું. મુખ્ય કારણ એ હતું કે લોકોને ચોખ્ખું પીવાનું પાણી મળતું નહિ. વર્ષાદના વખતમાં, જમીન ઉપરનું પાણી કુવામાં જતું. આમ થતું અટકાવવાને ગામના રહેવાસીઓને મેં સમજાવ્યા. આ રીતે અટકાવ કર્યા પછી, લોકોનાં આરોગ્યમાં સુધારો થયો જણાય છે.

### પ્લેગના સમયમાં વિદ્યાર્થીઓની મદદ.

"અમારા ગામના વૈદકીય અમલદારે ઉંદરનો નાશ કરવાની હીલચાલ શરૂ કરી, ત્યારે ગામના લોકો આ યત્ન ઉંધો વાળવાનો પ્રયાસ કરવા લાગ્યા, વૈદકીય સત્તાવાળાની લડતને ટેકો આપવાથી, ગામના મારા અજ્ઞાન બન્ધુઓની મારાથી ખરી સેવા બનશે એમ મને લાગ્યું અને ઉંદરનો નાશ કરવાના લાભ ઘેરઘેર જઇ હું કહેવા લાગ્યો તથા ઉંદરીયાં મૂકવામાં તેમને મદદ આપી." ·

### અડચણો દૂર કરવી.

એક વિદ્યાર્થી રજનો પોતાનો અહેવાલ રજુ કરતાં જણાવે છે કે "નિશાળ પાસેનું એક ગંદુ તળાવ પૂરી નાંખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. મેલેરિયા ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ આ તળાવ હતું. પણ ગામમાં પક્ષની લાગણી હોવાથી પ્રયત્ન નિષ્ફળ ગયો. બન્ને પક્ષના આગેવાનોને બોલાવવામાં આવ્યા. એકતા, ભ્રાતૃભાવ અને સંયુક્ત પ્રયત્નને લગતી ફરજો તેમની આગળ રજુ કરવામાં આવી. પરિણામ એ આવ્યું કે તળાવ પૂરી નાંખવામાં આવ્યું."

### શ્રીનગરમાં આરોગ્યના સંબંધમાં વિદ્યાર્થીના યત્ન.

આ સંબન્ધમાં અન્ય સ્થળની શાળાના વિદ્યાર્થીઓ કેવું સારૂં કામ કરે છે તે બતાવવા માટે શ્રીનગરની મિશન હાઇસ્કૂલના રિપોર્ટમાંની કેટલીક હકીકત અત્ર રજુ કરવી અમે દુરસ્ત ધારીએ છીએ. કોલેરાની મહામારીમાંથી અમે મુક્ત થયા હતા. પ્લેગ દાખલ થવાની અમને ધાસ્તી હતી. આથી આ ભયના સંબંધમાં લોકો જાગ્રત થાય અને આરોગ્યને લગતી વધારે સારી વ્યવસ્થાની તેમને ઇચ્છા થાય તેવો પ્રયાસ કરવા અમે ધાર્યું. મ્યુનિસિપેલિટીની મદદથી અમે તીકમ, કોદાળી અને પાવડા લઇ ખાડામાંનાં પાણી કાઢી ખાડા પૂરવા લાગ્યા. બ્રાહ્મણો આ કામને હલકું, અપવિત્ર ગણવા લાગ્યા, શિષ્ય અને શિક્ષકો ઉપર ગાળો અને શાપનો વર્ષાદ વરસવા લાગ્યો. આમાંથી પણ અમને શિક્ષણ મળ્યું. આ કામથી ગામના આરોગ્યને લાભ થાય તેના કરતાં ગાળોથી અમને વધારે લાભ થયો. ગમે તેમ પણ આથી શહેરમાં ખળભળાટ થયો. શહેરના કેટલાક આગેવાનો પોતપોતાનાં આંગણાં આગળ તથા ઘરના પાછલા ભાગમાં કામ કરવા લાગ્યા. ગામના મુખ્ય મેજીસ્ટ્રેટ પણ તે મુજબ કામ કરવા લાગ્યા. શાળાના મુખ્ય શિક્ષકને

તેઓ કહેવા લાગ્યાઃ-" સાહેબ, મહેરબાની કરી, મારા છોકરાને, ખભે કોદાળી મૂકાવી, મારે ઘેર મોકલો, એમ બતાવવાને કે મુખ્ય મેજીસ્ટ્રેટને આવા કામ માટે શરમ નથી. આ રીતે, નગરના લોકો આ યુવાનને ખભે કોદાળી લઇ જતાં જોતા. બે વર્ષ પછી એક વૃદ્ધ હિન્દુ ગૃહસ્થ, શાળાના યુરોપિયન મુખ્ય શિક્ષકને ભેટી પડયા. તેઓએ તૈયાર કરેલો રસ્તો જોવા તેમને તે લઇ ગયા અને કહ્યું, " સાહેબ, જ્યારે તમે મહેલ્લાઓમાં નીંદા કરતા હતા ત્યારે સઘળા તમારી હાંસી કરતા હતા અને આખું શહેર તમારી વિરૂદ્ધ હતું તે તમને યાદ છે કે ? પણ ખરી રીતે વસ્તુસ્થિતિ તેવી નહોતી, તમારી તરફ પણ ઘણા માણસો હતા. હું પણ તમારી બાજુમાં હતો. અમે તમારી તરફ હતા તે અમે બતાવવાની હિમ્મત ધરી શકતા નહોતા, અમારો એવો સ્વભાવ છે. મેં જે કાંઇ કર્યું છે તે તમે જૂઓ. તમારા જેવું મેં કામ કર્યું છે અને પત્થર પાથરી સડક બનાવી તે કામ સંપૂર્ણ કર્યું છે." ખરેખર તેમણે તે કામ સારી રીતે પાર પાડયુ હતું.

## પૂનામાં પ્લેગશમન.

પ્લેગમાંથી બચવા માટે રસી મૂકાવવાને લગતું કામકાજ બિન-અમલદાર વર્ગ કેવી ફતેહમંદીથી કરે છે તેનો એક અનુકરણીય દાખલો ઓ. મિ. ગોપાળ કૃષ્ણ ગોખલેના અધ્યક્ષપણા નીચે કામ કરનાર પૂનાની પ્લેગશમન કમિટીએ આપ્યો છે. પૂના શહેરમાં એક વર્ષમાં ૧૩૨૫૦ માણસને રસી મૂકવામાં આવી હતી. આમાંનાં ફક્ત ૩૦ જણને મરકી લાગુ પડી હતી અને ફક્ત ચાર મરણ પામ્યાં હતાં. રસી ન મૂકાવનારમાં થયેલાં મરણનું પ્રમાણ જોતાં, તેમાંના જેની સારવાર થઇ હોય તેવા કેસમાંથી ૨૩૮ મરણ થયા હતાં. આ ઉત્તમ કાર્યમાં વિદ્યાર્થીઓની કાંઇ મોટી મદદ હોય એમ અમારા જાણવામાં નથી.

પરન્તુ જ્યાં પ્લેગનો ત્રાસ મોટે ભાગે વેઠનાર વર્ગ આરોગ્યવિદ્યાના માર્ગ સમજી શકતો નથી તેમ ગ્રહણ કરી શકતો નથી ત્યાં ધીરજ અને દિલસોજી ભરી વિદ્યાર્થીઓની સલાહ અને દેખરેખ, ઘણી સ્થાનિક સહાયતા મેળવી શકે. આવી મદદ વગર સારામાં સારા ઉપાય નિષ્ફળ જાય છે.

## માહિતી મેળવવાનાં સાધન.

આરોગ્ય અને શરીરવિદ્યા, એટલા બધા મોટા અને ખાસ અગત્યવાળા વિષય છે કે આ સામાન્ય પુસ્તકમાં તેની પૂરતી હકીકત આવી શકે નહિ. આ પ્રકારના કામમાં જેમને રસ હોય તેવા વિદ્યાર્થી અને અન્ય જનને બેડફર્ડ કૃત આરોગ્યવિદ્યાનાં મૂળતત્વ*" નું પુસ્તક ખરીદવા રેવરંડ મિ. ફ્લેમિંગ ભલામણ કરે છે. કલકત્તા યુનિવર્સિટીની એફ. ઇ. એ. ( એક પરીક્ષા ) ના ધોરણને અનુકૂળ આ પુસ્તક લખવામાં આવેલું હોવાથી, આ દેશના લોકોને તેનું વાચન ઘણું અનુકૂળ અને લાભકારક થઇ પડે એમ છે.

## કામ કરનારાઓને કેવી માહિતી હોવી જોઇએ.

આ પુસ્તકમાં, ઘર કેમ બાંધવાં, તેમની રચના કેમ કરવી, હવાની આવજાની જરૂર, ગરદીનો ભય, પાણી, કુવાની સ્વચ્છતા, ખોરાક, લોકોનાં મળમૂત્ર કાઢી નાંખવાની વ્યવસ્થા, મહોલ્લાઓની સ્વચ્છતા, કંચરા કઢાવવા, ચેપી રોગ દાબી દેવા, મડદાં ઠેકાણે પાડવાં, જાતને લગતું શરીર અને આરોગ્યજ્ઞાન, ઘરની જમા અને તેની આસપાસની સ્થિતિ, વગેરે, સાર્વજનિક તેમ વ્યક્તિના આરોગ્યને લગતા વિષયો છે. આરોગ્યવિદ્યાને લગતા ઉપદેશક થવાની, સ્વચ્છતા, આરોગ્ય

* Elementary Hygiene by Bedford ( S. K. Lahiri and Co. Calcutta Re. 1—8—0 )

અને શુદ્ધિના સંબન્ધમાં, ભાષણ અને વ્યાવહારિક સલાહ આપવાની યોગ્યતા આપવામાં આ પુસ્તક બહુ મોટી મદદ કરે તેવું છે.

## અન્ય સૂચનાઓ.

ભિન્ન ભિન્ન પ્રકારની જરૂરીયાતો તરફ લોકોની આંખ ઉઘડતી જાય છે. ગામના કુવાની ૧૫ ફીટ અંદરની નીકો તરફ લક્ષ ખેંચાવાની જરૂર છે. કુવાને કાંઠે વસ્ત્ર ધોવામાં આવે છે, તેનું પાણી પાછું આવે છે; તેથી પણ જૂદા જૂદા પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે. આ બાબત પણ લોકોનું ધ્યાન ખેંચવા જેવી છે. વર્ષમાં ઓછામાં ઓછું એકવાર ગામનો કુવો સાફ કરાવવો. હલકી વર્ણના લોકોને વાપરવા માટે પુષ્કળ પાણી મળે છે કે કેમ તેની તજવીજ રાખવી. સ્નાનની અસર ઉત્કર્ષક છે. ભંગી, ઢેડ, ચમાર આદિ લોકોએ પોતાના શરીર સંરક્ષણ માટે નહાવુંધોવું, વસ્ત્ર વગેરે સાફસુફ રાખવાં જોઇએ એવી કેળવાયલાં સ્ત્રીપુરૂષોએ તેમને સમજણ પાડવી જોઇએ. ઉડતો રોગોની ઉત્પત્તિના સમયમાં પાણી ઉકાળવા અને ગાળવાનો આગ્રહ કરવો. માંદા માણસનું બિછાનું જ્યાં રહ્યું હોય તે જગા ધોળાવી નાંખવી અને જાજરૂ, દુર્ગન્ધ, જન્તુ અને વિષનો વિનાશ કરે તેવા પદાર્થોથી સ્વચ્છ કરાવવા. માતાઓ અને પત્નીઓ, બાળકો અને પતિ માટે આવી બાબત ઉપર ધ્યાન આપે તથા આ સૂચનાઓનો અમલ કરે તો ઘણો લાભ થાય. રજા અગર અવકાશના સમયમાં પોતાનું ઘર, આરોગ્યનું વધારે રક્ષણ કરી શકે તેવું થાય તે માટે મનુષ્યોએ ખાસ પ્રયાસ કરવો જોઇએ.

## આ સંબંધમાં સરકાર તરફથી પ્રગટ થતું સાહિત્ય.

તમારા શહેરના સિવિલ સર્જન અગર તમારા કોઇ દાક્તર-મિત્રને પૂછવાથી લોકોના ઉપયોગમાં આવે તેવી ખબર અને સૂચના

આપે તેવાં પ્રાન્તિક ભાષામાં પ્રકટ થયેલાં ખાસ સરકારી પુસ્તકો વિષે ખબર મળી આવશે. વિદ્યાર્થીઓની હીલચાલ માટે આધારભૂત થઇ પડે તેવાં પુસ્તક નીચે મુજબ છે—ક્ષય વિષે પાઠ, મેલેરિયા અને જંતુ વિષે પાઠ ( મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાના ઠરાવ નં. ૫૭૪ મુજબ શાળાના છોકરાઓના ઉપયોગ માટે). "કોલેરા અને બીજા ઉડતા રોગ" ( લાહોરની સિવિલ સેક્રેટેરિયટમાંથી. ) મુંબાઇના પબ્લિક હેલ્થ ડિપાર્ટમેન્ટમાંથી શીતળાના પ્રચારના અટકાવ વિષે સૂચનાઓ, ક્ષયના અટકાવ વિષે સૂચનાઓ વગેરે, મળી શકે છે. "છોકરાંને ખોરાક કેમ આપવો," "બાળકોનું ઝાડાનું દરદ અટકાવવાના સંબન્ધમાં સૂચનાઓ," "ઉટાંટીયા અને અછબડાના સંબન્ધમાં ચેતવણી" આ સંબન્ધમાં મુંબાઇની સેનિટરી એસોસિએશને કેટલુંક સાહિત્ય પ્રગટ કર્યું છે. 'માખી' વિષે એક ઘણું ઉપદેશજનક સૂચનાપત્ર પૂસાના ખેતીવાડીને લગતા ઇમ્પીરિયલ ડિપાર્ટમેન્ટ તરફથી પ્રસિદ્ધ થયું છે. દરેક પ્રાન્ત તરફથી આવાં ઉપયોગી ચોપાનીયાં, પુસ્તકો આદિ પ્રસિદ્ધ કરવામાં આવે છે એમ અમારૂં ધારવું છે. સરકારી દાક્તરોને પૂછવાથી આ પ્રકારના સાહિત્યના સંબન્ધમાં માહિતી મળી શકશે.

## સરકારી તબીબોના કામમાં મદદ આપવી.

ઘણા સરકારી તબીબો, સિવિલ સર્જન, એસિસ્ટંટ સર્જન, સબ એસિસ્ટંટ સર્જનને એટલું બધું કામ હોય છે કે જૂદાં જૂદાં શહેર અને ગામ જઇ ત્યાંના લોકોને સલાહ આપવા ઉપરાંત બીજું થોડુંજ વધારે કામ તેઓ કરી શકે. પ્રજાના બુદ્ધિમાન્ વર્ગ તરીકે સુશિક્ષિત લોકો, વ્યાધિના નિરોધ માટે સૂચવાયલા ઉપાયોને ઉત્તેજન આપે નહિ ત્યાં સુધી કાંઇ પણ આચાર વિના, આ સલાહ માત્ર વાતચિતરૂપેજ

રહેશે. સુશિક્ષિત વર્ગે લોકોને ખાતરી કરી આપવી જોઇએ કે અમુક સ્થિતિમાં ફેરફાર થઇ શકે છે. મેલેરિયા એવી બાબત નથી જેને માણસે અધીન થઇ જવુંજ જોઇએ. પ્લેગ, કાલેરા અને ક્ષય જેવા દરદોનો પણ નાશ કરવાના કામમાં જેઓ સ્વાશ્રયી રહેશે તેને ઇશ્વર સહાય થશે. સર્વ સારી બાબતમાં લોકોની સંમતિ મેળવી લેવાને, તેમનો ચોક્કસ અભિપ્રાય બંધાય તે માટે, વિદ્યાર્થીઓએ તેમ બીજાંઓએ ચપળતા સાથે ઉદ્યોગ કરવો જોઇએ અને કાંઇપણ આડંબર, દંભ વિના, આરોગ્ય, સ્વચ્છતા, ઉંદરોનો નાશ, ક્વીનાઇન વગેરે તરફ લોકોનું વલણ વધારવું જોઇએ.



# પ્રકરણ ૯ મું.



## બિમાર અને દુઃખીને મદદ.



"પેરીસમાં લોકો આનંદ કરે છે. નેપલ્સમાં મરકી ચાલે છે. હું નેપલ્સ જાઉં છું."

—સન ૧૮૮૪ના ઇટલિના પ્લેગ વખતે રાજા હમ્બર્ટે પ્રકટ કરેલો સંદેશો.

---

### સાદાં ઔષધનો ઉપયોગ.

સ્થાનિક સંકટનિવારણને લગતું કામ કરવાના પ્રસંગો, કઇ કઇ બાબતમાં આવી શકે તેની એક સામાન્ય નોંધ કરી શકાય. શિક્ષક અને સગાંવહાલાં તરફના ઉત્તેજન અને મિત્રભાવથી કરેલા બંદોબસ્તથી, અનેક વિદ્યાર્થી પોતાના ગામની હૉસ્પિટલમાં, સાધારણમાં સાધારણ દરદની સારવારને લગતું જ્ઞાન મેળવી શકે. અંગ્રેજી ભાષાના સામાન્ય જ્ઞાનવાળા વિદ્યાર્થી અને અન્ય લોક પણ પોતાનો અવકાશનો સમય, આ પ્રકારનું જ્ઞાન મેળવવામાં ગાળે તો તે તેમને તેમ અન્યને લાભજનક થઇ પડે. આરંભમાં, તેઓ કોઇ વસ્તુ લાવવા મૂકવાનું કામ કરે, પછી ધીરેધીરે, તેઓ કેટલાક નક્કી થયેલા વૈદકીય ઉપાયોના વ્યાવહારિક ઉપયોગ અને મિશ્રણનું જ્ઞાન મેળવે. તાવ, બરોળ, મરડા અને ઝાડાની જૂદી જૂદી દવાના મિશ્રણ આ રીતે તેઓ જાણી શકે છે. પોતાની પાસેના અગર ઉઘરાણાથી એકઠા કરેલા થોડાજ પૈસાથી તે પોતાના ગામના લોકોને ઘણી ઉપયોગી વૈદકીય સહાયતા આપે છે. અમે એમ કહેવા માગતા નથી કે આ સર્વ તાલિમ પામેલા

ડૉક્ટર છે પણ ખરી રીતે કામ કરી, સેવા વડે તેમણે એવી કેળવણી મેળવી છે કે પ્રજાના કોઇ પણ વર્ગને તેઓ ઉપયોગી થઇ પડે છે. આ લોકોનું જીવન સુવાણી અને સત્કર્મ વડે સ્વાભાવિક રીતે ભરપૂર રહે છે. રજાના વખતમાં થોડા થોડા વખત વિદ્યાર્થીઓ ડૉક્ટર સાથે ફરે, દરદીઓની સારવાર જૂએ, કેટલીક દવાઓ બનાવી શકે તો ડૉક્ટરનું કામ એવડું જણાઇ આવે.

## વિદ્યાર્થીઓની આવી મદદનાં અન્ય દૃષ્ટાંત.

દેશના કેટલાક ભાગમાં વિદ્યાર્થીઓ આ પ્રકારનું કામ કરે છે. તેઓમાંના કેટલાક જણાવે છે કે—

"વીસ માણસોને મેં ગ્રીકલોશન આપ્યું. ચાર માણસને મેં એમોનિયમ લિનીમેન્ટ આપ્યું. બે માણસોને મેં ટીકચર ઑફ આયો-ડાઇન આપ્યું."

"ડૉક્ટર ન હોય તેવા પાસેથી દવા લેતાં લોકોને ધાસ્તી લાગતી. આથી હું ડૉક્ટર પાસે ગયો. તેમને મારી સાથે લીધા એટલે ફતેહ મળી."

"બજારમાંથી લોકો માટે મેં દવાઓ ખરીદ કરી."

"કેટલાંક બાળકની આંખ્યે ગ્રીકલોશન લગાડવાની જરૂર હતી. મેં તેમને તે લગાડયુ. એક માણસ ઘણું અફીણ લેતો. અફીણની તેની આદત તથા પ્રમાણમાં ઘટાડો કરવામાં હું ફતેહમંદ થયો. પહેલાં તે દર માસે એક રૂપિયાનું અફીણ ખાતો. તેને બદલે હાલ તે માત્ર બે આનાનુંજ ખાય છે."

"કેટલાક લોકો મલમ અગર લેપ કેમ લગાડવો તે જાણતા નથી. હું જાતે તેમના ઘા પર મલમ લગાડતો. ત્રણ અગર ચાર દરદીઓની આ મુજબ સારવાર કરવામાં આવી."

"આરોગ્યવિદ્યા અને તંદુરસ્તીને લગતા નિયમો ઉપર પ્રાસંગિક

વાત કરવાથી ગામડાના લોકોને હૉસ્પિટલની જરૂર, તેનું મહત્વ જણાઈ આવે છે. કેટલેક સ્થળે તો પોતાના ખર્ચથી પણ એક દવાખાનું ઉઘાડવાને તેઓ અરજ કરશે. રજા પૂરી થઇ તે અરસામાં મારો ભત્રિજો મરણ પામ્યો ત્યારે તેની પૂરી આવશ્યકતા મને જણાઈ આવી."

## સામાન્ય ઉપચાર.

લાહોરની ફોરમેન ક્રિશ્ચિયન કૉલેજવાળા એસ. કે. દત્ત, બિ. એ. એમ. બી. સ્ક્રિ. એચ. બી. એ પસંદ કરેલા નીચે જણાવેલા ચાર ઉપાય ગામડાના બિમાર લોકોને મદદ કરવા ચહાતા વિદ્યાર્થીઓને બહુ ઉપયોગી થઇ પડશે. આ ઉપચાર ઘણા સાદા અને જેનો હમેશાં ખપ પડે તેવા છે. આ સાદા ઉપચાર બનાવી જાણવા માટે કોઇ ડૉક્ટરની પાસેથી તેની સપ્રયોગ પદ્ધતિ શીખવાની જરૂર છે. આ પછી, કોઇ પણ વિદ્યાર્થી નીચેની સૂચનાનુસાર, દવાની જૂદી જૂદી ચીજો કોઈ કેમિસ્ટ+ પાસેથી મેળવી મિક્ષ્ચર÷ તૈયાર કરી શકશે. બોર્ડિંગ હાઉસના ચોક અગર શાળાના હોલમાં આ બાબતમાં રસ લેનાર, આવા પ્રયોગ માટે તજવીજ કરી શકે.

*૧. પુખ્ત ઉમ્મરનાં માણસોના ઝાડાના દરદમાં.

ટિંક્ચર ઑફ ઓપિયમ............ ૧ ડ્રામ=એક નાની ચમચી.

+ રસાયનવેત્તા. ÷ મિશ્રણ.

* I.—For Diarrhœa in Adults only.

Tincture of Opium... ......... 1 dram =1 small teaspoonful.
Tincture of Catechu ............5 drams=5 small teaspoonfuls.
Acid Sulphuric Dilute ... ......1 dram =1 small teaspoonful
Syrup ........................ 1 large spoonful
Water up to 6 ounces or 12 large spoonfuls.
Dose ..........................one large spoonful, every 3 hou
Syrup is some sugar sherbet before the water is poured in )

ટિંક્ચર ઑફ ક્રેચ્યુ.............. ૫ ડ્રામ=પાંચ નાની ચમચી.
એસિડ સલ્ફ્યુરિક ડિલ્યુટ........ ૧ ડ્રામ=એક નાની ચમચી.
*સિરપ..............................એક મોટો ચમચો.
પાણી.....................૬ ઔંસ અગર ૧૨ મોટા ચમચા સુધી.
ઔષધનું પરિમાણ.........દર ત્રણ કલાકે એક મોટો ચમચો.

*( પાણી નાંખવા પહેલાં કોઇ ખાંડ વાળું શરબત નાંખવામાં આવે તેનું નામ સિરપ. )

### *૨. સખ્ત તાવમાં.

વાઇન ઑફ ઇપેકાક............એક ડ્રામ અગર એક નાની ચમચી.
પોટેશિયમ નાઇટ્રેટ............૩૦ ગ્રેન એટલે એક ચપ્પુની અણીપર લેવાયલો નાનો જથ્થો.
લિકર એમોનિયમ એસેટેટ...૩ ઔંસ અગર ૬ મોટા ચમચા.
શરબત.......................એક મોટો ચમચો.
પાણી.......................૬ ઔંસ અગર ૧૨ મોટા ચમચા સુધી.
પરિમાણ—દર ત્રણ કલાકે એક મોટો ચમચો.

---

* II.—For High Fever.

Wine of Ipecac.......... ...1 dram or 1 small teaspoonful
Potassium Nitrate ..........30 grains (i. e, a small amount taken upon the point of penknife.)
Liquor Ammonium Acetate ..3 ounces or 6 large spoonfuls.
Syrup.......................1 large spoonful.
Water up to ...............6 ounces or 12 large spoonfuls
Dose ;—One large spoonful every 3 hours.

***૩. નબળી અગર દુખતી આંખમાં નાંખવાની દવા.**

બોરેસિક એસિડ..........................................ગ્રેન ૧૦
ઝિંક સલ્ફેટ..............................................ગ્રેન ૪
ટિંકચર ઑફ ઑપિયમ..................................૩૦ ટીપાં.
ગાળેલું પાણી . ..............................૪ મોટા ચમચા સુધી.

દિવસમાં એક બે વાર દરેક આંખમાં બે ટીપાં.

**÷ ૪. તાવમાં.**

એક વખત એક અગર દોઢ ઔંસ " એપ્સમ સૉલ્ટ "* આપવું. જો ઉષ્ણતા વધારે હોય તો વધારામાં આ લિસ્ટમાંના બીજા નંબરનું ફિવર મિક્ષ્ચર વાપરવું. તાવ ૧૦૩° થી નીચે હોય તો દિવસમાં બે વાર પાંચ પાંચ ગ્રેન ક્વીનાઇન આપવું. તાવ જાય ત્યારે સવારે ૧૦ ગ્રેન અને સાંજે પાંચ ગ્રેન ક્વીનાઇન આપવું. **તમે ડૉક્ટર નથી તે ખૂબ યાદ રાખવું. બની શકે તો ડૉક્ટરની સલાહ લેવી.**

---

* III.—Eye Lotion for bad and painful eyes.

Boracic Acid................ grains 10
Zinc Sulphate ..............grains 4.
Tincture of Opium ..........30 drops.
Distilled Water upto ........4 large spoonfuls.
2 drops in each eye, 1 or 2 times a day

÷ IV.—In Fever.

One ounce or 1½ ounces of Epsom Salt should be given; if the temperature is high, use in addition the Fever Mixture No. II in this list. If the fever is below 103° give 5 grains of Quinine twice a day. When the fever leaves, give 10 grains in the morning and 5 grains in the evening.

* એક પ્રકારનો રેચક ક્ષાર.

## સેંટ જોન્સ એમ્બ્યુલન્સ એસોસિએશન.

સેંટ જોન્સ એમ્બ્યુલન્સ એસોસિએશન તરફથી તૈયાર કરવામાં આવેલા અભ્યાસક્રમનું શિક્ષણ લેવું એ લોકસેવા કરવા ઇચ્છનાર કોઇ પણ માણસ માટે ઘણું મહત્વનું છે. આ બાબતમાં મુંબાઇના આ મંડળના સેક્રેટરી પાસેથી વધારે હકીકત મળી શકશે. ઇજા પામેલાંની તાત્કાલિક સારવારના શિક્ષણને લગતી નક્કી થયેલી ચોપડીઓ અને બીજું સાહિત્ય તેમની પાસેથી મળી શકશે. કોઇકોઇસ્થાનિક બાહોશ ડૉક્ટર આ બાબતને લગતાં ભાષણ આપે છે. એમ્બ્યુલન્સ એસો-સિએશન પરીક્ષા માટે ગોઠવણ કરે છે, ફતેહમંદ ઉમેદવારોને સર્ટિફિકેટ આપવામાં આવે છે.

### ક્યાં ક્યાં વર્ગ નીકળ્યા છે?

અમારા જાણવા મુજબ, પૂના, મુંબાઇ, અમદાવાદ, સુરત, વડોદરા, કલકત્તા, મદ્રાસ, લાહોર, અલીગઢ, પેશાવર, અજમેર વગેરે સ્થળે આ સંબંધમાં કેટલાક ડૉક્ટરોએ વર્ગ કાઢ્યા છે. એક તપાસના ઉત્તરમાં એક સ્થળની કૉલેજના પ્રિન્સિપાલ લખે છે કે આ કૉલેજને લગતા ડૉક્ટર વિદ્યાર્થીઓ આગળ એમ્બ્યુલન્સને લગતાં ભાષણ કરે છે અને તેથી વિદ્યાર્થીઓને લાભ થાય છે. આ બાબતમાં પ્રાથમિક પગલું ભરવાની, વિગતો મેળવવા માટે મુંબાઇ લખવાની અને પોતાની શાળા, કૉલેજ અગર ગામમાં આવા વર્ગ કાઢવાની બાબતમાં લાયક ગૃહસ્થોને મળવાની જરૂર છે.

### દીનબન્ધુમંડળ.

બરિસલના બ્રજમોહન ઇન્સ્ટિટ્યુશનના પ્રિન્સિપાલે એક નાની સંસ્થા વિષે લખતાં જણાવ્યું છે કે "આ સસ્થાની વિદ્યાર્થીઓ ઉપર ઘણી સારી અસર થઇ હતી. વિદ્યાર્થીઓમાં વ્યાવહારિક દયાની લાગણી

ઉત્પન્ન કરવા, નિરાધાર બિમારની તજવીજ રાખવા અને તંગીમાં આવી પડેલા ગરીબ વર્ગની સેવા કરવા દર વર્ષે " દીનબન્ધુ મંડળ " નામની એક સંસ્થા સ્થાપવામાં આવે છે. શહેરના રહીશોએ આ મંડળની ઘણી સારી કદર કરી છે. એક પ્રસંગે, આ છોકરાઓએ પોતાની સેવાથી એકજ ઘરનાં ૬ માણસને બચાવ્યાં છે. આ છોકરાઓને પોતાને હાથે છાત તથા ટટ્ટી બનાવતાં અગર કેટલાક નિરાધાર લલાઓનાં મકાન માટે પ્લીંથ* કરતાં જોઇ આનંદ થાય છે. આ કામકાજથી તેમના અભ્યાસમાં અડચણ ન આવે તે માટે નિયમ તરીકે એકી વખતે બે કરતાં વધારે ઘેર તેમને જવા દેવામાં આવતા નથી. આ મંડળનો અહેવાલ રજુ કરતાં તેના એક આગેવાન સભાસદના મૃત્યુની નોંધ લીધા વિના ચાલે એમ નથી. બિમારની સારવાર અને ગરીબને મદદને લગતા આત્મત્યાગથી ભરપૂર યત્નના સ્મારક તરીકે તેના વિદ્યાર્થી મિત્રોએ અને સ્નેહાળ શિક્ષકોએ એક ફંડ ઉભુ કર્યું છે, જેના વ્યાજમાંથી તેના મૃત્યુને દિવસે ગામના દુખીમાં દુઃખી મનુષ્યોને આશરે અડધો ડઝન કામળીઓ આપનામા આવે છે.

## હૉસ્પિટલોની મુલાકાત લેવી.

એક પ્રકારની સેવા જેમાં વિદ્યાર્થીઓને બહુ મોટી તાલિમની, અને શિક્ષકોને બહુ વ્યવસ્થાની જરૂર હોતી નથી, તે હૉસ્પિટલની મુલાકાત લેવાને લગતી છે. દરેક મોટી હૉસ્પિટલ ન્યાં દરદીઓને સારવાર માટે રાખવાના વૉર્ડ હોય છે ત્યા કેટલીક એવી જરૂરની બાબતો હોય છે જે સર્વ હોસ્પિટલ કરી શકે નહિ. દરદીઓમાંના કેટલાકને કાગળ લખવાના હોય છે. કેટલાક પાસે તે લખવાનો પૈસો ન હોય, અગર કેટલાકને લખતાં આવડતુ ન હોય. વિદ્યાર્થીઓ તેમ અન્ય સ્ત્રી-

* ઓટલાનીચું.

પુરૂષો આ કામ ઘણી સારી રીતે કરી શકે. એક બાર વર્ષનો છોકરો હૉસ્પિટલમાં બિમાર પડેલો છે. તેની પાસે તેનું કોઇ સગું સ્નેહી નથી, તે ઉત્સુકતા સાથે થોડું થોડું ગુજરાતી વાંચતાં શીખે છે, જરાક વેગળે એક બિમાર છોકરૂ પડયું છે. એક ભાગેલું ઘડિઆળ તેની સામે પડેલું છે તે જોઇ તે પોતાનો વખત ગાળે છે. આ છોકરાનો હવે પછીનો વખત આનંદમાં જાય તે માટે કોઇ વિદ્યાર્થી બજારમાંથી એક રમકડું લાવી તેને આપે તો તેથી તેણે પોતાની કેળવણી સાર્થક કરી કહી શકાય. આ વાત બહુ સાદી છે પરન્તુ એક ડઝન ઉપદેશ કરતાં તે વધારે કિંમતી છે. તેમાં કાંઇ ક્રિયાનું, સદાચારનું, પ્રેરક શક્તિનું દર્શન થાય છે; તેથી સારા આવેશ દૃઢ થાય છે અને કામ કરનારમાં પહેલા કરતાં કાંઇ વધારે ઉત્કૃષ્ટતા આવે છે.

તમે બિમારની મુલાકાતે જાઓછો એ તમારે ખાસ યાદ રાખવું. **તમારી મુલાકાત ટૂંકી, અને રીતભાત ઘણી શાંત તથા નમ્રતાભરી હોવી જોઇએ.** તમને આ કામમાં રસ પડે છે તેની આનંદપૂર્ણ શબ્દો વડે દરદીને ખાતરી કરી આપો અને જે બની શકે તે સેવા કરો. દરદીઓને વાંચવા આપવા માટે, પ્રોફેસરો, લાયબ્રેરી અગર અન્ય મિત્રો પાસેથી તેમ લાઇબ્રેરીમાંથી સચિત્ર વર્તમાનપત્ર, માસિકો અને પુસ્તકો મેળવો. દરદીને ફળ અગર બીજું કાંઇ આપી શકાય છે કે કેમ તે નર્સ પાસેથી જાણી લઇ, તે લાવી આપો.

### હૉસ્પિટલના દરદીઓ માટે ચોખ્ખી હવા.

શ્રીનગરની રેવરંડ સિ. ટિંડેલ બિસ્કોની શાળાના અપ્રતિમ કાર્યનો અહેવાલ ખરેખર પ્રોત્સાહક છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે-ઉચ્ચ વર્ણના વિદ્યાર્થીઓ જેમને અન્ય કેટલીક જાતિ અગર ધર્મના માણસોને અડવાનો પ્રતિબંધ હોય છે તેમને મારી નજર આગળ

હારબંધ બેઠેલા હું જોઉં છું. તેઓ પોતે ગમે તેવા ગંદા હશે પણ કેટલાંક વર્ષ પહેલાં અભડાવાની બીકથી તેઓ મને હાથ અડકાડવા દેત નહિ અગર તે વખતે મેં કદાચ તેમને વાંસે હાથ લગાડ્યો હોત તો જાણે તેમને બહુ મોટી વેદના થઈ હોય એમ જણાત. મિશન સ્કૂલના એક જૂના વિદ્યાર્થીના બોટ* બાંધવાના ૮યાર્ડમાં ઉચ્ચ વર્ણના બ્રાહ્મણોને હાલ એકઠા થતા હું જોઉં છું. યાર્ડવાળો માણસ બોટની વગર પગારે સંભાળ લે છે. મિશન હૉસ્પિટલ અગર શહેરમાંથી બિમારને લેવા જે હોડીઓ જાય છે, તેમાં આ ઉચ્ચ વર્ણના બ્રાહ્મણો બેસે છે. જો મિશન હૉસ્પિટલમાંથી દરદીઓને લેવાના હોય છે તો તે છોકરાઓ સરોવરપર એક માઇલ કરતાં વધારે દૂર સુધી હલેસાં મારે છે અને હોસ્પિટલ સુધી બસેં વાર ચાલતા જાય છે. જે દરદીઓ ચાલી શકે એવા હોતા નથી તેમને છોકરાઓ પીઠ ઉપર બેસાડી લઇ જાય છે. બ્રાહ્મણો મુસલમાનને પોતાની પીઠ ઉપર બેસાડી લઇ જાયછે. આ જોઇ જૂના વિચારના કેટલાક બ્રાહ્મણની આંખ ફાટે છે, તેઓ બબડે છે. સ્ત્રીદરદીઓ જેઓ પહેલાં છોકરાઓની વિરૂદ્ધ હતાં તેઓ પણ હવે શાળાની હોડીઓમાં વિશ્વાસેથી બેસે છે. હોડી જ્યારે ચિકાર હોય છે ત્યારે છોકરાઓને ઘણો આનંદ થાય છે અને હલેસાં મારતા મારતા, ગાતા ગાતા તેઓ બોટનાં માણસોને લઇ જાય છે. સ્ત્રીદરદીઓ પુરૂષ દરદીઓની માફક સહેલાઇથી બંદોબસ્તમા રાખી શકાતી નથી. તેઓને હુકમ કરવા તરફ, હોડી કેમ લઇ જવી, તેનો પોતેજ નિર્ણય કરવા તરફ વૃત્તિ હોય છે અને છોકરાઓ સંમતિ આપે તે કરતાં વધારે લાંબી સહેલગાહે જવાની તેમની મરજી હોય છે. હોડી પાછી ફરે છે તે વખત તેમાં સંગીત ન ચાલતુ હોય એવું ભાગ્યેજ જોવામાં આવે છે. આ ઉપરથી માલમ પડે છે કે સૌને પરસ્પર ઘણો

*હોડી. ૮ચોગાન, વાડો.

આનંદ પડે છે. ઉતરવાનો વખત આવતાં, દરદીઓને લાવવામાં આવ્યા હોય છે તેમ હૉસ્પિટલમાં મૂકી આવવામાં આવે છે. પછી છોકરાઓ પાછા હોડી બાંધવાના ઘાટ તરફ હંકારી જાય છે અને પોતાના શહેરના બિમાર લોકોની સેવામાં ૩ થી ૫ કલાક ગાળી પોતપોતાને ઘેર જાય છે.

## જેમની કોઇ કાળજી રાખતું નથી તેવા દરદીઓને હૉસ્પિટલમાં લઇ જવા.

જેમની કોઇ કાળજી રાખતું નથી, તેવા દરદીઓ ખોળી કાઢી, અને તેમને હૉસ્પિટલમાં લઇ જવાનો કોઇપણ માણસ ખાસ પ્રયત્ન કરી શકે. રોગથી પીડાતાં એવાં ઘણાં માણસ હોય છે જેમની દવા કરાવવા અગર જરૂરી વાઢકાપ કરાવવા તરફ લક્ષ આપવામાં આવે તો તેઓ રોગમુક્ત થાય. આવાં ઘણાં માણસ અજ્ઞાન હોય છે. દવા તથા વાઢકાપની તેમને બીક લાગે છે. તેઓને મિત્રતાભર્યા આશ્રયની, ટેકાની જરૂર હોય છે. આ આશ્રય તમે આપી શકો. આના એક દૃષ્ટાંત તરીકે શ્રીનગર મિશન સ્કૂલના રિપોર્ટમાંથી ફરી અમે એક અવતરણ લઇશું. " અમારી સેવાનો પ્રદેશ વધતો જાય છે. એનું ઉદાહરણ નીચે મુજબ છે. અમે ક્રિકેટફિલ્ડ ઉપર છીએ, ત્યાં એક છોકરો દોડતો આવીને કહે છે કે પડોશનો એક બ્રાહ્મણ, બારીએથી પડી જતાં તેનો હાથ ભાગી ગયો છે. અમારે એને મદદ કરવી જોઇએ. અમે તેને ઘેર ગયા. મદદ કરી શકે, ઉપાય કરી શકે તેવાં માણસોને બોલાવવા ઠેકાણે ઠેકાણે માણસ મોકલવામાં આવ્યાં છે. અમે ઉપર જઇ જોયું તો તે વૃદ્ધ માણસ ઘણો દુઃખી થાય છે. અમે તેને ઘણો સમજાવ્યો પણ તે હાલતો નથી. આથી, તેણે કરવો જોઇતો નિશ્ચય અમે કર્યો તે બિચારા ડોસાને ઉપાડી અમે બોટ ઉપર લઇ

ગયા. બીજા કેટલાક ડૉકટરને ખબર આપના હૉસ્પિટલ તરફ દોડયા અને આ બધુ શુ થાય છે તેનો વિચાર કરવાને પણ તેને વખત મળે તે પહેલા તો, વિજ્ઞાન અને દયાની લાગણીથી જે કાઇ સંભાળ લઇ શકાય, તે સંભાળસહિત, આરામ મળે તેવા બિછાના ઉપર સુવાનું તેને મળે છે. થોડાક દિવસ પછી અમે તેની પાસે ગયા તો તેને અમે હસતો જોયો. પોતાનુ ધાર્યું ન થયુ, તે ઘણું સારૂ થયુ, સારે નસીબે પોતાનું ધાર્યું ન થયુ એમ તે ધારતો હતો. વળી, કેટલાક એવા કેસ હોય છે જેમા કોઇ છોકરાની જીદગી બચાવવી હોય તો તેને હૉસ્પિટલમા લઇ જવાની જરૂર હોય છે. પણ દેશી વૈદની સારવાર ચાલતી હોય છે તો તેમને ખોટુ લગાડતા માબાપ ડરે છે આવા કેસમા અમારા વિદ્યાર્થી, શિક્ષક અગર સલાહકારનુ કામ કરે છે, અને અમારા હુશિયાર ડૉકટરની સારવારમા મૂકવા છોકરાંના માબાપ કબૂલ કરે ત્યા સુધી ખુલાસા સાથે વાતચિત કરે છે અને વાતચિતમા ખુલાસો આપે છે.'

## હૉસ્પિટલ ઉપરાંતનુ કામ.

હિંદુસ્તાન બહાર વિદ્યાર્થીઓ શુ કરે છે તેના કેટલાક દાખલા આપવા સૂચનાત્મક થઇ પડશે સાત વર્ષ પહેલા બાલ્ટિમોરમા પરોપકારના કામ કરનાર એક સ્થાનિક સસ્થાના એજટની દેખરેખ નીચે વિદ્યાર્થીઓનું એક મંડળ ઉભુ કરવામા આવ્યુ હોસ્પિટલમા જે દરદીઓ સારવાર માટે આવે તેમને ઔષધ ઉપરાંત, એકજ પ્રદેશના રહીશ તરીકે, પડોશી તરીકે મદદ આપવી એ તેનો હેતુ હતો ડૉકટરો દરદ મટાડે એટલે હૉસ્પિટલનું કામ પૂરૂ થયુ એમ અત્યારસુધી માનવામા આવતુ એવા કેસ જાણવામા આવ્યા છે જે સુધર્યા પછી કાઢી નાખવાના થોડાજ દિવસ અગર અઠવાડિયામા પાછા આવતા.

ઘણીવાર તો હૉસ્પિટલનાં બારણાં છોડતાં, દરદીઓને પહોંચાની નિરાશા
કરતાં પણ વધારે નિરાશામાં આવી પડવું પડતું. હૉસ્પિટલનાં બારણાં
છોડયાં એટલે પોતાની જાતથી, પોતાના શરીરથી જે નવીન પ્રશ્નોને
પહોંચી વળી ન શકાય તેવા પ્રશ્નોની સામે દરદીઓએ આવી ઉભા
રહેવું. સ્વાભાવિક રીતે ડૉક્ટરો આવા કેસની સંભાળ લઈ શકતા નથી.
તેઓ તો માત્ર ઉતરી ગયેલાં હાડકાં બેસાડી શકે ... છિન્નભિન્ન થઈ
ગયેલા જીવનના વૃત્તાન્તોમાં તેઓ કાંઈ કરી શકે નહિ ... જોન હૉપ્કિન્સ
યુનિવર્સિટીના વૈદકને લગતા ઉદ્યોગી વિદ્યાર્થીઓની આ ... સંબંધને
હીલચાલથી અમેરિકાની હૉસ્પિટલોમાં સામાજિક સેવાની શરૂઆત થઈ ...

## પ્રજા સમસ્તને લગતી આફતોમાં સહાયતા.

સેવાના ખુણામાં ખુણા માર્ગમાંના એક, જેની તરફ વિદ્યાર્થીઓની આત્મત્યાગની વૃત્તિનું વલણ થાય છે તે દેશ સમગ્રને લગતી આફતોને લીધે ઉઘડે છે. કાંગરાના ભૂકંપથી ઉત્પન્ન થયેલાં સંકટના નિવારણમાં વિદ્યાર્થીઓએ મદદ કરી હતી. સંયુક્ત પ્રાંતના છેલ્લા દુષ્કાળમાં લખ-નૌના ૩૫ વિદ્યાર્થીઓ અને અલ્હાબાદના ૬૦ વિદ્યાર્થીઓએ આટો ... કરી તંગ હાલતમાં આવી પડેલી વિધવાઓ ખોળી કાઢવાની અને શહેરમાં ફરી, ખરી રીતે પાત્ર હોય તેવા માણસને મદદ અપાય છે કે કેમ તેની તજવીજ રાખી, થીઇસ્ટક રિલીફ ફંડના કામમાં અ-સરકારક રીતે મદદ કરી હતી. એક બીજા ફંડના વહીવટમાં મદદ કરવાને પંજાબની એક કૉલેજમાંથી ૧૮ વિદ્યાર્થીઓ સંયુક્ત પ્રાંતમાં ગયા હતા. આ યુવાન મંડળને ઘણીવાર એકજ દિવસમાં વીસ વીસ માઇલ ચાલવું પડતું. પરન્તુ, આવી તાલિમથીજ, અનુભવથી માણસોમાં સેવાનો ઉત્સાહ આવે છે.

એક સુપ્રસિદ્ધ હિંદી જેને આ કામનો ઘણો અનુભવ છે, તે

સંપૂર્ણ રીતે સ્વીકારે છે કે દુષ્કાળસંકટશમનના કામમાં પહેલાં વિદ્યાર્થીઓ બહુ ઉપયોગી માલમ પડતા નથી પણ આ કામ કરવાને તેઓ બહાર પડે તે માટે તેનો આગ્રહ છે. તેનું ધારવું છે કે આથી તેમને શિક્ષણ અને અનુભવ મળશે જેથી ભવિષ્યમાં પોતાની કોમના ખરા કામ કરનાર તરીકે તેઓ યોગ્ય સ્થાન લઇ શકશે.

### ખાસ પ્રસંગે મદદ.

થોડા પણ બરાબર ખાસ જ્ઞાન વડે. અંધત્વ, બધિરતા, કે ક્ષય થી પીડાતાં મનુષ્યને વિદ્યાર્થી સાહાય્યભૂત થઇ, તેમના તરફ ખાસ લક્ષ આપવામાં આવે તેવાં ખાસ ગૃહોમાં જવા તેમને સૂચના કરી તેમનું ભલું કરી શકે છે. રક્તપીતથી પીડાતા પોતાના ગામના એક વૃદ્ધ માણસની પંજાબ તરફનો એક વિદ્યાર્થી વાત કરે છે, આ બ્રાહ્મણ હરદ્વાર જઇ શકે અને ત્યાં જે ધર્માદા ફંડ છે તેમાંથી ખાનપાન મેળવી શકે તે માટે બને તેટલી પૈસાની મદદ આપવા મેં લોકોને કહ્યું. કોઇ વિદ્યાર્થી પાસે ખાનગી સાધન ન હોય તોપણ તે પરદુઃખભંજક થઇ શકે એવા કેટલાક માર્ગ નીચે જણાવવામાં આવ્યા છે. પણ એટલું જરૂરનું છે કે સમાજના એક સુશિક્ષિત અને કર્તવ્ય જાણનાર અંગભૂત તરીકે દેશનાં સખાવતને લગતાં જૂદાં જૂદાં ફંડની તેને માહિતી હોવી જોઇએ.

### હડકવા.

હડકવાને લગતા આંકડા ઉપરથી માલમ પડ્યું છે કે જે લોકોને હડકાયાં કૂતરાં કરડે છે અને તેમની સારવાર થતી નથી તેમાંના સેંકડે પંદર ટકા મરણ પામે છે, જ્યારે જેમની સારસાર થાય છે તેમાંથી સેંકડે ૢ ટકો મરણ પામે છે. આ રીતે હડકવાની સારવારની સંસ્થામાં જવાથી માણસને બચવાનો સંભવ ૩૦ ગણો વધે છે સમાજના બુદ્ધિમાન સભ્ય તરીકે વિદ્યાર્થીઓએ આ સંસ્થાનાં [illegible]

જોઇએ. (૧) ઉત્તર હિન્દુસ્થાનનું કસૌલી ઇન્સ્ટિટયુટ અને (૨) દક્ષિણ હિન્દુસ્થાનનું કુનુરનું ઇન્સ્ટિટયુટ.

### ગરીબ દરદીઓને મદદ.

અમુક માણસની સ્થિતિ સારી ન હોય તે બાબત નિર્ણીત-અમલદાર સર્ટિફિકેટ આપે અને તે બતાવવામાં આવે તો ઘણી રેલ્વે આવા દરદીને આવવા જવા માટે થર્ડ ક્લાસ ટિકેટ મફત આપે છે તેની વિદ્યાર્થીઓને માહિતી હોવી જોઇએ. સારવાર માટે ફી પડતી નથી. સારવાર દર્મિયાન ગરીબ દરદીઓના નિભાવ માટે ભથ્થું આપવામાં આવે છે; દરદીઓને રહેવાની સગવડ ઘણી થોડી છે અને જવાનું સારૂ પરિણામ આવે તે માટે એકદમ ત્યાં જવાની તજવીજ કરવી જોઇએ-આ સઘળી માહિતી લોકોને અપાવી જોઇએ. ૬

### ક્ષયના દરદીઓને મદદ આપવાના સંબન્ધમાં માહિતી.

ક્ષયના દરદીઓના મિત્ર અગર માતપિતા તરફથી ઘણી પૂછપરછ થાય છે. ક્ષયના દરદીને રહેવા માટે વધારેમાં વધારે અનુકૂળ જગા, અનુકૂળ ગૃહ, સેનેટોરિયમ* કયું છે તે સંબન્ધમાં વિદ્યાર્થીએ, પ્રથમ તો તપાસ કરવી જોઇએ. આ પછી દરદીને આવી જગાએ મોકલવાને તેણે દરદીનાં માતપિતા અગર સ્નેહીને સમજાવવું જોઇએ. આવી રીતે સમજાવી શકાશે નહિ તો દરદીનું જીવન ખચિત ધીરેધીરે ક્ષીણ થઇ જશે.

### ઉત્તર હિંદુસ્તાનનું ધરમપુરનું ક્ષયનું ગૃહ.

આ ગૃહમાં શરૂઆતના અને ક્ષયની પ્રથમાવસ્થાવાળા દરદીઓને માત્ર દાખલ કરવામાં આવે છે. દાખલ થવાની કાંઈ ફી પડતી નથી.

સગવડ માટે દરદીઓને તંબુ આપવામાં આવે છે. જમવા માટે તેઓને પોતાને ગોઠવણ કરી લેવી પડે છે. માસિક ખર્ચ રૂ. ૨૫ થી

~ પાછળ પરિશિષ્ટમાં જૂઓ. * આરોગ્ય ભવન.

રૂ. ૩૦ સુધી આવે છે. આ બાબતમાં અરજી તેના સુપરિન્ટેન્ડેન્ટને થવી જોઇએ. આ ગૃહ સર્વ કોમ માટે છે.

### આ ઇલાકામાં અન્ય સેનેટોરિયમ અને ગૃહ.

આ શિવાય આ ઇલાકાની પ્રજાને ખાસ અનુકૂળ થઇ પડે તેવાં હિંદુઓ માટે, કાર્લાનું ક્ષયને લગતું સેનેટોરિયમ, લોનાવલામાં રા. બ. વસનજી ખીમજી સેનેટોરિયમ ( શ્રીકૃષ્ણઆરોગ્યભવન ), નારણજી પરમાનંદ અને ઑ. મિ. મનમોહનદાસ રામજી સેનેટોરિયમ, નાસિકનું કિંગ જ્યોર્જ હિંદુ સેનેટોરિયમ, તથા પેચિ ક્રિપ્સન સેનેટોરિયમ, ડુમસમાં રાજારામ ગોવિંદરામ સેનેટોરિયમ અને બાઇ દયાકોર માળવી સેનેટોરિયમ, મહાબળેશ્વરમાં શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી સેનેટોરિયમ તથા શિવ ( સાયણ ) નું સેનેટોરિયમ તથા પારસીઓ માટે, મુંબાઇમાં પિટીટ અને પાંડે સેનેટોરિયમ, તીથલ, ડુમસ, જંહાંગીરડી, વાંદરા અને ખેડાલાના આરોગ્યભવન અને દેવલાલીમાં ડૉ. બહાદૂરજીનું ક્ષયનું ગૃહ, ડૉ. દારૂવાળા તથા ખા. બ. દુબાશનાં સેનેટોરિયમ, ખોજાઓ માટે લોનાવલા, વાદરા અને પૂના સેનેટોરિયમ અને વહોરાઓ માટે મુંબાઇમાં આદમજી પીરભાઇ સેનેટોરિયમ છે. વિદ્યાર્થીઓ અને અન્ય પરોપકારી સજ્જન તેને લગતી તેમ તેવી બીજી સંસ્થાઓને લગતી વિગતવાર હકીકત એકઠી કરી પૂરી પાડી શકે.

### અંધને સહાય.

મુંબાઇમાં આંધળાં માટે વિક્ટોરિયા બ્લાઇન્ડ સ્કૂલ છે. અમેરિકન મિશન તરફની પણ સ્કૂલ છે. લાહોરના રેલ્વે ટેકનિકલ ઇન્સ્ટિટયુટમાં આંધળા માટે સરકારી શાળા છે. દહેરાદૂન નજીક ખ્રિસ્તી આંધળા માટે નોર્થ ઇંડિયા ઇંડસ્ટ્રિયલ હોમ છે. અહિં મહિનાની ફી ચાર પાંચ રૂપિઆ છે, અને છોકરાઓને જૂદા જૂદા ઉદ્યોગ શીખવવામાં આવે છે. અમારા જાણવા મુજબ અલાહબાદ જમુના-મિશ-

નમાં આંધળાં સ્ત્રીપુરુષ માટે એક હોસ્ટેલ* છે. છોટાનાગપુરના ડબ્લિન યુનિવર્સિટી મિશનમાં, પૂનાના સ્કોચ મિશનમાં અને પાલમકોટામાં મિસ એશવર્થ તરફનું, એમ આ સર્વ સ્થળે આંધળા માટે મકાનો છે.

### બહેરાં–મૂગાંને મદદ.

બહેરાં–મૂગાંની જરૂરીયાતોને ખાસ અનુકૂળ થઇ પડે તેવી શાળા તરફ પોતાના મિત્રોનું ધ્યાન ખેંચી, કોઇ પણ વિદ્યાર્થી કોઇ હતભાગ્યનું જીવન અજવાળી શકે. અમદાવાદમાં આવી એક શાળા છે. મુંબાઇમાં પણ બહેરાં–મૂગાંની શાળા છે. અમદાવાદની શાળા છોકરા, છોકરીઓ બન્ને માટે છે. મુંબાઇવાળી શાળામાં, નાત, જાત અગર ધર્મના ભેદ શિવાય, મુખ્ય કરીને છોકરાઓ, બોર્ડર્સ* અગરતો માત્ર વિદ્યાર્થી તરીકે દાખલ થઇ શકે છે. સઘળા પ્રાથમિક વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે. નિયમ તરીકે, ૬ વર્ષથી નાના અગર ૧૧ વર્ષ ઉપરાંતના વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવતા નથી. અભ્યાસની ફી રૂ. ૩ છે. ભોજન સાથે મહિને રૂ. ૧૫ છે. અમારા ધારવા મુજબ કલકત્તામાં આવી એક બીજી સંસ્થા છે. દક્ષિણ હિન્દુસ્તાનમાં પાલમકોટામાં મિસ સ્વેનસન બહેરાં–મૂગાં માટેની એક શાળા ચલાવે છે.

### દવા લાવી આપવી.

જે લોકોને હોસ્પિટલમાં દવા કરવી હોય પરન્તુ દવા લાવવાને કાંઇ સાધન ન હોય તેમને દવા લાવી આપવામાં વિદ્યાર્થીઓ મદદ કરી શકે. આથી બે પ્રકારની સેવા બને છે. દરદીની જે માણસ માવજત કરે છે તેનો, દવા લેવા માટે બેસી રહેવાનો વખત બચે છે એટલુંજ નહિ પણ જ્યાં સુધી દવાની જરૂર હોય ત્યાં સુધીજ દવા લેવાવાની ખાતરી રહે છે.




* પૈસા આપી ખાનાર તથા રહેનાર.

# प्रकरण १० मुं.



## ભાષાન્તર.



### જવાબદારી.

અંગ્રેજી ભાષામાં જે કોઇ સારી બાબતો મળી આવે તે ગુજરાતી અગર સ્થાનિક ભાષામાં ઉતારવાની શક્તિ અને ટેવ ખીલવી હોય તેવા સુશિક્ષિત મનુષ્યની સંખ્યા ઘણી નાની છે. આ એક વાત વિદ્યાર્થીઓના ધ્યાનમાં રહેવી જોઇએ કે જે ઉચ્ચ કેળવણી તેમને મળે છે તે એક અનામત (ટ્રસ્ટ) સમાન છે અને અંગ્રેજી કેળવણીનો હેતુ, પોતાના દેશબન્ધુઓની વધારે ને વધારે સેવા કરવાનો છે. જ્ઞાનનો પ્રકાશ, લોકોએ પોતાના બન્ધુઓમાં ફેલાવવો જોઇએ. જ્ઞાનનો ભંડાર પોતે જે મેળવ્યો હોય તે પોતાના દેશબન્ધુઓ આગળ, દેશની સ્થાનિક ભાષામાં રજુ કરવાથી આ કામ વધારે સારી રીતે થઈ શકે.

### શું થઇ શકે ?

હમેશાં કેટલાક વિદ્યાર્થીઓ એવા મળી આવે છે જેઓને કાંઇક ઉત્તેજન મળે તો તેઓ ખુશીથી, અંગ્રેજીમાંથી દેશની કોઇ ભાષામાં ભાષાન્તર કરે. ભાષાન્તર કરવાની શક્તિ, યોગ્યતા જેમનામાં માલમ પડી આવી હોય તેવા થોડાક વિદ્યાર્થીઓ આપણી કોલેજો તૈયાર કરે તો તે દેશને ઘણું લાભજનક થઈ પડે. કેટલાક વિદ્યાર્થીઓને પોતાનીજ કોલેજમાં એમ લાગે છે કે આ કામ તેઓ સારી રીતે કરી શકે એમ છે. ઉત્તર હિન્દુસ્તાનની એક કોલેજે શરૂઆત માત્ર

કરી હતી અને તેથી પણ ઉપયોગી ભાષાન્તરને લગતું કામ સારૂં થઇ શક્યું હતું તે તેના સંગ્રહ ઉપરથી માલમ પડે છે.

### કેટલીક વ્યાવહારિક સૂચનાઓ.

અનુભવ ઉપરથી માલમ પડ્યું છે કે આરંભમાં, થોડાજ વિદ્યાર્થીઓનું કામ પત્રકારોને પસંદ પડે છે. આથી પહેલવહેલાં ભાષાન્તર તેમને સોંપવામાં આવે તે સાદાં અને ટૂંકાં હોવાં જોઇએ. એક નાના પુસ્તકના ભાષાન્તરમાં એક બે માસ ગાળ્યા હોય તેવા વિદ્યાર્થી મેં જોયા છે. આટલી મહેનત પછી પણ તે તંત્રી પાસે રજુ કરવામાં આવતાં કેટલીકવાર તેની શૈલી પ્રસિદ્ધિ માટે યોગ્ય હોતી નથી એમ માલમ પડે છે. આથી, કોઇ માસિક અગર અન્ય સામયિક પત્રમાં પ્રસિદ્ધ થઈ શકે તેવા ભાષાન્તરના ટૂંકા વિષય તૈયાર કરવામાં વિદ્યાર્થીઓએ પોતાની શક્તિનો ઉપયોગ કરવો જોઇએ. આ ભાષાંતર ટૂંકાં હોય તોપણ તેને દેખરેખ અને તપાસની જરૂર રહે છે. શિક્ષક કે મિત્ર આ કામમાં પોતાનો થોડો વખત ગાળે છે તો તે સાર્થક થાય છે. કોઇ પત્ર અગર માસિક, પ્રસિદ્ધ કરવા માટે સ્વીકારે તેવું જેનું વસ્તુ હોય તેવા અનુકૂળ નાના લેખ ખોળી કાઢવા માટે શિક્ષકે જાગ્રત રહેવું જોઇએ.

### ભાષાન્તર વિષે સૂચના.

લુધિયાનાના રેવરંડ ઇ. એમ. વહેરી ડી. ડી. પાસેથી રેવરંડ મિ. ફ્લેમિંગે મેળવેલી ભાષાન્તર સંબન્ધની નીચેની સૂચનાઓ ઘણી ઉપયોગી છે:—

**હેતુ:**—જ્યારે કોઇપણ માણસ કોઈ પુસ્તકનું ભાષાન્તર કરવાનું માથે લે ત્યારે મૂળ ગ્રન્થના કર્તાના વિચાર બીજી ભાષામાં ઉતારવાનો, દર્શાવવાનો તેનો હેતુ હોવો જોઇએ. આમ કરવા માટે ઘણી બાબતો

પર સંભાળપૂર્વક ધ્યાન અપાવાની જરૂર છે.

### ૧. ગ્રન્થકારની શૈલી.

અસલ લેખમાં, ઘણી સરલ શૈલીમાં રજુ થયેલા વિચારનું ભાષાન્તર અત્યંત આલંકારિક ભાષામાં કરવું ઠીક નથી. વળી આલંકારિક શૈલીનું ભાષાન્તર તદન સરલ શૈલીથી થવું જોઇએ નહિ ભાષાન્તરની શૈલી મૂળ શૈલીને મળતી આવવી જોઇએ.

### ૨. રૂઢિપ્રયોગનું અક્ષરશઃ ભાષાન્તર થવું જોઇએ નહિ.

ભાષાના રૂઢિપ્રયોગને લગતાં ખાસ વાક્ય વડે બતાવવામાં આવેલાં વિચારની ખાસ છાયા ભાષાન્તરકારે સમજી, પોતાની ભાષાની યોગ્ય રચનામાં ઉતારવી જોઇએ.

૩. શબ્દો પણ, ભાષાન્તર રજુ કરવામાં વિઘ્નરૂપ થવા ન જોઇએ. એટલું કરવાની જરૂર છે કે અસલ વાક્ય અગર ફકરા એવા શબ્દોમાં ઉતારવા જોઇએ કે મૂળ શબ્દોથી બતાવેલા સંપૂર્ણ વિચાર તેમાં આવી શકે.

૪. વાક્યો ભાષાન્તરકારે ભાષાન્તરમાં બરાબર મૂળનાંજ વાક્યો અને ફકરા રજુ કરવાની કોશિસ કરવી ન જોઇએ. કોઇ ભાષાનું ખાસ લક્ષણજ એવું હોય કે અન્ય ભાષાની રચના તેમાં આવી શકે નહિ. દષ્ટાંત તરીકે, અંગ્રેજી ભાષામાં વિરામ ચિહ્નવાળાં, એક પછી એક આવતાં સાદાં વાક્યોનો ઉપયોગ ઘણો સામાન્ય છે. ભાષાન્તર કરનારને આવાં વાક્ય મૂકી દઇ એક અગર વધારે લાંબા વાક્યોથી વિચાર દર્શાવવાની ફરજ પડે, તેથી ઉલટું, લાંબાં, મિશ્ર અગર સંયુક્ત વાક્યોનું ભાષાન્તર, તેમનાં બે અગર વધારે વાક્યો કરી યોગ્ય રીતે, લાયક અવ્યયોથી તેમને જોડી થઈ શકે.

ભાષાન્તર સારૂ થવા માટે, ભાષાન્તર કરનારને મૂળ ગ્રન્થની પૂરી

માહિતી હોવી જોઇએ. પહેલાં તો, દરેક વાક્ય અને ફકરામાં રહેલો વિચાર પોતાનો જ વિચાર છે એમ તેણે કરી લેવુ જોઇએ અને તે પછી, પોતાની ભાષામાં કોઈ અસલ પુસ્તક લખતાં તેને જે સ્વાતંત્ર્ય રહે, તે સ્વાતંત્ર્યથી તેણે તે વિચાર રજુ કરવો જોઇએ. આમ થવાથી ભાષાન્તરની ભાષામાં, વિચાર જે સ્વરૂપમાં આવવા જોઇએ તે સ્વરૂપમાં આવશે અને મૂળ ગ્રન્થના જેવુંજ વાંચવાલાયક ભાષાન્તર રજુ થઇ શકશે.

**ખરેખરૂં ભાષાન્તર મૂળ લેખ હોય તેવુંજ માલમ પડવું જોઇએ.**

જે ભાષાન્તરમાં શબ્દોની રચના વિદેશી હોય, રૂઢિપ્રયોગ પણ વિદેશી હોય, ભેળશેળ વાક્યોના અક્ષરશઃ ઉતારા હોય તે ભાષાન્તર ઘણુંજ કંટાળાભરેલું લાગે છે.

ધાર્મિક અને વિદ્યા હુન્નરને લગતા લેખનુ ભાષાન્તર કરતાં પારિભાષિક શબ્દોના ઉપયોગના સબન્ધમાં બહુ સંભાળ લેવી ઘટે છે. એક ભાષાના પારિભાષિક શબ્દોનું બીજી ભાષામાં માત્ર રૂપાન્તર કરવાથી મૂળ લેખકના લેખ વિષે ગેરસમજૂત થવાનો સંભવ રહે છે.

નવલકથાના ભાષાન્તરમાં લેખક વધારે સ્વાતંત્ર્ય રાખી શકે. વાચકના વિચાર અને સંસ્થિતિને અનુકૂળ થાય તેવી રીતે વાર્તાની સર્વ પ્રકારની સંસ્થિતિમાં ફેરફાર થઇ શકે આ પ્રકારનું સ્વાતંત્ર્ય લેવું હોય તો ભાષાન્તરકારે તે પ્રકારનું સ્વાતંત્ર્ય લીધાનો સ્વીકાર કરવો જોઇએ જેથી વાચક છેતરાય નહિ.

હિન્દુસ્તાન માટે પૂરતું સાહિત્ય ઉત્પન્ન થવાની જરૂર છે. ભાષાંતર રૂપે ઘણુ થાય છે પણ હજુ તેનો આરંભ માત્ર છે. હિંદીઓને વાચનનો બહુ મોટો શોખ જ્યારે થશે અને ખુશીથી પોતાની લાઇબ્રેરી માટે તેઓ પુસ્તક ખરીદશે ત્યારે હિંદુસ્તાનના સાહિત્યમાં કિંમતી વધારો કરવાના માર્ગ ભાષાન્તરકાર માટે ખુલ્લા થશે.

## ભાષાન્તરના સંબન્ધમાં બીજી વધારે સૂચનાઓ.

સિમલાનો કેનન એચ. યુ. વેઈ, પિએચ. ડી. જેને ભાષાન્તરના કામનો ઘણો અનુભવ છે તેણે આ પ્રકારની સેવાના સંબન્ધમાં નીચે મુજબ સૂચનાઓ આપી છે.

પ્રથમ તો, ભાષાંતર એ માત્ર કલા નથી, પરન્તુ એક લલિત કલા છે, એ ભાવિ ભાષાંતરકારે ધ્યાનમાં રાખવું જોઇએ. એકાદ દિવસમાં ભાષાંતરકાર થવાની આશા રાખવી નિષ્ફળ છે. તે માટે ધીરજ, મહાવરો તેમ સૂક્ષ્મદષ્ટિની જરૂર છે. ભાષાંતર એ શું છે તે વિષે વિચાર કરવાની જરૂર છે. **એક ભાષામાંથી બીજી ભાષામાં શબ્દો અગર વાકયો ઉતારવાં તેનું નામ ભાષાંતર નથી. શબ્દોમાં બતાવેલા વિચાર એક ભાષામાંથી અન્ય ભાષામાં ઉતારવા તેનું નામ ભાષાંતર છે.**

આથી અમુક શબ્દોને બદલે અમુક શબ્દો આવે એ રીતિથી તમારે સાવધ રહેવું જોઇએ. વિચારનો એક અમુક વિસ્તાર રોકતા એક વર્તુલની સાથે શબ્દની સરખામણી થઇ શકે. કોઇ બીજી ભાષામાં આ વિસ્તારમાં એક ટ્નાં વધારે શબ્દ આવી જાય છે. અંગ્રેજીમાં એકજ " પોર્ટ " શબ્દના ત્રણ જૂદા જૂદા અર્થ થાય છે. એક, લાકડાનો થાંભલો, બીજો અર્થ જગા અને ત્રીજો અર્થ કાગળ નાંખવાની જગા. ગુજરાતીમાં આ દરેકનું ભાષાંતર જૂદા જૂદા શબ્દોવડે થતું જોઇએ છીએ. આમાં રહેલા ભેદ ઘણા સ્પષ્ટ છે અને ભાષાંતરનો આરંભ કરનાર પણ તેની અવગણના કરી શકે નહિ. પણ આથી પણ અન્ય સૂક્ષ્મતર ભેદ છે જે વધારે સહેલાઇથી ધ્યાન બહાર રહી જાય છે. એક બીજા માટે મૂકવામાં આવતા શબ્દમાં રહેલા વિચાર પરસ્પર મળતા આવતા જોઇએ તે સંબંધમાં ભાષાંતરકારે

સંભાળ રાખવી જોઇએ. શબ્દો જ્યારે વાક્યમાં ગોઠવાય છે ત્યારે આ મળતાપણું લાવવાનું કામ બહુ ગુંચવણભરેલું થઇ પડે છે. આમાં વધારે સાવધાનતા અને બંને ભાષાના જ્ઞાનની જરૂર પડે છે. મૂળ લેખમાં જે પ્રકારનાં વાક્ય હોય તેવાંજ વાક્ય ફરી તમારે ભાષાંતરમાં લાવવાંજ જોઇએ એ વિચાર દૂર રાખવો. ઘણીવાર, તમારે તેમ કરવું પણ પડે પરંતુ ઘણીવાર તેમાં ફેરફાર કરવોજ જોઇએ. આથી અંગ્રેજી અને ગુજરાતીમાં ફક્ત વાક્યરચના નહિ પરંતુ શૈલીના ખાસ ભેદ શા છે તેનો સ્પષ્ટ ખ્યાલ તમને હોવો જોઇએ.

આ મળતાપણાની મુશ્કેલી રૂઢિપ્રયોગના સંબંધમાં ઘણી વધી પડે છે. વાણીનો એ એવો પ્રયોગ છે જેમાં શબ્દને મળતા અર્થનો સામાન્ય નિયમ રહી શકતો નથી. રૂઢિપ્રયોગનો ઉપયોગ સામાન્ય રીતે કોઇ રૂપક અગર કલ્પના ઉપર રહે છે.

રૂઢિપ્રયોગમાં રહેલો અર્થ બરાબર રીતે ભાષાંતરમાં ઉતારવા માટે મૂળ શબ્દ અને ભાષાંતરના શબ્દોમાં ઘણો ફેરફાર કરવાની જરૂર પડે છે. અંગ્રેજી " ટુ બ્રેક ધ આઇસ ( To break the ice." ) નો ગુજરાતીમાં " બરફ ભાંગવો " એવો અર્થ ન થઇ શકે. અંગ્રેજીમાં વપરાયલા શબ્દોને મળતાજ ગુજરાતી શબ્દ આ રૂઢિપ્રયોગના ભાષાંતરમાં મૂકવાથી સ્પષ્ટ રીતે અનર્થ થાય છે. " રેડ લેટર ડે " ( " Red Letter day " ) નું શબ્દેશબ્દ ભાષાંતર કરવાથી પણ તેવોજ અનર્થ થાય. ભાષાંતરનો આરંભ કરનારે, રૂઢિપ્રયોગની બાબતમાં બહુ ડોળ ઘાલવો નહિ જો તે હદબહાર રૂઢિપ્રયોગનો ઉપયોગ કરે તો, તેની રેવરંડ મિ. ફ્લેમિંગે આપેલા દૃષ્ટાન્ત મુજબ હાંસી થાય છે. રેવરંડ મિ. ફ્લેમિંગને એક માણસે અંગ્રેજીમાં લખ્યું હતું કે " Sir, I am so poor that I can hardly make both my ends meet. " અંગ્રેજી રૂઢિપ્રયોગ મુજબ આ વાક્યમાં

"માય" ("my") આવવું ન જોઇએ. રૂઢિપ્રયોગના ખરાપણા વિષે પૂરતી ખાતરી ન હોય તો રૂઢિપ્રયોગનો અર્થ સાદા શબ્દથી આપો.

વિચાર ઉતારવાની બાબતમાં ભાષાંતરકારે જેમ બને તેમ વધારે અનુરૂપતા આણવાને મહેનત કરવી જોઇએ. શૈલીની બાબતમાં જેમ બને તેમ સ્વતંત્ર રહેવા તજવીજ રાખવી જોઇએ. સર્વ કોઇ સ્વીકારશે કે દેશની સ્થાનિક ભાષાઓની અભિવૃદ્ધિ થતી જાય છે, અને અંગ્રેજી ભાષાનું સ્વરૂપ, તેના શબ્દ, તેની રચના તેઓમાં દાખલ થતાં જાય એ સ્વાભાવિક છે, પણ આ ફેરફારમાં જગતના નાયક થવું, આગેવાની કરવી એ પોતાનું કર્તવ્ય છે એમ કોઇ ભાષાંતરકારે ધારવું નહિ. સારા ભાષાંતરકાર થવા માટે માણસે, પોતાની ભાષાનું સાહિત્ય તેમ જે ભાષાનું ભાષાંતર તેને કરવું હોય તેનું સાહિત્ય સંભાળપૂર્વક વાંચવું જોઇએ. આ પછી તે, અંગ્રેજીનું કે અન્ય ભાષાનું પોતાનું વાચન, પોતાના અનુભવ અને વિચાર સાથે, પોતાની ભાષામાં છૂટથી ઉતારી શકશે. આ રીતે, ભાષાંતર કરનાર પોતાની ભાષામાં કેટલાંક પુસ્તક લખી શકશે. હિંદુસ્તાનના વિદ્યાર્થીઓએ, સ્ત્રીઓએ તેમ પુરુષોએ આ લક્ષ પ્રાપ્ત કરવા જેવું છે, આ કામ કરવા જેવું છે



## प्रकरण ११ मुं.

## "લીગ ઑફ ધિ ગોલ્ડન પેન" *

### આ નામનું એક પત્રલેખક મંડળ.

આ મંડળનો પ્રેરક એક પ્રવાસી હતો. તેના ધંધાને લીધે તે ઘણા દેશોમાં ફરતો. તે ગ્રીસમાં હતો ત્યારે એક દિવસ તેણે આ દિશામાં પ્રથમ પગલું ભર્યું. પણ દુર્દૈવમાં જ્યારે કેટલાક વર્ષ પછી તેને ફરજિયાત અવકાશ મળ્યો ત્યારે તેણે તે કામ પૂરતી રીતે કરી બતાવ્યું. તે જે ધંધો કરતો હતો તેજ ધંધાવાળા તેના કેટલાક ઓળખીતાની તેને આ કામમાં મદદ મળી હતી. તેઓ દરેક આ દિશામાં કાંઇ કામ કરતા. તેમના આ પ્રયત્ન, બીજા કેટલાક કિંમતી લેખ સાથે, પાછળથી એક પુસ્તકના આકારમાં પ્રકટ કરવામાં આવ્યા આ પુસ્તકનો બહોળો પ્રચાર થયો. તેમના કામનાં આ દૃષ્ટાંતોમાંનાં ૨૧ છે અને તે આ પત્રલેખક મંડળને સૂચક તેમ પ્રોત્સાહક થઇ પડશે. એક લેખમાં સહી નથી. બાકીના લેખો ઉપર સગારૂપે જૂદા જૂદા મહાત્મ ઓનાં નામ છે.

### આ મંડળનો હેતુ.

આ મંડળનો હેતુ પત્રલેખનનો છે. પોતાના સ્વાર્થ માટે, હિત માટે, ધંધાને લગતા સામાજિક અગર અંગત પત્રો લખવાનો નહિ

---

* કલકત્તાની યંગ મેન્સ ક્રિશ્ચિયન એસોસિએશને પ્રકટ કરેલા હાલ નહિ છપાતા રેવરંડ ઇ એચ બિકરસ્ટેથવાળા એક નાના ચોપાનીયામાથી આ એક ઉતારો છે.

પરન્તુ દયાની લાગણીથી અન્ય મનુષ્યને, આનંદ, સુખ અને સલાહ આપે, પ્રેરણા કરે તેવા પત્રો લખવાનો છે. આવા પત્ર લખાય છે ત્યારે લેખકના સદ્ભાવવડે, પેનનું પોલાદ સુવર્ણનું કામ કરે છે.

### પત્રોની કદર.

આપણને સર્વને, ઘરડામાં ઘરડા માણસથી માંડી નાનાં બાળક સુધી બધાંને, સ્નેહી સંબંધી તરફથી પત્ર આવે તે બાબતમાં ઘણી આતુરતા હોય છે. રેવરંડ ઇ. બ્રિરીંગટન લખે છે કે મારી નાની છોકરીને કાગળ આવતાં ઘણોજ આનંદ થતો, તેને એટલો બધો આનંદ થતો કે તે કાગળ ફોડાય અને તેની આગળ વંચાય તેટલો વખત પણ તેના હાથમાંથી તે કાગળ જાય એ તે સહન કરી શકતી નહિ. ટપાલના સિપાઇને આપણા ઘર તરફ વળતો જોઈ આપણને કેવો આનંદ થાય છે!

### પત્રનો હમેશાં સત્કાર થાય છે.

લોકો પાસે જતાં સત્કારની કોઇપણ વસ્તુને ખાતરી હોય તો તે પત્ર છે. કોઇને ઘેર જવાથી હરકત પડે, વિક્ષેપ થાય, પરન્તુ મિત્રતા-ભર્યા પત્રથી તેવું કાંઇ થતું નથી. કોઇ ઉપદેશની વાત પૂરીપાધરી તમે સાંભળશો નહિ, ચોપડી તમે ઉથલાવી જશો, પેપરમાં તમે જરા ડોકીયું કરી જશો પણ તમારા ઉપર આવેલો પત્ર અંત સુધી વાંચ્યા વગર તમે રહેશો નહિ, પાછળથી કરેલી છેકછાક, નહિ ઉકલે તેવી બાબતો પણ આતુરતાથી તમે વાંચશો.

તૃષાતુર આત્માને—કાગળના ભૂખ્યા મનુષ્યને, તે ઠંડુ પાણી, મિષ્ટાન્ન થઇ પડે છે. પત્ર લખનારને પણ આનંદ મળે છે.

### બાળકો અને પત્રલેખન

બાળકોને પત્ર લખવાની તમે કોઇ દિવસ મહેનત લીધી છે?

તમારી ઓળખાણવાળાં બાળકોને વખતોવખત કાગળ લખવામાં તમે બહુ ખર્ચ થશે નહિ. તમારો બહુ વખત, તેથી, જશે નહિ. બાળકો જેમ તમારાથી દૂર રહેતાં હશે, તેમનો નિયમિત પત્રવ્યવહાર જેમ ઓછો હશે તેમ, તેમનાપર કાગળ જતાં તેમને ઘણો આનંદ મળશે તેઓમાંનાં કેટલાંકને કોઈ કોઈ વખત એમ બોલતાં તમે સાંભળતાં હશો. "બા, મારા પર આજ કાગળ આવ્યો છે. કહો, કોણે લખ્યો હશે?" કાગળ, આવતાં, તેમની આંખનો પ્રકાશ, ઉત્સાહ સાથેના તેમના કૂદકારા, તેમના ધ્રુજતા હાથ, તેમનો આતુર ચહેરો, વાંચવા માટે તેમના તરફથી વારંવાર વિનંતિ, કાગળની સાચવણી, તકીયા તળે કાગળ મૂકવા, આમાંની એક અગર વધારે હીલચાલ ઘણીવાર આપણા જોવામાં આવી છે. આપણી બાલ્યાવસ્થામાં, આપણા ઉપર કાગળ આવે તે માટે આપણને કેવી આતુરતા રહેતી તેનો આપણને અનુભવ છે. આટલા થોડા શ્રમ અને દ્રવ્યથી આટલો બધો આનંદ આપે તેવી ચીજો ઘણી થોડી છે. તમારી બાળક-અવસ્થાના, જીવનની શરૂઆતના મિત્ર, જેમને તમે, પાંચ, દસ કે પચીશ વર્ષથી મળ્યા નથી તેને તમે પત્ર લખો તો તેમને કેટલું સાનંદાશ્ચર્ય થાય!

## ઉપકાર-પત્ર.

મસકાભર્યા કાગળ, જેની આપણે મશ્કરી કરીએ છીએ, જેની આપણે અવગણના કરીએ છીએ તે વિષે કાંઈ કહેવું જરૂરનું છે. કોઈની પણ મેમાનગિરીનો લાભ લીધા પછી, પત્રદ્વારા તેની કદર કરવાથી, મેમાનગિરીને લગતા સ્ત્રીઓના શ્રમ અને ત્યાગ, પુરુષવર્ગની ઉત્સુકતા અને મહેનતનો કાંઈક બદલો વળે છે. આથમતા સૂર્યના જરા ટકી રહેતા ઝળહળતા પ્રકાશની માફક આપણી તે મુલાકાતનો પણ કાંઈક આનંદજનક પ્રકાશ રહે છે.

તમે ચાહો તો, ઉપકારના પત્ર લખવાનો વિસ્તાર તમે વધારે બહોળો રાખી શકો. જે મિત્ર તમને જમાડતા હોય, ખુશ ખુશાલ રાખતા હોય, આરામ માટે સારાં બિછાનાંની સગવડ હરહમેશ કરતા હોય તેમનેજ માત્ર નહિ પરંતુ જેમણે તમારી કાંઇ પણ સારી સેવા કરી હોય તે સર્વને પત્ર લખો. કોઇ સંગીત, કાંઈ કલાને લગતું કામ, કોઇ સૂચનાત્મક વ્યાખ્યાન, કોઇ સુન્દર લેખ, અગર કોઇ પત્રનો હૃદયદ્રાવક લેખ, તમને ગમ્યો હોય તો તે સંબંધમાં જેનાં વખાણ કરવાં ઘટે, ઉપકાર માનવો યોગ્ય લાગે, તેનો ઉપકાર માનો, તેનાં વખાણ કરો. રાજકર્ત્રી સત્તાનાં પરાક્રમ, સારાં કામ માટે આપણે તેનો ઉપકાર માનીએ, તેમની ભૂલો માટે જરા ઓછી ટીકા કરીએ, તેમને કોઇ બાબત લખવામાં કઠોરતાને બદલે, મીઠાશ બતાવીએ તો સર્વત્ર તેની સારી અસર થાય.

## પ્રશંસા વિષે.

વખાણના પત્ર લખવામાં આના કરતાં પણ વધારે છૂટ રહેવી જોઇએ. પહેલાં તો, સમીપનાં તેમ પ્રિયતમ સ્નેહી સંબંધીને પત્ર લખવા તરફ ધ્યાન અપાવું જોઇએ. પછી આ કાર્ય માટે તો આખું જગત્ ઉઘાડું છે. લોકો જોડે, વાત કરવામાં આપણને ઓળખાણની જરૂર પડે પરન્તુ કોઇનાં વખાણના પત્ર લખવામાં ઓળખાણની જરૂર રહેતી નથી. કોઇ પણ વ્યક્તિ, તે પછી રાજા હોય કે લખપતિ હોય, ગરીબ હોય કે ગુનેહગાર હોય, પોતાના દેશનો માણસ હોય કે વિદેશી હોય પરન્તુ તેના કોઇ અમીરી અગર પ્રશંસાપાત્ર કામ, અથવા ડહાપણભરેલા શબ્દ માટે કોઇ ઠેકાણે સારૂ બોલાયું હોય અગર લખાયું હોય તો તેની કદર તમે પણ પત્રલેખનથી કરો. બને તો આવો એકાદ પત્ર હરરોજ લખો, તેથી તમારૂં જીવન આનંદ અને ઉત્સાહમય થશે

સત્કાર્યની કદર થવાથી ઉચ્ચ અને પવિત્ર જીવન તરફ જેટલી ગતિ થાય છે. તેવાં જ લાયક કામ ફરીથી કરવાની આંતર ઇચ્છા જેટલી તીવ્ર બને છે તેટલી બીજા કશાથી બનતી નથી.

## પ્રીતિના પત્ર.

હવે પ્રીતિના પત્ર વિષે કાંઇક વિચાર કરવો ઇષ્ટ છે. તમારાથી દૂર રહેતાં તમારાં માતાપિતાને ખરી પ્રીતિથી ભરેલો પત્ર લખ્યે કેટલો વખત થયો તેની હમેશાં તમે તજવીજ રાખો. માત્ર તમારા આરોગ્ય અગર તેમના આરોગ્યને લગતી પૂછપરછના જ પત્ર નહિ પરન્તુ સામાન્ય રીતે ઉભરાઇ ન આવતા હૃદયના ઊંડા પ્રેમને લગતા પત્ર, તમારે માટે તેમણે ઉઠાવેલી સેવાની કદરને લગતા પત્ર લખ્યે કેટલો વખત થયો; તેની હમેશાં તપાસ રાખો. તમે ઘેર જ માતપિતાની સાથે રહેતા હો તો તેની કાંઇ હરકત નથી. પત્ર તો તમે લખો જ. ટિકિટ ચોઢી ટપાલમાં નાખો અને કાગળ અપાય તથા વંચાય ત્યારે જરા ખસી જાઓ. પછી, તમારાં માતુશ્રીનાં નયનનો નવીન પ્રકાશ, તેના હાથના સ્પર્શમાં રહેલી મૃદુતા, તેથી જણાતો સદ્ભાવ, તેનો આનંદ એ સર્વનો અનુભવ કરો.

## નિકટનાં સંબંધી.

પતિપત્નીના સંબંધમાં પણ આ વિષય વિષે વિચાર થવાની અગત્ય છે. પ્રાચીન સમયમાં પ્રીતિપૂર્ણ, વહાલભર્યાં વચનોથી ભરપૂર એવા પ્રેમપત્ર લખવાનું સાધારણ હતું. હાલ, આવા પત્ર લખવાનું નીકળી ગયું છે. જ્યારે તમે બહારગામ હો છો ત્યારે છોકરાંની સંભાળ, તેમના અભ્યાસ, તમારા સામાન્ય હિતની બાબતો વિષે તમે લખો છો. એકાદ વાર, આ રહેવા દઇ, પત્નીને એકાદ ખરી લાગણીવાળો, પ્રીતિપત્ર પણ લખો.

## પત્રવ્યવહારનાં ફળ.

રેવરંડ મિ. ફલેમિંગ કહે કે "મેં ઘણા ઉપદેશ કર્યા છે, મેં વાતચિત પણ ઘણી કરી છે પરંતુ મારી કારકીર્દિમાં મારા લખેલા પત્રનાં સુફળ આવ્યાં છે તેટલાં બીજા કશાથી આવ્યાં નથી. ઉપદેશ બધાને હોય છે એટલે કોઇને તેની સીધી અસર થતી નથી. વાતચિતનું ઘણીવાર વિસ્મરણ થાય છે. પરંતુ કલમથી લખાયલા સુવર્ણાક્ષરયુક્ત પત્રનો નાશ કરવો મુશ્કેલ છે. કોઈ બાબતમાં મુખથી અપાતા ઉત્તર અને બહાનાં ખરા જેવાં લાગે છે, પણ તેને તે ઉત્તર અને બહાનાં જો કોઇ લખી જણાવે છે તો ખોટાં ઠરે છે અને તે બાબતનો પૂરો જવાબ નહિ મળવાથી ફરિયાદ ચાલુ રહે છે. નહિ જોયલી અને નિત્ય વસ્તુઓ વિષ શાંતિથી વાત કરવાનો પ્રસંગ મેળવવો હમેશાં સહેલો હોતો નથી પરંતુ કલમથી થોડા શબ્દ, ખરા દિલથી લખવાનું બની શકે છે. બોલાયલા શબ્દોમાં પુષ્પની સુંદરતા અને સુગંધનો ઘણો ભાગ હોય છે પરંતુ લખેલા શબ્દમાં ઘણીવાર, બીજાના સદ્દગુણ વધારે હોય છે.

ક્રાઇસ્ટે કરવા ધારેલા કામને મોટામાં મોટી મદદ પોતે પોતાના પત્રવડે કરી હતી. આ ઉપાય જેમણે અજમાવ્યો નથી તેવા તમારામાંના ઘણા આ કામ કરી શકે. તમારા દફતરમાંથી તમારી સુંદર કલમ કાઢવાનો આ સમય છે. કેટલાકને તો તેમના દફતરમાં ચાર, પાંચ કલમો હોય છે પરંતુ તે પડી રહેવી ન જોઇએ. બોલાયલા શબ્દમાં રહેલી શક્તિ, મુદ્રણકલાથી પ્રસિદ્ધ થતા લેખના મહત્વ વિષે ભાર મૂકી ઘણી વખત બોલવામાં આવ્યું છે પરન્તુ કલમથી લખાતા પત્રની અસર જાણવાનો વખત હવે આવ્યો છે.

## પત્રલેખનની આ કોઇ નિયમિત સંસ્થા નથી.

"લીગ ઑફ ધ ગોલ્ડન પેન" માં કોઇ અધિકારી નથી

કોઈ કમિટી નથી, કોઈ મોગ નિયમ કે પેટા નિયમ નથી, તેને કાંઈ લ્હેણુદેણુ નથી. તેમાં માત્ર સભાસદો છે. તમારી સુંદર કલમથી તમે પહેલો પત્ર લખ્યો એટલે તમે એ મંડળના સભાસદ થયા. ત્યાંસુધી ઓછામાં ઓછો આવો એક પત્ર દર મહિને તમે લખતા રહો ત્યાં સુધી, તમે સારી રીતે તે મંડળના એક કાયમ સભાસદ છો. ઘરમાં ભરાઈ રહેતા, થોડા બોલા, બ્હીકણુ, ચચળ તેમ અતિકામી આ મંડળમાં જોડાવું જોઈએ



# प्रकरण १२ मुं.



## પતિત વર્ગની સેવા.

"પોતાનો ભાઈ જેને પોતે જોયો છે, તેને કોઇ માણસ ચાહ્યા નહિ, તો ઈશ્વર જેને તે માણસે જોયો નથી, તેને તે ચાહી શકે નહિ."* —બાઇબલ.

"એક પણ માણસ જ્યાં સુધી પતિત, નીચ રહે ત્યાં સુધી કોઈપણ માણસ સંપૂર્ણ રીતે મહાનુભાવ હોઈ શકે નહિ." —માર્ગરેટ ફુલર.

### ભ્રાતૃભાવનો વિસ્તાર.

રેવરંડ મિ. ફ્લેમિંગ "ભ્રાતૃભાવ" વિષે લખે છે પરન્તુ તે સાથે ભગિનીભાવનો પણ વિચાર રહેવો જોઇએ, બાઇબલનાં ઉપર જણાવેલા વચનને બદલે એમ કહેવાવું જોઇએ કે પોતાનાં ભાઇ બહેન જેને પોતે જોયાં છે તેના પર કોઇ માણસ પ્રીતિ ન રાખે તો ઇશ્વર જેને તે માણસે જોયો નથી તેને તે ચાહી શકે નહિ ખરી ભ્રાતૃતામાં, ખરા ભગિનીત્વમાં, જાતિ, સગપણ અગર ઉચ્ચ, નીચ પદવીનો સવાલ રહેવો જોઇએ નહિ. તેમાં એકલી પ્રીતિ માત્ર નહિ પણ પ્રીતિનો અમલ રહેવો જોઇએ એમા નિકટતા, પડોશ, કે અન્ય પ્રકારના સંબધની જરૂર નથી. આ કર્તવ્યને કોઇ મર્યાદા હોવી જોઇએ નહિ. ગમે ને જાતિ, ગમે તે સબંધનું, ગમે તેનું, ગમે તે પંક્તિનું મનુષ્ય ખરેખર તંગ હાલતમા હોય તો "પ્રેમ" ના નિયમ મુજબ ભ્રાતૃતા અગર ભગિનીત્વને તે લાયક છે. ભ્રાતૃતા અગર ભગિનીત્વના

---

*"He that loveth not his brother whom he hath seen, cannot love God whom he hath not seen."— *The Bible.*

વિચાર માત્રની કાંઇ કિંમત નથી. બંધુત્વ અગર ભગિનીભાવને લીધે, કોઇ મનુષ્ય પ્રીતિ અને દયાનાં કામ કરે તેજ ખરો ભ્રાતૃભાવ, તેજ ખરૂં ભગિનીત્વ.

## પોતાના મનનો એક વિચાર.

અમુક મનુષ્ય, સંસ્થા અગર સમુદાયનો મારા ઉપર શો હક છે એ વિચાર સારા માણસને થવો ન જોઇએ. તમારા સંસર્ગમાં આવતાં મનુષ્ય સાથે પડોશી તરીકે, મિત્ર તરીકે, બન્ધુ તરીકે, ભગિની તરીકેનો સંબંધ ઉત્પન્ન થાય તે માટે તમારે ખંત રાખવી જોઇએ. હિંદુસ્તાનમાં આ કાર્યપ્રદેશનો વિસ્તાર બહોળો છે, તે વિષે તમે વિચાર કરશો તો માલમ પડશે કે દુષ્કાળ, પ્લેગ, મેલેરિયા, નિર્ધનતા અને અજ્ઞાનથી પીડાતાં, સામાજિક દુર્ગત દશા ભોગવતાં ઘણાં મનુષ્ય છે. પ્રીતિ રાખવાનો સંકલ્પ, ઇશ્વર અને તેના તરફથી થયેલા તથા થતા ઉપકારના અનુકરણની ઇચ્છા, બીજાના બોજા કમી કરી, તેમનાં જીવને સુખમય કરવાની તમને અભિલાષા હોય તો ઉપર જણાવેલી બાબતમાં તમે કાઇને કાંઇ કરી શકો. પણ આગળ કહેવામાં આવ્યું છે તેમ એટલું તો ખરૂંજ છે કે અમુક માણસનો તમારા ઉપર શો હક છે તેનો વિચાર કરવાને બદલે તે માણસ સાથે પ્રીતિના સંબંધમાં આવવાનો તમારે પ્રયાસ કરવો જોઇએ.

## પોતાની એક પેટાજ્ઞાતિ માટે ઉત્સાહ બસ નથી.

પોતાની એક પેટાજ્ઞાતિ માટેના ઉત્સાહવડે આ ભ્રાતૃભાવ અગર પ્રીતિની ભાવના પરિપૂર્ણ થતી નથી. હિંદુસ્તાનમાં જ્ઞાતિની અંદર થતી આત્મત્યાગભરી સેવા અજાણી નથી. જૂદી જૂદી જ્ઞાતિઓમાં, જ્ઞાતિ જ્ઞાતિમાં પરસ્પર સેવાની જરૂર છે. સાંસારિક અગર સ્થળના અંતરને લીધે લોકોમાં એકબીજાના સંબંધમાં અજાણપણું રહે છે એમ નથી.

બેદરકારીની વૃત્તિથીજ અંતર વધી પડે છે. ઝીણામાં ઝીણા પડદાથી એકબીજાના વિશ્વાસ અને હિતની બાબતોથી આપણે જૂદા પડીએ છીએ. સૌને પોતાનો નાનો મોટો વાડો હોય છે જેની બહાર તેમને લાગણીજ હોતી નથી. સહાનુભૂતિ અને દયાની લાગણીથી તેની બહાર આપણે નીકળીએ છીએ તોપણ આપણું તે બહાર નીકળવું અનિશ્ચિત, સ્વચ્છંદ અને અદ્દદ હોય છે. એકસરખી અને એકધારી રીતે તથા નિષ્પક્ષપાતપણે આપણે આપણા જાતિબન્ધુઓને ચહાતા નથી.

### એક નિશ્ચય.

આ સદ્દહેશને અનુસરીને કેવી રીતે વર્તવું તે વિષે કાંઇ કહેવાની જરૂર છે. તમારી પરિસ્થિતિ તરફ નજર કરો. પહેલીજ તક મળે કે તરત વિલંબ વગર, સંકોચ વગર વર્તન કરવાને નિશ્ચય કરો, માત્ર પ્રીતિની વૃત્તિ નહિ પરન્તુ પ્રીતિભર્યા આચાર વિષે જેમને વિશ્વાસ છે તેવા સોબતી પસંદ કરો. પ્રીતિભર્યા વર્તનની ટેવ ન પડે ત્યાં સુધી આ ઉચ્ચ આશય મુજબ વર્તવાનો એક પણ પ્રસંગ જવા દેતા નહિ.

પરોપકારની ઇચ્છા ચાલુ રાખવા, સહાનુભૂતિ અને પ્રીતિના નવા સંબંધ સ્થાપવાની અનુકૂળતા આપવા, જાતિ, સગપણ અને સ્થિતિના વિચાર, તથા સ્નેહનો, ફરજનો, અમુક વર્તન બાધવાની દુર્બુદ્ધિ દૂર રાખી, જરૂર દેખાતા એકદમ મદદે દોડવાનો આવેશ, અર્પણ કરવા અને પ્રભુની આજ્ઞા મુજબ દુઃખ સહન કરવાના સદ્દગુણ માટે પ્રભુની આરાધના કરો.

### આ પ્રશ્નનું મહત્ત્વ.

હિંદુસ્તાનની વસ્તીનો પાંચમો ભાગ, દુઃખી પતિત વર્ગનો છે. તેમને જે અન્યાય અને સંકટ વેઠવાં પડે છે તે ખરેખર ત્રાસજનક છે. એક નિયમ તરીકે, ઉચી ગણાતી કોમોને આ બાબતની કાળજી નથી, જ્ઞાતિબંધારણનું સામાજિક અલગપણું, દૂર રહેવાની વૃત્તિ, કેટ-

લોક વર્ગને નહિ અડવાનું અજ્ઞાન, આ લોકોની માનસિક તથા આધ્યાત્મિક અધોગતિ, આ બધી બાબતો સ્પષ્ટ છે. ખરી રીતે, જેઓ સર્વ આપણાં ભાઇ બહેન છે, અને એક દહાડો પણ જેના વગર ચાલે નહિ તેવાં કામ જેઓ કરે છે તેમની તરફ સર્વ લોકોએ ઘણા મિત્રભાવથી, માયા અને કાળજીભર્યું વર્તન ચલાવવું જોઇએ.

## વ્યાવહારિક પગલાં.

૧ રંક જનની સેવા વિષે, "યુનાઇટેડ ઇંડિયા અને નેટિવ સ્ટેટ્સ" માં એક લેખ લખતાં, અસ્પર્શ્ય જાતિઓ વિષે શું થઇ શકે તે સંબંધમાં રેવરંડ સિ. એફ. એન્ડ્રૂસે નીચે મુજબ લખ્યું છે:—જ્ઞાતિઓની ઉત્પત્તિનો સવાલ હવે છોડી, હાલ કેમ ચાલે છે તે વિષય ઉપર આપણે આવીએ અને આ ભયંકર, પ્રજાકીય, અનિષ્ટનો અંત લાવવા માટે સુશિક્ષિત, દેશાભિમાની હિંદીઓને ઇચ્છા છે એમ ધારી લઇએ."

સુધારણા માટે વ્યાવહારિક પગલાં કેવી રીતે લઇ શકાય તે વિષે વિચાર કરતા માલમ પડશે કે આજ બાબતમાં ખરી મદદ આપે તેવી કોઇ વસ્તુ હોય તો તે કેળવણી છે. ખરી કેળવણીથી સહાનુભૂતિની, અને પોતાને મળેલાં મોટામા મોટાં સુખનો ગરીબ માણસને લાભ આપી તેનો ઉપભોગ કરવાની વૃત્તિ આવે છે. આખા જગતમાં કેળવણી એક મહાન્ બળ છે અને હિંદુસ્તાનમાં ખાસ કરીને કોઇપણ ગંભીર પ્રકારનુ અનિષ્ટ દૂર કરવાને ઉત્તમમાં ઉત્તમ માર્ગ છે.

## કેળવણીનું મહત્વ.

વળી, કેળવણીથી દરિદ્રતા દૂર થાય છે એટલુજ નહિ, પણ મનુષ્યમાં સ્વમાનની વિશેષ લાગણી ઉત્પન્ન થાય છે; તેથી માણસ પોતાની પ્રગતિની તપાસ રાખી શકે છે. તે વડે, માણસમાં સ્વાશ્રયી બનવાની અને પોતાનો ઉદય કરવાની ઇચ્છા થઇ આવે છે. પ્રગતિનાં

મહત્વ અને સંભવો ગિને તેનામાં તે વડે નવીન વિચારો સ્ફુરી આવે છે તથા આત્મોન્નતિ કરવાને તે શક્તિમાન કરે છે.

## કેળવણી ઉદ્ધારક છે. ઉચ્છેદક નથી.

કેળવણી જગતમાં ઉથલપાથલ કરનારૂં મોટામાં મોટું બળ છતાં તેની અસર આકસ્મિક અગર જ્વાળામુખી જેવી નથી. તે ઉચ્છેદક અગર અરાજક નથી. તેનામાં ઉત્કર્ષક તથા ઉદ્ધારક, ધીરી અને શુભ શક્તિ છે. તે વડે માણસના સામાજિક પદમાં તત્કાળ ફેરફાર થતો નથી પરંતુ, ભવિષ્યમાં તે વડે મોટા મોટા સામાજિક ફેરફાર થાય છે.

## ક્લબોની સ્થાપના.

આ બાબતમાં આપણે કેવી રીતે કામ કરવું, આપણી પોતાની છાપ, બીજાપર કેમ પાડવી તેનો વિચાર કરવો આવશ્યક છે. આ કાર્ય જેમાં લાખ્ખો મનુષ્યનું સંકટનિવારણ કરવાનું કહેલું છે ત્યાં માત્ર વ્યક્તિના પ્રયત્નનો હિસાબ નથી. એકત્ર હીલચાલથીજ કાંઇ લાભ થઇ શકે. મને જાતને સ્પષ્ટ રીતે જણાય છે કે પૂરતી રીતે કરવામાં આવતો વ્યક્તિ તરફનો પ્રયત્ન મહત્વનો છે પરંતુ આ કામને પુરતી રીતે પહોંચી વળવા માટે સંયુક્ત પ્રયત્ન કરી શકે તેવી સભાઓ અગર સમુદાયની સ્થાપના કરવી ઘણી અગત્યની છે. લોકમત કેળવવાની, આ પ્રશ્ન તરફ સમાજનું વલણ, બદલવાની જરૂર છે અને આ કામ એક વ્યક્તિના પ્રયાસથી બની શકે તેના કરતાં વધારે સારી રીતે, વિચારકો અને કામ કરનારાઓના સમુદાયથી બની શકે. એક ગોઠવણી આપવાની જરૂર છે. જે માણસ પતિત વર્ગમાં જાય, કામકાજ કરવાને ખુશી ન હોય તેવા માણસને, આ સુધારણાને લગતી કોઇ સભામાં મેમ્બર તરીકે દાખલ કરવો નહિ. વેગળેથી માત્ર સહાનુભૂતિ નકામી છે, તેનાથી મદદ કરતાં અડચણ વધારે થાય છે.

## આરોગ્યવિદ્યા.

કેળવણીની સાથે જ્યારે જ્યારે બને ત્યારે ઔષધ અને સારવારનું કામ પણ ચાલવું જોઇએ. માંદાની સારવાર કરતાં ઉત્પન્ન થતી વ્યાવહારિક સહાનુભૂતિ સાથે, સ્વચ્છતા અને આરોગ્યને લગતા અન્ય વિષયનું જ્ઞાન અપાવું જોઇએ. આ સ્વચ્છતા અને શિષ્ટતા સાથે, જનસમૂહની ઉન્નતિને લગતા મુશ્કેલમાં મુશ્કેલ પ્રશ્નનો સંબંધ રહેલો છે અને જો કે કેળવણીથી પોતાથી ઘણું બના શકે એમ છે છતાં, વૈદ્યકીય કામ સાથે કેળવણી તેથી પણ વધારે કરી શકે.

## હીલચાલ.

હિંદુસ્તાનના નિર્ધન અને પતિતવર્ગના પ્રશ્ન પ્રત્યે દરેક કેળવાયલા માણસને લાગણી ઉત્પન્ન થવાની જરૂર છે. આ પ્રશ્ન વિષે સહાનુભૂતિ અને દયાની લાગણી સાથે શાળાઓ અને પાઠશાળામાં વિવેચન થવાની જરૂર છે. આખા દેશનાં પત્રોએ સેવાના નવીન વિચારનો પ્રચાર કરવાની આવશ્યકતા છે. પોતાના જે ભાઈઓને કેળવણી અને સારવારની જરૂર છે, જેમને માટે આ દિશામાં શ્રમ લેવાની અગત્ય છે તેમને કેળવણી અને સારવારની સગવડ કરા આપવા, દેશસેવા કરવા ઇચ્છનાર, હિંદુસ્તાનના યુવાન્ વર્ગે એકત્ર થવાની જરૂર છે.

બીજી કેટલીક વ્યાવહારિક સૂચનાઓ નાચે મુજબ છેઃ—

( ૧ ) પ્રશ્નનો અભ્યાસ કરો. ( સામાજિક અભ્યાસ પ્રકરણની રૂપરેખા જૂઓ. )

( ૨ ) આ વર્ગના સમાન હક, અને પ્રસંગ, તેઓ તરફ સારૂં વર્તન, આ બાબતોમાં સન્માનવૃત્તિ રહે તે માટે લોકોનાં અંતઃકરણ જાગ્રત કરવા, ચોપાનીયા, વાતચિત અને વ્યાખ્યાનના ઉપયોગથી યત્ન કરો. ઉચ્ચ વર્ગના ૩૦-૪૦ લાખ માણસને લગતો આ સવાલ છે.

આ લોકોને જરાક વાજબી રીતે વિચાર કરતાં શીખવવામાં આવશે તો બાકીના તો પછી તેમનેજ પગલે આવશે.

( ૩ ) શાળાની શાળાઓમાં, અસ્પર્શ્ય જાતિનાં છોકરાંને દાખલ કરવા અને જ્યાં કાંઇ પણ ગોઠવણ ન હોય ત્યાં કરવા શાળાનાં સત્તાધીશોને સમજાવવા તમારાથી બનતો પ્રયાસ કરો.

( ૪ ) તમે પોતે તેમને માટે શાળાઓ કાઢો. ( જુઓ પ્રકરણ ૨ જું. )

( ૫ ) આ વર્ગના આગેવાનોની સહાયતા મેળવો. આ સંબંધમ કામ કરનારી કમિટીઓ તેમની મદદથી નીમો. આ કમિટીઓ તેમના કામમાં, ફંડ એકઠાં કરે અને આ વર્ગના ભવિષ્યમાં સારૂં નામ કાઢે તેવા તથા આગળ વધેલા વિદ્યાર્થીઓને માસિક સ્કોલરશિપ આપે. આથી વ્યક્તિને બદલે સમુદાયમાં જવાબદારીની લાગણી ઉત્પન્ન થશે અને કોઇ પણ વિસ્તારવાળી પ્રગતિ માટે જે મજબૂત સ્થિરતાની જરૂર છે તે લાવવામાં મદદ રૂપ થશે.

( ૬ ) તેમને પૈસા કે પત્ર આપવામાં અગર બીજી અનેક બાબતોમા, તેમને અડકીને કામ કરવાનો નિશ્ચય કરો.

( ૭ ) ગંદકીના સમાગમમાં તેઓને જેમ બને તેમ થોડું આવવુ પડે તે માટે, કાંઇક શ્રમ અને ખર્ચથી યાંત્રિક ગોઠવણ થઇ શકે એમ હોય તો કરો.

મળમૂત્ર અને અન્ય મલિન પદાર્થો ઉઠાવવાને લગતાં કામ કરનારાઓની તબીયત બગડતી નથી એમ કોઇ ધારતા હોય તો તે ભૂલ ભરેલું છે. આ કામ કરતા, જુવાન, તંદુરસ્ત સ્ત્રીપુરુષોનાં શરીર એકદમ વ્યાધિગ્રસ્ત, ક્ષીણ, બેહાલ થઇ જવાના દાખલા જોવામાં આવ્યા છે. અમારૂં તો એમ માનવું છે કે જે સમાજમાં આવાં કામ અમુક

વર્ગના લોકોને કરવાં પડે છે, તે સમાજના સુધારામાં, તેની ઉત્કૃષ્ટતામાં, કાંઇક ન્યૂનતા છે.

( ૮ ) આ ગરીબ લોકોને મદદ કરવાને, મોટી મોટી હીલચાલ ઉભી કરવાનું આપણા બધાથી બની ન શકે પણ જેઓ આ પ્રદેશમા કામ કરી રહ્યા હોય તેમની તરફ આપણે સહાનુભૂતિ રાખી શકીએ, આપણે તેમને મદદ કરી શકીએ *



* સૂચના બીજી અને પાચમી તા ૨૩ મી જાન્યુઆરી સ ૧૯૦૫ ના ઇંડિયન સોશિયલ રિફોર્મર " ઉપરથી લેવામા આવી છે.

# प्रकरण १२ मुं.



## સાર્વજનિક સંસ્થાઓની સેવા.



### પૈસો લીધા વગરની મદદની જરૂર.

ઘણી ખાનગી અને સાર્વજનિક સખાવતનો વહીવટ ઓનરરી સેક્રેટરીઓ કરે છે. જે દેખરેખ આ સેક્રેટરીઓએ રાખવી જોઇએ તે તેઓ હમેશાં રાખી શકતા નથી. જે ધ્યાન તેઓએ આપવું જોઇએ તે તેઓ આપી શકતા નથી. એક મ્યુનિસિપલ પુઅર હાઉસના ઓનરરી સેક્રેટરીએ, પ્રસંગોપાત પુઅર હાઉસ*માં ડોકિયું કરી જવા ખુશી હોય તેવા કેટલાક વિદ્યાર્થીઓની માગણી કરી. તેને એમ લાગ્યું હતું કે ત્યાં રહેતા લોકોને તેઓ આનંદ આપશે તથા નોકરો પોતાની ફરજ બરાબર બજાવે છે કે કેમ, નિર્ણીત ખોરાક પુઅર હાઉસમાં આપવામાં આવે છે કે કેમ તેની તેઓ તજવીજ રાખશે. કેટલીક વખતે આ કામ હલકા પગારના માણસોને સોંપવામાં આવે છે. આવાં ખાતાંના વહીવટ અને દેખરેખમાં અનેક રીતે મદદ કરી શકાય.

### એક અનાથાશ્રમને મદદ.

બીજા એક દૃષ્ટાંત તરીકે, એક ખાનગી અનાથાશ્રમના ઓનરરી સેક્રેટરીની દલીલ આપી શકાય, ઉપયોગી ઉદ્યોગનું શિક્ષણ લેતાં લેતાં આ આશ્રમનાં અનાથે તૈયાર કરેલાં મોજાં, બદન, બીજાં કપડાં વગેરેના વેચાણ માટે આ સેક્રેટરી પ્રયાસ કરતો હતો. એને એમ

*ગરીબ લોકો માટેના આશ્રમ.

લાગ્યું કે આ કામમાં રસ લેતા કેટલાક વિદ્યાર્થીઓ અન્ય સ્થળે આ માલ લઈ જઈ, અનાથાશ્રમના લાભ માટે તે ખરીદ કરવા લોકોને સમજાવી શકે. ખાસ કરીને, આ સંસ્થામાં વધારે અનાથ દાખલ થઇ શકે તેટલી જગા છે. તેને લાગ્યુ કે કૉલેજના છોકરાઓ અને બીજાઓ, તંગ હાલતના અનાથને આ સંસ્થામાં મોકલી શકે. તેઓ પોતાના મિત્રોને આ સંસ્થામાં લાવી, તેના કામકાજમાં રસ પાડી શકે.

### સંગીત અને મુખપાઠ મંડળીની સહાયતા.

આશ્રમો, પુઅર હાઉસ અગર હૉસ્પિટલના દેખરેખ રાખનારને વાત બરોબર કરવામા આવે તો તેઓ સંગીત મંડળીનો લાભ લેવાને સર્વ રીતે તત્પરતા બતાવશે. એક ખૂણામાં સંગીતનો આનંદ કરવાને બદલે, હોસ્ટેલ અને બોર્ડિંગ હાઉસ કરતાં, જે સ્થળોને સંગીતનો બહુ ઓછો લાભ, ઓછી મજા મળે છે તેવી જગાએ વિદ્યાર્થી જઇ સંગીતનો આનંદ આપી શકે. કારીગરોના લતા, ગરીબ, હલકી ગણાતી કોમોના રહેઠાણ, પરોપકારને લગતી સસ્થાઓ વગેરે સ્થળે તેઓ જઈ ત્યાં રહેતા લોકોને તેઓ સગીતવડે પ્રસન્ન કરી શકે. આજ લોકો માટે જ્ઞાન આપે તેનાં નાટક રચવાનો કોઇ સાહિત્યસભા ઉદ્દેશ રાખે તો તે પણ ઉપયોગી થઇ પડે. ગીત, ભાષણ અને નિબંધની રચના તથા તાલિમ કોઇ તાત્કાલિક, વ્યાવહારિક અને ઉપયોગી હેતુ માટે છે એવી લાગણી ઉત્પન્ન થાય છે તો કોઈપણ સાહિત્યસભાનું કામ રસિક થઇ પડે છે.

### બક્ષિસથી મદદ.

કોઇ શાળા અગર અનાથાશ્રમમાં લાઇબ્રેરીની સગવડ ન હોય, ને કામ કરવુ હોય તો કોઈપણ વિદ્યાર્થી માટે આ એક ઉત્તમ તક છે. પોતાની કૉલેજ અગર બોર્ડિંગ હાઉસના દરેક વિદ્યાર્થી પાસેથી, શહેરના ... દરેક માણસ પાસેથી એકેક ચોપડી માગી લેવી, અગર

અગર દેશી ભાષાની લાઇબ્રેરીની શરૂઆત આ પુસ્તકો વડે સારી રીતે થઇ શકશે.

## પૈસા ઉત્પન્ન કરવાનો એક માર્ગ. 

કોઇપણ સંસ્થાને આપવા માટે, અગર સેવાના કોઇ અન્ય પ્રકારમાં વાપરવા માટે પૈસા ઉત્પન્ન કરવાનો એક ધ્યાન રાખવા જેવો માર્ગ એ છે કે કોઇપણ સમુદાય અગર કલબનો દરેક સભાસદ પોતાની મહેનતથી એક રૂપિયો મેળવવાની પ્રતિજ્ઞા લે એવી વ્યવસ્થા કરવી. નક્કી કરેલો સમય પૂરો થયા પછી મીટિંગ મેળવવી અને દરેકને પોતાનો રૂપિયો લઇ હાજર થવા કહેવું. આ બાબતનો પોતાનો અનુભવ આવી સભાઓમાં રજુ કરવામાં આવતાં તે ઘણો રસિક અને ઉપદેશજનક થઇ પડશે.

## શારીરિક શ્રમવડે સહાયતા.

શ્રીનગરના રેવરંડ મિ. ટિંન્ડેલ બિસ્કોએ સેવાની લાગણીનો એક ઘણો વ્યાવહારિક દાખલો બતાવ્યો છે. સિ. ઇ. એલ. એમ. એસ. વાળી મિ. ન્યુમેન ગયે વર્ષે સ્ત્રીઓ માટે એક હૉસ્પિટલ બંધાવતી હતી. મજૂરો સાથે તેને ઘણીજ માથાકૂટ કરવી પડતી. આથી શાળાના વિદ્યાર્થીઓની તેણે મદદ માગી. ૪૦૦ છોકરાઓએ આ કામ કરવા એકદમ મરજી બતાવી. તળાવથી ઇમારત સુધી પાએક માઇલ સુધી પત્થર લઇ જવાનું કામ હતું. નિશાળમાંથી છૂટયા પછી બે માઇલ જેટલે અંતરે આવેલા આ પરામાં તેઓ જતા. પા માઇલ જેટલી લાંબી હારમાં તેઓ ઉભા રહેતા અને આગમાં જેમ પાણીની ડોલો જાય છે તેમ તળાવ આગળથી ઇમારતવાળી ટેકરીને મથાળે પત્થર પહોંચાડતા. બપોર પછી ટૂંક વખતમાં તે જગાપર પત્થરનો ઢગ થઇ જતો. શહેરમાંથી લોકોનાં ટોળેટોળાં આ જોવા નીકળી પડતાં. તેમાંનાં

ઘણું આ છોકરાઓ તરફ તિરસ્કાર દર્શાવતા, તેમની મજાક કરતાં કારણકે એ વાત યાદ રાખવી જોઇએ કે ઉચ્ચ કોમનાં ઘણાં માણસને હાથની મહેનત કરતાં શરમ આવે છે. આ વિદ્યાર્થીઓને કામ કરતા જોઇ બીજા કેટલાક છોકરા પણ મોં મચકોડતા. કેટલાક વિદ્યાર્થીઓ પણ, સામું મોં મચકોડતા. શાળાના જૂના વિદ્યાર્થીઓ પોતાની ઑફિસમાંથી પોછા ઘેર જતાં આ કામ પર દાખલ થતા હતા. તેઓમાંના એકે એક માણસને આ કામની હાંસી કરતાં જોયો. તરતજ તેણે તેને ગરદનથી પકડી, લાઇનમાં લીધો અને તેને કામ કરવાની ફરજ પાડી. છોકરાઓને જ્યારે જ્યારે વખત મળતો રહ્યો ત્યારે ત્યારે તેઓ આ કામ કરતા રહ્યા અને જેઓ આ કામનો તિરસ્કાર કરતા તેમને પણ ધીરેધીરે આ કામ તરફ તેઓએ વાળ્યા. એક દરજી પોતાનો ધંધો મૂકી આ મજૂરીના કામમાં પડ્યો હતો. જ્યારે એક બીજો માણસ છોકરાઓ માટે ચા બનાવતો.

ઉચ્ચ ચરિત્રવાળા કોઇ યુવાનને સેવા કરવાની ખરેખરી ઇચ્છા હોય તો તેણે બેસી રહેવું જોઇતું નથી. કોઈ જાહેર સંસ્થાના કામકાજમાં મદદ કરવાને પોતે તૈયાર છે એમ તેણે તેના સેક્રેટરીને જણાવવું. આ રીતે સેવા કરવાના અને અનુભવ મેળવવાના માર્ગ સામાન્ય રીતે ખુલ્લા થશે.



# प्रकरण १४ मुं.



## પ્રાણીઓ પ્રત્યે થતી નિર્દયતાનો અટકાવ.



" માણસમાં છોકરૂં અને તેથી ઉતરતા જગતમાં જાનવર દયાને પાત્ર છે, જેઓ તેમના હકની અવગણના કરે છે, તેમને પોતાના સંબંધમાં ન્યાય અગર દયાની આશા રાખવાનો હક નથી." *

" પ્રાણીઓની સંભાળ, તેને સરજનાર લે છે. માણસ તેમ જાનવર ઉપર જુલમ કરનારને ઈશ્વર તરફથી બદલો મળે છે." વિસ્મા.

" તારા રક્ષણ માટે જેમ તું ઈશ્વર તરફ દૃષ્ટિ કરે છે તેમ મૂગાં અને નિરાધાર પ્રાણી, રક્ષણ માટે તારા તરફ દૃષ્ટિ કરે છે. તેમને માટે તારામાં દયાની લાગણી નહિ હોય તો, ઈશ્વરની દયા માટે તું પોતે દાવો કરી શકે નહિ"

બુદ્ધ.

" દયાના સદ્ગુણમાં બળાત્કાર હોતો નથી, તે અસ્ખલિત, સ્વતંત્ર હોય છે. આકાશમાંથી વરસતા ધીરા વર્ષાદની પેઠે તે વરસે છે. તેના બે લાભ છે. જે દયાનો કામ કરે છે, તેમ જે દયાનો લાભ લે છે, તે બંનેને તે સુખકર થઇ પડે છે." શેક્સપિયર.

" સખાવત અને દયાના પ્રદેશમાં પ્રભુનાં મૂગાં અને અશરણ પ્રાણીઓનો સમાવેશ જે સુધારામાં નથી તે સુધારો પૂરો નથી."

મહારાણી શ્રીવિક્ટોરિયા.

---

* "The child in humanity and the animal in the lower world—these are the objects of compassion; and those who ignore their rights, have no claim to hope for either justice or mercy for themselves"

## પ્રાણીરક્ષા અને હિંદુસ્તાન.

સામાજિક સેવામાં મનુષ્ય તેમ અન્ય પ્રાણીઓનો પણ સમાવેશ થવો જોઈએ. ઇતર પ્રાણીઓ પ્રત્યેની મનુષ્યની ફરજનો હિંદુસ્તાનમાં હમેશાં ઉંચો ખ્યાલ રહેલો છે. સેંકડો વર્ષથી સાર્વજનિક તેમ ખાનગી સખાવતમાં તેમના સંકટનિવારણ માટે ખાસ ગોઠવણ થતી આવી છે. પરન્તુ જગતના સર્વ ભાગનાં પ્રાણીના વધારે સારા રક્ષણનાં સાધન વિષે વિચાર કરવા એકેક વર્ષ ઉપર લંડનમાં મળેલી ઇંટરનેશનલ કોંગ્રેસમાં હિંદુસ્તાન તરફના દરેક નિબંધમાં બતાવવામાં આવ્યું હતું કે પ્રાણીઓના રક્ષણ માટે આ દેશમાં ભરવામા આવતાં પગલાં પુરતાં નથી, યુરોપિયનો તેમજ હિંદીઓ પ્રાણીઓનાં દુઃખ તરફ બેદરકાર, બેપરવા છે. તેઓને તે તરફ લાગણી નથી, અને આ દેશના પ્રાણીજીવનની શોકજનક સ્થિતિ સુધારવા માટે મજબૂત યત્ન કરવાનો સમય આવી પહોંચ્યો છે.

### આ સંબંધમાં સામ્રાજ્યને લગતું એક હિંદી મંડળ.

એમ માનવામાં આવે છે કે જો આ બાબતમાં વધારે લાગણી ઉત્પન્ન કરી શકાય તો, આમાંની ઘણી નિર્દયતા અટકાવી શકાય. આ કામ કરી શકવા માટે, પ્રાણીઓ તરફની નિર્દયતા અટકાવવા સારૂ, કલકત્તામાં હેડ ઑફિસ રાખી એક મોટી ઇમ્પીરિયલ ઇંડિયન સોસાઇટી સ્થાપવા ભલામણ કરવામા આવી હતી. હિંદુસ્તાનના સઘળા ભાગમાંથી પ્રાણીઓના કલ્યાણને લગતી અરજોનો આ સંસ્થા સ્વીકાર કરશે, આ સંસ્થામાથી સલાહ અને મદદ મળી શકશે અને સ્થાનિક મંડળો સ્થાપવાના અને ચલાવવાના કામમાં રસ ઉત્પન્ન કરી શકાશે.

### લોકમતની આવશ્યકતા.

પ્રાણીઓ પ્રત્યેની નિર્દયતા સામે લોકમત ઉભો કરવામાં વિદ્યા-

થીઓ પોતાની વગસગનો ઉપયોગ કરે એ બાબતનું મહત્વ પંજાબના એક વિભાગી મેજીસ્ટ્રેટે મજબૂત રીતે બતાવી આપ્યું છે. મ્યુનિસિપેલિટિઓ અને કેન્ટોન્મેન્ટો ઉપરાંત, અન્ય સ્થળે ૧૮૯૦ ના ૧૧ મા એક્ટનો અમલ વધારવો જોઇએ કે કેમ તે બાબતમાં સરકારે તેનો અભિપ્રાય માગ્યો હતો. તેણે જવાબ દીધો કે જાહેરમતનો હાલનાજ કાયદાને એટલો ઓછો ટેકો હતો કે તેમાં વધારો કરવાથી અયોગ્ય જૂલમ કરવામાં આવ્યો છે એવું બહાનું કાઢવામાં આવશે. મ્યુનિસિપલ હદમાં અને કેન્ટોન્મેન્ટમા, પ્રાણીઓના રક્ષણ માટે લોકોને લાગણી નથી અને તેથી જ ગામડામાં પ્રાણીઓના રક્ષણનો વિસ્તાર અટકતો જાય છે એવો તેનો અભિપ્રાય હતો. આથી કાંઈ પણ ન કરવું એનું નામ કાયદાનો પ્રતિબંધ. સબળા વિદ્યાર્થીઓ લોકમત ઉત્પન્ન કરવામાં કાંઇને કાંઇ કરી શકે છે.

## સ્થાનિક મંડળોથી શું થઈ શકે ?

આ હેતુ પરિપૂર્ણ કરવા, સયુક્ત હીલચાલ માટે ઘણાં ગામમાં સ્થાનિક મંડળ સ્થપાયાં છે. કાયદેસર સજાની પ્રતિબંધક અસરથી જ માત્ર, નિર્દયતા અટકાવવાનો તેમનો હેતુ નથી પણ બળદ, ઘોડા, ગધેડાં આદિના માલિકોમાં પ્રાણીઓની સલાહ અને સારવાર બાબત લાગણી ઉત્પન્ન કરવાનો તથા દયાની લાગણીમાં અભિવૃદ્ધિ કરે તેવા આવેશને ઉત્તેજન આપવા તથા પોષવાનો છે. કેટલાંક મંડળોએ પાળેલાં પ્રાણીઓ પ્રત્યેના વર્તનવિષે ચોપાનીયાં વહેંચી અને મહેલ્લામાં ઢોરો માટે હવાડા વગેરે ઉભાં કરી આ હેતુ પાર પાડવા મહેનત કરી છે. પણ નિર્દયતાના ગુન્હા, ઘણીવાર, અજ્ઞાન વર્ગના લોકો કરે છે. કાયદાની હરકતો તથા સજાથી જ તેઓને અટકાવી શકાય છે. જે લોકો કાયદો જાણતા હોય તેઓ ચેતવણી આપી શકે તેમ જ ગુન્હેગારને

પકડવા માટે પોલિસ વગેરેને આગ્રહ કરી શકે. જાનવરો ઉપરનો ભાર સહેલાઇથી તોળી શકાય તે માટે કલકત્તાના એક લાગણીવાળા માણસે એક યાંત્રિક કાંટો આપવા મરજી બતાવી હતી. ઢોરોની સારવાર માટે સરકાર તરફથી ઔષધાલય, ડૉકટરો વગેરે રાખવામાં આવ્યાં છે.

## કાયદો.

પ્રાણીઓ પ્રત્યે થતી નિર્દયતા અટકાવવાને લગતા કાયદાની માહિતી કોઇપણ વકીલ પાસેથી મળી શકે. આ માહિતી મેળવી, જ્યાં નિર્દયતા અને ક્રૂરતાના દાખલા બને ત્યાં ગુન્હેગારને ઘટતી સજાએ પહોંચાડવાને પરોપકારી જન તરફથી પ્રયાસ થવો જોઇએ. તમારા ગામમાં પ્રાણીઓ પ્રત્યેની ક્રૂરતા અટકાવનાર મંડળી હોય તો ગુન્હેગારનું નામ મંડળીના વહીવટ કરનારાઓને આપો. જો કોઈ તેવી મંડળી ન હોય અને ગાડી પરવાનાવાળી હોય તો તેનો નંબર પોલિસને આપો. પરવાનાવાળી ગાડી ન હોય તો, ગાડીવાળાનું પૂરૂં નામ અને શિરનામું પોલિસ અમલદારને આપો.

## ગુન્હાના પ્રકાર.

પ્રાણીઓ પ્રત્યેની નિર્દયતા શહેરોમાં વધારે જોવામાં આવે છે. ભાડાની ગાડીના ઘોડા પાસે ગજા ઉપરાંત કામ લેવામાં આવે છે, બળદ પાસે ગજા ઉપરાંત બોજા ખેંચાવવામાં આવે છે. તેઓને પૂરતો ખોરાક આપવામાં આવતો નથી. ભાગ્યેજ તેમને સાફસુફ રાખવામાં આવે છે, ભાગ્યેજ તેમની બરદાશ કરવામાં આવે છે. તેમની બરાબર તજવીજ રાખવામાં આવતી નથી છતાં તેમની પાસેથી, તેમના ગજા ઉપરાંત, જોરજૂલમથી કામ લેવામાં કચાશ રાખવામાં આવતી નથી. બોજાથી બળદની આખો બહાર નીકળી આવતી ઘણીવાર જોવામાં આવે છે. તેઓ અટકે છે છતાં તેમને કાંઇપણ રાહત આપ્યા

વગર દૂરી સખ્ત બોજો લઇ જવા તેમને ફરજ પાડવામા આવે છે. દૂઝણી ગાયોને પ્રકાશ અને પૂરતા લીલા ઘાસ વગર ગલીચ જગામા, ગીરદીમાં ગોંધી રાખવામાં આવે છે. ગાડીઓમાં નાના ટટ્ટુ જોડવામા આવે છે. ચાબુકનો ઉપયોગ કરવામા બાકી રાખવામાં આવતી નથી અને ગાડીને બહારથી તેમજ અંદરથી માણસ અને સામાન, માલવડે ભરવામાં આવે છે. મરઘાં, બતકાં અને બીજા પક્ષીઓને લાવતા લઇ જવામાં તેમના તરફ જે નિર્દયતાથી વર્તવામા આવે છે, તેમની જે કમબખ્તી કરવામા આવે છે તે એક હમેશનો જાણીતો દેખાવ છે અને પ્રાણીઓને લાગણી છે, તેમને દુખ થાય છે, તેની માહિતીની ખામીને લીધે આ પ્રમાણે થાય છે. ખીચોખીચ ભરેલા કરંડીયા, ટોપલા, બાંધેલા પગ, વાળેલી પાંખો, પાણીનું નામ નહિ અને પીછાંનું એક પોટકું હોય તેમ તેમને પકડવાં એ તેઓ તરફની સામાન્ય ગેરવર્તણૂકના, નિર્દયતાના દૃષ્ટાંત છે.

### શું થઈ શકે તેના દાખલા.

પ્રાણીઓ તરફની નિર્દયતા અટકાવનારી મુંબાઇની મંડળીના એક રિપોર્ટ ઉપરથી જણાય આવે છે કે, ક્ષુરણ લાગેલો, લગડો, નબળો પડી ગયેલો, ઘામેલો, છોલાયલી છાતી, છોલાયલા પગ, છોલા યલુ શરીર, પીઠ પડવી વગેરે બાબતોને લગતી ઘોડાઓ પ્રત્યેની નિર્દયતા માટે ૭૪૭ માણસ ઉપર કામ ચલાવવામાં આવ્યુ હતુ. બળદ પ્રત્યેની નિર્દયતા માટે ૯૬૩૫ માણસો ઉપર કામ ચલાવવામાં આવ્યુ હતુ. ભેંશોના સંબંધમા ૭૮ મુકદ્દમા ઉભા કરવામા આવ્યા હતા બે વર્ષમા ૧૦૪૬૨ કેસમા સજા કરાવવામા આવી હતી.

### કલકત્તા અને શ્રીનગરમાં થયેલું કામ.

સન ૧૯૦૬ ના કલકત્તાના રિપોર્ટ ઉપરથી જણાય છે કે ૬૨૨૧

માણસોને પકડવામાં આવ્યા હતા. ૬૦૨૨ કેસમાં સજા થઇ હતી. ૧૦૯ માણસને ચેતવણી આપી છોડી દેવામાં આવ્યા હતા. રેવરંડ સિ. બિસ્કો શ્રીનગરની પોતાની હાઇસ્કૂલમાં થયેલા કામકાજ વિષે નીચે મુજબ લખે છેઃ—કાશ્મીરમાં સારા રસ્તા ઓછા હોવાથી, શહેરમાંથી તેમ શહેરમાં, ગામમાંથી તેમ ગામમાં, સઘળું ઉત્પન્ન, ભારબરદારી જાનવર અને મજૂરનાં ટોળાંવડે લઇ જવામાં આવે છે. હજારો ગધેડાં આ કામ કર્યે જાય છે, પણ સખ્ત ઠંડીના સમયમાં રસ્તા બરફને લીધે બંધ થઇ જવાથી કામકાજ પણ બંધ પડે છે એટલે ગધેડાં બેશી રહે છે અને આમ થવાથી, કામ નહિ તો પગાર નહિ એ સિદ્ધાંતે તેમના માલિક ચાલે છે, તેમને ખવડાવવાની જરૂર તેમને જણાતી નથી. તેઓ તેમને બરફવાળા મહેલ્લાઓમાં, તેમને જે મળી આવે છે તે ખોરાક વીણી ખાવા ધકેલી મૂકે છે. આનું પરિણામ એ આવે છે કે મહેલ્લાઓમા અને ગલીઓમાં રખડતા કૂતરા અને અર્ધીભૂખે મરતી ગાયો સાથે, રોટલીના કાંઇ કકડા અગર અજીઠવાડ માટે તેઓને લડાઇમાં ઉતરવું પડે છે. કોઇપણ માણસ સાથે આ બાબતમાં તમે વાત કરશો તો આ કામ ક્રૂરતાભરેલું છે, એમ તેઓ કહેશે પરંતુ તેથી વધારે તેઓ કાંઇ કરશે નહિ. આવી જગાએ, પ્રાણીઓ તરફની નિર્દયતા અટકાવનાર મંડળોની જરૂર છે. આ દેશના લોકો પ્રાણીઓ તરફ દયાભાવ રાખે છે એમ આપણે અભિમાન રાખીએ છીએ પરન્તુ તે વિચારમાત્રમાં જ છે. હિંસા થાય તે સામે તેઓ વાંધો લે છે પણ નિર્દયતા અટકવી જોઇએ એ વિચાર જોઇએ તેવો તેમના મગજમાં ઉતર્યો નથી. દાખલા તરીકે મરવાની અણીપર આવેલાં પ્રાણીઓની આંખો, કાગડા, ગીધ વગેરે કોચે છે, કૂતરાઓ તેમને ફાડી ખાય છે. પ્રાણીઓને આવાં દુઃખ ભોગવતાં જોવાં તેના કરતાં તેમનું મૃત્યુ ઇચ્છવું એ કેટલીક રીતે વધારે દયાળ કામ જણાય છે

રેવરંડ સિ. બ્રિસ્કો લખે છે કે:–" સખ્ત ઠંડીના એક વખતમાં વિદ્યાર્થીઓએ આ બાબતમાં કાંઇક કરવું એવી સૂચના કરવામાં આવી. વિદ્યાર્થીઓએ આ બાબત ઉપાડી લીધી. ગધેડાં એ ગંદાં જાનવર છે અને તેમને કેમ અડાય, કેમ પકડાય એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે કેટલાક બ્રાહ્મણવિદ્યાર્થીઓએ ઉઠાવ્યો. એક શિક્ષક બ્રાહ્મણ હતો પણ સુધરેલો હતો. તેણે જણાવ્યું કે દયાનાં કામમાં જ્ઞાતિનો સવાલ ઉઠવો જોઇએ નહિ.

વિદ્યાર્થીઓએ પોતાનું કામ ઉત્સાહ અને આનંદથી કર્યું. તેઓએ ભૂખે મરતાં ૮૦ ગધેડાં અને બે ગાયો પકડી. બ્રાહ્મણો ગધેડાંને ગંદાં ગણી અડે નહિ પણ તેમને હાંકી શકે, તેમને ગળે દોરડું નાંખી ખેંચી લાવી શકે, તેમને કાંઇક ખાવાનું ધરી લલચાવી શકે. આ રીતે તેઓ આ કામ કરવામાં ફત્તેહમંદ થયા હતા.

બિચારાં ગધેડાં એટલાં ભૂખ્યાં હતાં કે પહેલી રાત્રીએ તેઓ શાળાની બારી ઉપરનો કાગળ પણ ખાઇ ગયાં. કેટલાક છોકરાઓ પોતાને ત્યાંથી પરાળ અને ફોતરાં લાવતા અને તેમને ખવડાવતા. આ ગરીબ પ્રાણીઓ માટે તેઓને બહુ લાગણી હતી.

ગધેડાંના માલિકને ગધેડાં લઇ જવાની ખબર પડતાં તેઓ તેમને પાછાં લેવા આવતા ત્યારે નાટકનો એક દેખાવ થઇ રહેતો. આ લોકોને અમે નિર્દયતા અને દયાના સંબંધમાં બે બોલ કહેતા અને તે જાનવરો માટે અમે જે કાંઇ ખર્ચ કર્યું હોય તે આપવાની, તેમ તેમના મકાનમાં હવે પછી ગધેડાંને બરાબર ખવડાવવામાં આવે છે કે કેમ તેની અમારા શિક્ષકો અને વિદ્યાર્થીઓમાંના ઇન્સ્પેક્ટરોને હમેશાં જોવા દેવાનું કબૂલ કરવાની શરતે, અમે તેમને ગધેડાં પાછાં આપતા.

શહેરમાં અજવાળાડ વગેરે વધારે ખાવાનું મળશે એ વિચારથી ગામડાંના લોકો ગધેડાં છોડતા. તેઓ રખડતાં માલમ પડતાં, વિદ્યા-

ર્થીઓ પકડતા. ઋતુ બદલાતાં, તેમના માલિક, તેમની દરકાર કરતા આવતા. વિદ્યાર્થીઓ તેમને બિલ બતાવી દેતા.

સખ્ત ઠંડીથી બે લાભ જણાતા. (૧) ગધેડાંને ભાર ખેંચવાથી પીઠ પડતી તે રૂઝાવાનો વખત મળતો. (૨) વિદ્યાર્થીઓ, આ પ્રાણીઓ તરફની બેદરકારી દૂર કરવામાં ઉપયોગી થઇ પડતા, મનુષ્યત્વના ખરા સદ્‌ગુણ, દઢતા અને દયા તેઓ બતાવી શકતા, તેઓ દયાનાં કામ કરતા અને મનુષ્યત્વ દેખાડી આપતા. લંગડાતાં, નબળાં, ટટ્ટુ અને ગધેડાંપરનો બોજો ઉતારી નાંખવાને વિદ્યાર્થીઓ તેમના માલિકને કહેતા. માલિકોની મરજી વિરૂદ્ધ તેઓ જાતે તેમના ઉપરના બોજા ઉતારી નાંખતા; તેથી માલિકો ખીજાઇ જતા, અને આ રીતે જાનવરોની સેવા કરવા જતા વિદ્યાર્થીઓને કેટલાંક સંકટ પણ વેઠવાં પડતાં. આથી ઘણી વખત લડાઈ પણ થતી અને જાનવરોના માલિક છોકરાંઓ કરતાં વધારે બળવાન્ હોવાથી અસલથી થતું આવ્યું છે તેમ દુષ્ટનો જય થતો અને ધર્મિષ્ટનો પરાજય થતો. કોઈ કોઈ વાર જો કે પોતાનો બચાવ કરવાની કળા જાણનાર પોતાના જ્ઞાનથી બચી જતા. રેવરંડ મિ. ફ્લેમિંગ કહે છે કે " એક છોકરાનો દાખલો મારા જાણવામાં છે. તે ઠીંગણો હતો. લડાઇમાં તે ફાવી શકે એમ નહોતું. એક લંગડાતા પ્રાણી ઉપરના બોજામાંનો કેટલોક ભાગ તેણે પોતે ઉઠાવી લેવા, તેના માલિકને ખુશી બતાવી. ગધેડાએ અને પોતે થોડો થોડો બોજો ઉપાડી લીધો, તકરાર ન કરી. એક દિવસ બે છોકરાઓ હેડ માસ્તર આગળ આવ્યા. તેમની આંખમાં આંસુ હતાં, તેમનાં કપડાં ફાટેલાં હતાં. તેમની ચામડી ચચરતી હતી. વધારે બળવાન્ અને સંખ્યાબંધ માણસોની સામે, ગધેડાંનો પક્ષ લેવાથી આ પરિણામ આવ્યું હતું. આમ બને ત્યારે અમારે શું કરવું તે તેઓ હેડ માસ્તરને પૂછવા લાગ્યા. તેઓએ કહ્યું કે મુશ્કેલીમાં આવી પડેલાં પ્રાણીઓની વહાર

કરવાનું અમને કહેવામાં આવે છે પરન્તુ અમે જ્યારે તેમ કરવા જઈએ છીએ ત્યારે અમને પણ સોસવું પડે છે હેડ માસ્તર બ્રાહ્મણ હતા. ઘણા ચાલાક હતા. તેઓ કાંઈ બોલ્યા નહિ પરન્તુ તેમણે પોતાના બળવાનમાં બળવાન છોકરાઓને બોલાવ્યા અને ગધેડાં હાંકનારની પૂઠે પકડી. સન્તનો પ્રશ્ન લઈએ તો આ ચઢાઈમાં ફતેહ મળી નહિ. કારણ કે ગધેડાંવાળાઓએ લડવા કરતાં નાસવાનું વધારે દુરસ્ત ધાર્યું. તેઓ ગધેડાં અને તે ઉપરનો બોજો મૂકીને નાઠા. છોકરાઓના પ્રશ્નને એ રીતે જવાબ મળ્યો. એક તો સત્યનો વિજય થાય તે માટે તેઓએ મુક્કાબાજીની તાલિમ લેવી અને બીજો એ કે જેઓ આ જગતમાં અસત્યને બદલે સત્ય પ્રવર્તાવવા માગતા હોય તેમણે ઠોંસા ખાવાને પણ તૈયાર રહેવું જોઈએ. દરેક સુધારકને સુધારો કરવા જતાં જે સહન કરવું પડે છે તે સહન કરવાને જેઓ તત્પર ન હોય તેમણે તે કામ છોડી દેવું જોઈએ. બહાદૂર માણસોજ તે કામ કરી શકશે એક શિયાળામાં કાશ્મીરની આજ સ્કૂલના વિદ્યાર્થીઓએ ભૂખે મરતા ૧૦૦ ગધેડાં બચાવી લીધા અને તેમને તેઓએ ખવડાવ્યું.

રેવરંડ મિ. ફ્રુલેમિંગે આપેલું ઉપર જણાવેલું શ્રીનગર હાઈ સ્કૂલનું દૃષ્ટાન્ત ઉપદેશજનક છે. આ તરફ પણ ખેડૂતવર્ગ સિવાય અન્ય સામાન્ય વર્ગના લોકો, જાનવર જ્યાં સુધી કામ આપે ત્યાં સુધી તેમની કાળજી રાખે છે, વાજબી રીતે જોઈએ તો તેઓ કામ આપવા છતાં તેમને જે ખોરાકી મળવી જોઈએ, તેમની જે સંભાળ રહેવી જોઈએ, તેમના તરફ જે માયાળુ, દયાળુ વૃત્તિ રહેવી જોઈએ તે કાંઈ થતું જ નથી. આ તરફ પણ ઘાંચીના બળદ, રબારી તેમ બીજાની ગાયો, કુંભારના ગધેડાં જે મળે તે વીણી ખાવા પોળે પોળે અને મહોલ્લે મહોલ્લે ભટકે છે તે ઉપરથી જણાઈ આવે છે કે આ સર્વ લોકોને તેમનાં જાનવર માટે થોડીજ લાગણી હોય છે. મનુષ્ય પોતાના

શરીરસંરક્ષણ માટે સામાન્ય રીતે ખાનપાન, આરામ વગેરે બાબતોની જે કાળજી રાખે છે તેટલી કાળજી તે પોતાનાં જાનવર માટે રાખે તો આ પ્રશ્ન વિષે ચર્ચા કરવાની જરૂર રહે નહિ.

## સંક્ષેપમાં સૂચનાઓ.

૧. કાયદાની એક પ્રત મેળવો.
૨. જાતે તેનું જ્ઞાન સંપાદન કરો અને અન્યને તેનું જ્ઞાન આપો.
૩. આ બાબત લોકમત અમુક સ્વરૂપ લે તે માટે કોશિસ કરો.
૪. તમારા ગામમાં, નિર્દયતા અટકાવનાર કોઈ મંડળી હોય તો તેને મદદ કરો.
૫. આ વિષયપર નિબંધમાળા રચાય તેવી ગોઠવણ કરો. (સામાજિક અભ્યાસ વિષેનું પ્રકરણ ૨૦ મું જૂઓ.) આમાંના ઉત્તમ પ્રકટ કરી તેનો પ્રચાર કરો.
૬. વસ્તુસ્થિતિની તપાસ તમે જાતે કરો.
૭. જોયેલા કેસના સંબંધમાં ચેતવણી આપો અગર તે વિષે રિપોર્ટ કરો.



# प्रकरण १५ मुं.

## શહેર અને ગામડાંનો સુધારો.

" પોતાને રહેવાના સ્થળ વિષે જે માણસને અભિમાન હોય, તે મને ગમે છે. પોતાના નિવાસસ્થાનના લોકો પોતાને માટે મગરૂર થાય તેવી રીતે જીવન ગાળનાર માણસ મને ગમે છે. પ્રમાણિક થવું પણ કોઇનો તિરસ્કાર ન કરવો. કોઇ માણસના અન્યાયના કામને ઉથલાવી પાડો પણ અન્યાય દૂર કરવાને તે માણસને ઉથલાવી પાડવાની ખાસ જરૂર ન હોય તો તે માણસને ઉથલાવી પાડશો નહિ. સત્યનો પક્ષ, કરનાર ગમે તે હોય પણ તેનો તમે પક્ષ કરો. જ્યા સુધી તે સત્યનો પક્ષ કરે ત્યાં સુધી તેની બાજુમાં રહો. તે આડે માર્ગે ચાલે ત્યારે તેનાથી છુટા પડો. " અબ્રહામ લિંકન.

" જે સુખ વધારે આપે છે તેને વધારે સુખ મળે છે. જગતનું સૌંદર્ય પોતે કાંઇક વધાર્યું છે એવી વસ્તુસ્થિતિ પોતાની પાછળ, મૂકી જવાને જે મહેનત કરે છે તેની ઈશ્વર અને મનુષ્ય તરફથી કદર થશે."

### વ્યક્તિ શુ કરી શકે ?

પોતાના ગામના અગર શહેરના સુધારા માટે ખરા દિલથી કામ કરવાને કોઇપણ માણસ તૈયાર હોય તો તે ઘણુ કરી શકે. કોઇપણ માણસ પોતાની ભાવનાઓને આગ્રહથી વળગી રહી, તેની પરિપૂર્ણતા માટે તેની તરફેણમાં લોકમત ઉત્પન્ન કરે તો ઘણું થઇ શકે. આ બાબતમાં વ્યક્તિએ કેમ ચાલવુ તેના કેટલાક માર્ગ નીચે મુજબ છેઃ--

૧. તમારૂ મકાન અને તેની આજુબાજુની જગા સ્વચ્છ, સાફ-સુફ અને બને ત્યાં સુધી સુંદર રાખો. તેને સ્વચ્છતા અને સુંદરતાનો નમુનો બનાવો

૨. તમારા ગામના લોકો, ગામના સુધારા માટે એક મંડળ સ્થાપે તેવી લાગણી ઉત્પન્ન કરો. એકાદ રૂપિઓ આ મંડળની વાર્ષિક ફી તરીકે રાખો. શાળાની જમીન સુધારવી, ગામમાં લાઇબ્રેરી અગર વાચનગૃહ ઉઘાડવાં, શાળામાં સારાં ચિત્ર મૂકવાં, શાળાના મકાનમાં કે કોઈ સાર્વજનિક હૉલમા શિક્ષણપ્રદ ભાષણ અપાવાની ગોઠવણ કરવી. આ પ્રકારની મહત્વની હીલચાલ ઉભી કરો.

૩. રસ્તા ઉપરના કાગળના કકડા, પથરા, ઇંટાળા વગેરે દૂર કરવા એ એક પ્રકારની સેવા છે એમ છોકરાંઓને સમજાવો અને તેવી સેવા કરવા તત્પર હોય તેવાં છોકરાંનાં નામ નોંધો.

૪. અડચણો બાબત વારંવાર રિપોર્ટ કરવા, વાંધા ઉઠાવવા.

૫. "આરબર ડે"* નો વિચાર દાખલ કરવો. તે શું છે તથા પશ્ચિમ તરફના દેશોનું સૌંદર્ય વધારવામાં તેથી કેટલી મદદ મળી છે તે વિષે નિબંધ તૈયાર કરાવો.

૬. ઝાડ અને વેલા રોપવા. અમુક ઝાડ મેં વાવ્યુ છે, તેની શાખાઓ કેવી ખીલતી જાય છે, ફેલાતી જાય છે તેવુ વિદ્યાર્થીઓને અભિમાન થાય તે માટે વિદ્યાર્થીઓને ઝાડ રોપવાના કામમાં ઉત્તેજન આપો. અનુકૂળ છોડ મફત અગર કિંમતથી મળી શકે અને ઝાડ વાવવાના કામમાં સરળતા મળે તેવો બંદોબસ્ત કરો.

૭. સારૂં, ચોખ્ખું પાણી મળી શકે અને ગંદા પાણી વગેરેનો નિકાસ થાય તેવી યોજના માટે હીલચાલ કરો.

૮. મહોલ્લામાં સુંદર દીવાબત્તીની સગવડ થાય, સુંદર ફૂવારા બંધાય, એમ કરો. સુંદર સંજ્ઞાઓ, નામ તૈયાર કરો.

૯. રમતગમતનાં સ્થાન તૈયાર કરો. ( પ્રકરણ ૭ મું જૂઓ. )

---

* ઝાડ રોપવાનો દિવસ

૧૦. મહેલ્લાનો કચરો એક ઠેકાણે નાંખવા માટે અમુક જગાઓની ગોઠવણ કરો.

૧૧. શહેરસુધારા મંડળીઓ આ કામ બરાબર કરે તેવો આગ્રહપૂર્વક બંદોબસ્ત રાખો.

૧૨. સારી શાળાઓ અને સર્વ વર્ગ માટેની શાળાઓની સ્થાપના માટે હીલચાલ કરો.

૧૩. જે લોકો પોતાનાં ઘર અને આંગણામાં સારામાં સારો સુધારો કરતા રહે તેમને ઇનામ આપવાં.

૧૪. છોકરાંઓમાં બીજ વહેંચવાં અને સારામાં સારી ફૂલવાડી બનાવનારને ઇનામ આપવાં. અમેરિકાની આવી એક હોમ ગાર્ડનિંગ એસોસિએશન* તરફથી એક વર્ષમાં અર્ધા આનાનાં ૪૨૬૬૧૧ પડીકાં મંગાવવામાં આવ્યાં હતાં.

૧૫. આ વિષય શાળાઓમાં દાખલ કરો.

૧૬. સ્વચ્છતાનો એક દિવસ ઠરાવો. તંદુરસ્તી ખાતું, મ્યુનિસિપલ કમિશનર, શાળાના અધિકારીઓ અને ખાનગી આસામીઓ એ પરસ્પર સહાયતાથી મહેલ્લાઓ સાફ કરાવવાનો, ગટરો ધોવડાવવાનો, પાટીયાં ફરીથી ચીતરાવવાનો, બારીઓ સાફસુફ રખાવવાનો, કચરો દૂર કરાવવાનો બંદોબસ્ત આ દિવસે કરવો.



* ઘર આગળ બગીચા બનાવવાની હીલચાલને ઉત્તેજન આપનાર મંડળ.

# प्रकरण १६ मुं.

## હોસ્ટેલમાં રહેતા વિદ્યાર્થીઓની કેટલીક સામાજિક ફરજો.

### ( ૧ )

### આત્મશાસન.

વિદ્યાર્થીઓના સમુદાયને, તેમના ઉપરી અધિકારીઓ તરફથી ) નિશ્ચિત હુકમ કરવા પડે તો તે સમુદાયના આત્મશિક્ષણને આગળ વધવામાં નુકશાનકારક થઇ પડે. કૉલેજના પ્રિન્સિપાલની એકાદ આજ્ઞાથી વિદ્યાર્થી બહારથી તે આજ્ઞાનું પાલન કરે, સન્માર્ગે ચાલે પણ તેથી વિદ્યાર્થી એક અમૂલ્ય તક ગુમાવે છે. વિદ્યાર્થીસમાજને સલાહ, દૃષ્ટાંત, મિત્રતાભરી સૂચનાઓ મળતી રહે, નિઃશબ્દ અસર થતી રહે એ જરૂરનું છે. આજ્ઞાની જરૂર નથી. કાંઇ પણ કરવાને પોતાને આજ્ઞા થાય એ વિદ્યાર્થીઓએ પસંદ કરવું ન જોઇએ. તેમના ઉચ્ચ જીવન માટે આ બાબત મહત્વની છે. આ શિવાય ઉચ્ચ ચરિત્ર સંપાદન થઈ શકે નહિ. ઐચ્છિક આચારવિચાર વડેજ ચરિત્રનું બંધારણ થાય છે. સામાજિક જીવનમાં અમુક પરિણામ મેળવવા માટે, વિદ્યાર્થીઓને આજ્ઞા કરવાની તેમના શિક્ષકોને જરૂર પડે એનો અર્થ એજ કે જે શુદ્ધ લક્ષણ વડે ચરિત્ર બંધાય છે તેની અવગણના કરવી.

### સાર્વજનિક મતની વિશિષ્ટતા વધારવી.

વિદ્યાર્થીઓ, છોકરાઓ અગર છોકરીઓ સ્વેચ્છાથી જ્યારે ન્યાયથી અને પ્રમાણિકતાથી, બહાદૂરીથી ચાલવાનું પસંદ કરે સારેજ

ચરિત્રની ઉચ્ચતા માટે તેઓએ કાંઇ કર્યું કહેવાય. આથી વિદ્યાર્થીઓ જે સમાજમાં હોય તે સમાજ માટે તેમણે પોતાની દીર્ઘ દૃષ્ટિનો, ડહાપણનો ઉપયોગ કરવો જોઇએ કોઈ સારી બાબતમા સાર્વજનિક મત મજબૂત હોય તો તેને ટકાવી રાખવાની જવાબદારી વિદ્યાર્થીને માથે છે સ્વભાવથી કદાચ એમ્ન અગર સામાજિક જીવન તેને પસંદ ન હોય પણ તેને જે શિક્ષણ, જે કેળવણી, જે જ્ઞાન અગર દીર્ધદૃષ્ટિ મળ્યાં હોય તેનો પોતાની આજુબાજુનાં લોકો માટે ઉપયોગ કરવો એ પ્રત્યુ પ્રત્યેનું તેનું કર્તવ્ય છે વર્ગમા નગર ચદનાના સંબન્ધમાં, રમતગમતના સબંધમાં, સાર્વજનિક ઉપયોગની જગાઓના સબંધમા જે નાના નાના નિયમો કરવામા આવે છે તેથી દરેક જણને શરમની લાગણી ઉત્પન્ન થતી જોઇએ કોઇ પણ બીજાની સ્વેચ્છાથી પસંદગી કરવી એ ચરિત્રની ઘટના માટે જરૂરનું છે આવા નિયમોથી પસંદગીનો વિસ્તાર સંકુચિત થઇ જાય છે કાંઇ પણ સારી બાબતમા લોકમત ઉત્કટ અને મજબૂત રહે તે માટે મહેનત કરવી એ તમારૂ પ્રથમ સામાજિક કર્તવ્ય છે.

## ( ૨ )

**જીવન ઉચ્ચ થવા માટે પૂરવણી કરે તેવી બાબતોનું મહત્વ.**

નાનાવિધ પરિસ્થિતિમા પોતાના જીવનને વિરોધી બાબતો કરતાં જે કાંઇ પુરવણી કરે તેવી બાબતો હોય તેને મહત્વ આપવુ એ વિદ્યાર્થીઓનુ બીજુ સામાજિક કર્તવ્ય છે ભિન્ન ભિન્ન વર્ગ, સપ્રદાય અને જ્ઞાતિના એકત્ર સમુદાયમા પરસ્પર વિકાસ માટે હિંદી વિદ્યાર્થી જીવનને અનુપમ પ્રસગ મળે છે જે વિદ્યાર્થી પોતાના વિભાગનેજ વળગી રહે છે, અન્ય સમુદાયનાં મનુષ્ય સાથે મિત્રતાયુક્ત સમાગમમા આવવા ના પાડે છે તે દરેક વિદ્યાર્થી જીવનના સોનેરી પ્રસગ ગુમાવે છે

### વખાણવાલાયક વસ્તુની તપાસ રાખવી.

કોઇ પણ વિદ્યાર્થી એવો મતાંધ નહિ હોય કે તેને એમ વિચાર થાય કે વિકાસ તો પોતાનોજ થઇ શકે, સત્ય પોતાનામાંજ છે. અન્ય મનુષ્યમાં સારૂં હોય છે, કાંઇક પણ સારૂં હોય છે એ વિષે કોઇ વિદ્યાર્થીને શંકા રહેવી ન જોઇએ. વિરૂદ્ધતા બતાવવાના સ્વભાવને ઉત્તેજન મળવું ન જોઇએ. દરેક સ્થળથી પોતાના અપૂર્ણ જીવનમાં પૂરવણી કરવાની તીવ્ર આતુરતા ખાસ કરીને વિદ્યાર્થી સમુદાયમાં રહેવી જોઇએ. સામા પક્ષમાં સારૂં હોય તેની તપાસ રાખતા રહો. ખરાબ બાબતો દરેક જણ જોઇ શકે. તમારા સોબતી વિષે વિચાર કરતાં અગર બોલતાં, ખરાબને બદલે સારૂં હોય તે વીણી કાઢો. તમને જે કાંઈ સ્તુત્ય માલુમ પડ્યું હોય તેની વાતચિત કરો. તમને જેનાથી કંટાળો ઉત્પન્ન થયો હોય તેની વાતચિત કર્યા કરો નહિ. દરેક માણસમાં પ્રીતિપાત્ર સદ્ગુણ કયો છે તેની તપાસ કરો. અરૂચિકર ગુણો, બાબતો તરફ ધ્યાન ખેંચવાને બદલે, પ્રીતિપાત્ર સદ્ગુણો અને બાબતો તરફ ધ્યાન ખેંચવા તત્પર રહો. કોલેજના કેટલાક વિદ્યાર્થીઓ કોલેજજીવનમાં પોતાના એક ખાસ સમુદાયની હદમાં ભરાઇ બેસે છે. કોલેજના અભ્યાસક્રમ અને કલાસ કરતાં પણ જે બીજી બહોળી કેળવણી વિશેષ ફલપ્રદ છે તેનો લાભ આવા વિદ્યાર્થી ખૂએ છે. જો દરેક વિદ્યાર્થી ખુલ્લા દિલ અને ઉદાર હૃદયથી, અન્ય સંપ્રદાય, આચાર અગર ધર્મિતના લોકો પાસેથી, પોતાના જીવનને પૂરવણી મળે, તેવું જ્ઞાન, તેવા સદ્ગુણ, તેવા આચારવિચાર સંપાદન કરવા ઉલટથી યત્ન કરે તો હિંદુસ્તાનની મિશ્રતા પણ વધારેમાં વધારે વિકાસ કરવામાં સાહાય્યભૂત થઇ પડે. આ પ્રકારના વિચારથી, તમારા પોતાના તરફની, તમને શાળા, પાઠશાળામાં મોકલનાર માતાપિતા તરફની, તમારા દેશ તરફની ફરજ જણાઈ આવે છે.

## ( ૩ )

### અન્ય માટે વિચાર.

ત્રીજી સામાજિક ફરજ એ છે કે જેની સાથે તમે રહેતા હો તેમને માટે વિચાર રાખો. દરેક કૉલેજ અને વિદ્યાર્થીભવનમાં મધુરતા અને પ્રકાશનું વાતાવરણ રહેવુ જોઈએ. વસ્તુસ્થિતિ આવી ન હોય તો તમારા આનંદી અને સભ્ય વર્તનથી તેવી સ્થિતિ આણવા તમારે કોશિશ કરવી ઘટે છે, અગ્રગણ્ય વિદ્યાર્થીઓના હૃદયમાં રહેવી જોઈતી આ વૃત્તિના પ્રકાશ આગળ સૂર્યનો મધ્યાહ્નનો પ્રકાશ પણ ઝાંખો પડે છે.

### વિદ્યાર્થીભવનનું વાતાવરણ.

જે વિદ્યાર્થીસમાજમા આટલી સદ્‌વૃત્તિ હોતી નથી, જેઓમાં અન્ય માટે વિચાર નથી તે, ઉચ્ચ અને આરોગ્યપૂર્ણ જીવન માટે જે આવશ્યક વસ્તુઓ છે, તેમાંની એક મહત્વની વસ્તુ ગુમાવે છે. આરોગ્ય ઉપર વાતાવરણની ઘણી અસર રહે છે અને અન્ય માટે વિચાર તથા આત્મત્યાગના વાતાવરણમાં, કેટલાંક વર્ષ ગાળતા વિદ્યાર્થીસમાજ તરફ આશા અને ઉત્સુકતા સાથે લોકોની નજર રહે છે જ્યા સુધી વિદ્યાર્થી વ્યક્તિરૂપે ઉચ્ચ અને સર્વોત્તમ જીવન ન ગાળે ત્યા સુધી સામાન્ય વિદ્યાર્થીસમાજની તેવી ઉત્તમ સ્થિતિ થશે નહિ. જે સમાજમાં આ વિચારની લાગણી હોતી નથી ત્યાં બળવાન નિર્બળ પાસે સેવા કરાવે છે, સૌએ ઉપાડી લેવા જેવો બોજો સુસ્ત ઉપાડતા નથી, સુખ, સેવા અને આગલી બેઠકોના મોટા ભાગની, લોભી મનુષ્ય અપેક્ષા રાખે છે, વાણી તેમ વર્તનમાં રહેના અવિનયથી બીજાં દુખી થાય છે, ખરું અગર ખોટુ કામ કરવામાં દુરાગ્રહી પોતાનું ફાવતુ કરે છે, શાળા, પાઠશાળા, સોબતીઓ, મિત્રો, સ્નેહીઓ અને ઇશ્વરને પણ

બાજુપર રાખી સ્વાર્થપરાયણ લોકો પોતાનો અંગત લાભ ખોળે છે. મિલ્કત ઉડાવવામાં આવે છે અગર ચોરાય છે. ખાસ હકનો દુરૂપયોગ થાય છે અને ન્યાયબુદ્ધિ કલંકિત થાય છે.

### કર્તવ્ય માટે પુકાર.

આ બધું સામાજિક જીવનનો વિનાશ કરનાર છે, તેથી એવું વાતાવરણ ઉત્પન્ન થાય છે કે ઉચ્ચતમ જીવન પણ ભાગ્યેજ તેથી વૃદ્ધિ પામી શકે. તમારે ખાતર, વિદ્યાર્થીપ્રજાની સેવાને ખાતર, દેશને ખાતર, સ્વાશ્રય, સર્વ વાતનો વિચાર, સમાજમાં, સમાજના દરેક વિભાગમાં પરસ્પર પ્રીતિની પ્રબળ લાગણી, ઉત્પન્ન કરવા અને પોષવા, તમારાથી બનતો પ્રયાસ કરો. આમ કરવાથી મધુરતા અને આનંદ વડે સામાજિક જીવન ઘડાતું જશે.



# प्रकरण १७ मुं.

## મદ્યપાનનિષેધ.

" આ સમયના આશાજનક ચિહ્નોમાંનું એક એ છે કે, સામાજિક ઉન્નતિનો પ્રશ્ન એક આખો વિષય છે, સુધારા માટેના છૂટા છૂટા અનિષ્ટનો સરવાળો માત્ર નથી એવી લોકોની ખાતરી થતી જાય છે " આર એ. ગ્રે.

" મદ્યપાનની તૃષ્ણા અને ખરાબ મકાનો, ખરાબ ખોરાક, મલિન, નીચ વાતાવરણ, ગરમીવાળા અને થોડા હવાઉજાસવાળા ઓરડાઓમા લાંબો વખત કામકાજ, ક્ષુબ્ધ, શહેરી જીવનથી મળતો ( નહિ જેવો ) વિસામો—આ સર્વેનો નિકટ સંબંધ એવો સ્પષ્ટ છે કે તેને પ્રતિપાદનની જરૂર નથી."

—શારીરિક નિર્બળતા વિષે ઇન્ટરનેશનલ કમિટિનો રિપોર્ટ.

" જે માણસ પોતાને માટે અગર પોતાના જાતિભાઇઓના હિત માટે પોતાના બળનો ઉપયોગ કરવા ઇચ્છા રાખતો હોય તે, જો એલ્કોહોલ*નો તદન ત્યાગ કરે તોજ, તે કામ તે સારામા સારૂ અને લાંબો વખત કરી શકે

એલ્કોહોલ અને માનવ શરીર

### મદ્યપાનની અભિવૃદ્ધિ.

મદ્યપાન નિષેધના કામકાજ માટે લોકસેવાની માગણી કરવાનુ આ સ્થાન નથી. આ પ્રશ્નમા સાવધ રહેવાની જરૂર ધારતા હોય, મદ્યપાનની નિરૂપયોગિતા અને તેના જોખમની જેમને ખાતરી હોય અને મદ્યપાનથી થતા નુકશાન કમી કરવા માટે વ્યાવહારિક રીતે પોતાના દેશની સેવા કરવા ખુશી હોય તેવા ઘણાં માણસો છે એમ અમે તો

*દારૂનો અર્ક.

ધારી લઇએ છીએ. આ અનિષ્ટ વધતું જાય છે અને શહેરમાંથી ગામડાંમાં તે દાખલ થતુ જાય છે, પ્રચાર પામતું જાય છે એ બાબત હવે ઉઘાડી છે.

## મજબૂત લોકો નિર્બળ થતા જાય છે.

ગામડાંના ઠાકરડા વગેરે લોકો જેઓ કેટલાક વખત અગાઉ બહુ મજબૂત રહેતા તેઓ હાલ નબળા પડી ગયા છે. તેનું એક કારણ મદ્યપાનનો પ્રચાર છે. રબારી જેવી મજબૂત અને સુંદર કોમ જેમાં આ અનિષ્ટનો પ્રવેશ નહોતો તેમા થોડું ઘણું આ દુર્વ્યસન દાખલ થયું હોય એવો અમને ભય છે. હજુ ગામડાંમાં આ વ્યસન માટે ઘણી શરમ છે, હજુ આ વ્યસનનો બહુ પ્રચાર નથી પણ થોડે થોડે મજબૂત પગપેસારો થયો તો ગામડાના લોકોની પવિત્રતા, સૌંદર્ય અને બળનો નાશ થશે. મદ્યપાનનિષેધક મંડળો અને સજ્જનોએ ગામડાંમાં ભય અને ચેતવણીનો પુકાર ઉઠાવવાની આવશ્યક્તા છે.

## કેળવાયલા લોકોનું કર્તવ્ય.

કેળવાયલા લોકોએ મદ્યપાનનિષેધને લગતું પોતાનું કર્તવ્ય ઉત્સાહ અને આગ્રહપૂર્વક કરવુ ઘટે છે. આ અનિષ્ટનો પ્રચાર અટકાવવાની જવાબદારી તેમને માથે રહેલી છે. આ બાબતમાં હીલચાલ કરવા માટે તેઓએ મદ્યપાનનિષેધને લગતું કેટલુક સાહિત્ય વાંચવાની જરૂર છે. "એલ્કાહોલ અને માનવ શરીર" એ નામનુ સર વિક્ટર હોર્સલિ અને ડૉક્ટર મેરિ સ્ટર્જે લખેલું અંગ્રેજી પુસ્તક, ઇંગ્લાંડમાં પ્રકટ થતુ "આબકારી" પત્ર, આ બાબતને લગતાં અન્ય ઉત્તમ અંગ્રેજી પુસ્તકો, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પ્રકટ કરેલાં તથા બીજા પુસ્તકો, ના. સરકારના આબકારી રિપોર્ટ, મદ્યપાનનિષેધને લગતા અભ્યાસમાં સારી મદદ આપશે. હિંદુસ્તાનના દરેક પ્રાંતમાં આ દુષ્ટ દુર્વ્યસનના

પટકાવ માટે પ્રયત્ન થાય છે. આ પ્રાંતિક મંડળોના રિપોર્ટ, તેમના તરફથી પ્રકટ થતું સાહિત્ય વાંચવાથી પણ હીલચાલ કરનારાઓને ઘણો લાભ થશે.

## સામાજિક સ્થિતિની ઉન્નતિ.

મદ્યપાનના દુર્વ્યસનથી અન્ય અનેક સામાજિક અનિષ્ટ ઉત્પન્ન થાય છે એમજ માત્ર મદ્યપાનનિષેધને લગતી હીલચાલ કરનારાઓ કહેતા નથી. અન્ય અનેક સામાજિક અનિષ્ટ ઉપરથી પણ મદ્યપાનની ટેવ પડે છે એમ પણ તેઓ કહે છે એ ઇન્ટરનેશનલ કમિટીના રિપોર્ટનાં ઉપર જણાવેલાં વચન ઉપરથી જણાય છે. મદ્યપાનનિષેધને લગતું કામ-કાજ કરનાર સંકુચિત વૃત્તિનો માણસ હોવો જોઇએ નહિ. જીવનની સર્વ પ્રકારની સ્થિતિ ઉન્નત કરવાને તેણે મહેનત કરવી જોઇએ. હલકી, નિરાશાજનક સ્થિતિમાંથી બચવા માટે લોકો મદ્યપાન કરે છે. ધંધો, મજૂરી, સંતોષકારક ન હોવાથી કેટલાક દારૂ પીએ છે. કેટલાક સોબત, રૂઢિ અને અવકાશ સાથે રહેલી વૃત્તિઓથી પીએ છે. આ સઘળાં કારણ, આ અનિષ્ટનાં સઘળાં મૂળનું પૃથક્કરણ થવું જોઇએ અને તે ખસેડવાને મહેનત થવી જોઇએ.

## વ્યક્તિની કેળવણી.

કેળવણી વગર, લોકોની પરિસ્થિતિ અને દશાનો સુધારો માત્ર બસ નથી. ગામમાં અગર શહેરમાં મલિનતા હોય છે તેમ હૃદયમાં પણ હોઈ શકે. મદ્યપાનનિષેધમાં રહેલું ડહાપણ અને મહત્વ લોકોના દિલ ઉપર વધારે ને વધારે ઠસાવવું જોઇએ. લોકો આગળ એવો ખ્યાલ રજુ કરવો જોઇએ કે મદ્યપાનનો અર્થ શારીરિક, માનસિક, નૈતિક તેમ આધ્યાત્મિક ખરાબી એજ થાય છે.

## ચાંદની સ્પર્ધા.

લક્નૌની એક મંડળીએ આ બાબતમાં ચાંદની સ્પર્ધાની જે રે-

જના કરી છે તે દરેક સ્થળે કામમાં આવે એવી છે. જૂદી જૂદી સ્કૂલોના વિદ્યાર્થીઓ વચ્ચે, જૂદી જૂદી મંડળીના સભાસદો વચ્ચે સ્પર્ધાથી મદ્યપાનનિષેધક ભાષણો અપાવવાં અને તેમાં સ્મરણશક્તિ, અવાજ, ઉચ્ચાર, હાવભાવ અને તેની અસરમાં જે કોઇ પહેલો આવે તેને એક રૂપાનો ચાંદ આપવો. આ ચાંદ (રૂ. ૫) માં બની શકશે. રૂપાનો ચાંદ મેળવનાર પાંચ સાત જણ નીકળે તેમાં ફરી પાછી સ્પર્ધા કરાવવી અને એમાં જે સર્વોત્તમ જણાય તેને સોનાનો ચાંદ આપવો અને તેવા સોનાનો ચાંદ મેળવનાર વચ્ચે વળી હીરાથી જડેલા ચાંદ માટે સ્પર્ધા કરાવવી. એક અથવા વધારે વાર નિષ્ફળ જનારને ફરી ફરી સ્પર્ધા કરવાની ગોઠવણ કરી આપવી. આ સ્પર્ધા માટે જૂજ ફી રાખવામાં આવશે તોપણ ભરનાર મળશે અને ચાંદના ખર્ચમાં તે મદદરૂપ થઇ પડશે.

## મદ્યપાનનિષેધને લગતું સંગીત.

મદ્યપાનનિષેધક સંગીત તૈયાર કરવા માટે પણ આવા સ્પર્ધાના ચાંદની ગોઠવણ થઇ શકે. મદ્યપાનનિષેધક હીલચાલમાં, સંગીત મંડળીઓ લોકોને રસિક અને અસરકારક થઇ પડશે. શહેરોમાં તેમ ગામડાંમાં ભાષણ કરતાં પણ સંગીત વધારે પ્રિય અને ઉત્તેજક થઈ પડે છે.

## મદ્યપાનનિષેધની હીલચાલના અનેક રસ્તા.

૧. કાંઇપણ કરવા માટે મદ્યપાનનિષેધક મંડળની સ્થાપના કરો.

૨. તમારા ગામ અગર શહેરમાં મદ્યપાનનિષેધને લગતી સ્થિતિ કેવી છે તેના અભ્યાસની ગોઠવણ કરો. ( "સામાજિક અભ્યાસ" નું ૨૦ મું પ્રકરણ જૂઓ. )

૩. હોળી જેવા તહેવારોમાં લોકો મદ્યપાન કરતા અટકે તે માટે તેમનું ચિત્ત, રમતગમત, ભજન અગર ઉપદેશમાં રોકવાની હીલચાલ

ઉભી કરવી. માત્ર વિરૂદ્ધ ટીકા કરવાથીજ કોઇ ખરાબ રૂઢિમાં ફેરફાર થઇ શકતો નથી. માણસો તેમ રિવાજો પ્રત્યે સન્માન અને સહાનુભૂતિ દર્શાવ્યાથી ઘણું સારૂં કામ થઈ શકે છે.

૪. માદક પદાર્થોના દુરૂપયોગ, મદ્યપાનના દુર્વ્યસનના વધારાને લગતી વિગતોના સંબંધમાં ચોપાનીયાં વગેરે પ્રસિદ્ધ કરો. દેશનાં કેટલાંક મંડળ આ કામ કરે છે. એક મંડળે એકજ વર્ષમાં આવાં લાખ ચોપાનીયાંનો પ્રચાર કર્યો હતો.

૫. મદ્યપાનનિષેધને લગતા અસલ લેખ લખાવવા અગર ભાષાંતર કરાવવાં.

૬. ચાંદની સ્પર્ધાની ગોઠવણ કરવી.

૭. દારૂની દુકાનો ક્યાં ક્યાં અને કેટલી છે તેની તપાસ રાખો અને બને તેમ કાઢી નંખાવવા મહેનત કરો.

૮. મદ્યપાનનિષેધને લગતું કામ કરનાર કોઇ માણસ, લોકોને આપવામાં આવેલા પરવાના તપાસે એવી ગોઠવણ કરો. સરકારજ આ કામ કરે એવું ન થવું જોઇએ.

૯. તમારા જીલ્લામાં સરકારની મદ્ય ઉપરની જકાત અને પરવાનાને લગતી રાજનીતિની ફતેહ અગર નિષ્ફળતા વિષે સ્વતંત્ર તપાસ કરો.

૧૦. એક મેજિક લેન્ટર્ન મેળવી શાળાઓ તેમ બીજાં જાહેર સ્થળે મદ્યનિષેધને લગતાં ભાષણ પ્રસંગોપાત થાય તેવો બંદોબસ્ત કરો.

૧૧. તમારા ગામમાં મદ્યપાનનિષેધને લગતું કોઇ ચોપાનીયું અગર મંડળ હોય તો તેને લવાજમ વગેરે આપી અગર મેળવી આપી મદદ કરો.

૧૨. મદ્યપાનનિષેધને લગતા ઉપદેશક તમારા ગામમાં આવે ત્યારે જાહેર ખબર ફેલાવવામાં મદદ કરો તથા મિત્રોને [illegible] લઇ જાઓ.

૧૩. મદ્યનિષેધને લગતી ગ્રૅમોફોનની ચાળીઓ (Records) મેળવો.

૧૪. મદ્યપાનનિષેધને લગતા પ્રતિજ્ઞાપત્રપર સહિઓ કરાવો.

## વિદ્યાર્થીઓનું આદર્શરૂપ કાર્ય.

એક વિદ્યાર્થી લખે છે કે "મદ્યપાનનિષેધની હીલચાલમાં જૂદે જૂદે માર્ગે સેવા કરવાને હું પ્રયત્ન કરૂં છું. પ્રાથમિક વર્ગના નાના છોકરાઓને એકઠા કરી, વિદ્યાર્થીઓનું એક મદ્યપાનનિષેધક મંડળ મેં સ્થાપ્યું છે. પાસેનાં ગામોગામ અમે ઉપદેશ આપીએ છીએ અને હાર્મોનિયમ, તબલા વગેરે વાદ્ય સહિત મદ્યપાનનિષેધક ગીત ગાઇએ છીએ. "લેમ્બ" ના એસેઝ ઑફ એલિયામાંથી મદ્યપાનનાં અનિષ્ટમાંના એક ભાગનું મેં ભાષાંતર કર્યું છે અને મારા ખર્ચથી મેં ૫૦૦ નકલ છપાવી છે. આખા શહેરમાં મેં તે મફત વહેંચી છે. મદ્યપાનનિષેધનાં પ્રતિજ્ઞાપત્ર ઉપર સહિ લેવાને લગતું પણ કેટલુંક કામકાજ મેં કર્યું છે. હજુ મારૂં કામ ચાલુ છે."

# प्रकरण १८ मुं.



## નાની કલબ અને સમાજનું મહત્વ.



### તેમની કિંમત.

એક સામાન્ય હેતુથી ઘણા માણસ એકઠાં થઇ જે કાંઈ કરી શકે તે વ્યક્તિ અગર છૂટા છૂટા કામ કરનાર કરી શકે નહિ. લાંબી રજાના દિવસમાં કોઇએક શહેરની કોલેજ અગર શાળાના વિદ્યાર્થિઓ એકઠા થઇ સમાજને લગતો કાંઇ અભ્યાસ અગર કામકાજ કરે તો તે લાભજનક થઇ પડે. મિત્રમંડળો પણ આવી રીતે કામ કરી શકે પરસ્પરનું ઉત્તેજન, પ્રોત્સાહન, મોટા વિસ્તારમાં કામ થઇ શકે, આ સર્વને લીધે આવા મંડળ કિંમતી થઇ પડે છે આવાં કામકાજમાં કેટલીક વખતે નિરાશા ઉત્પન્ન થાય છે તે વખતે મિત્રો એકબીજાના ઉદ્દેશમાં અને નજર દોડાવવામાં મદદગાર થઇ પડે છે.

### તેમની આગળ રજુ થતા ભય

આવા સમાજનો એક ભય એ છે કે તેનો સઘળો ઉત્સાહ બંધારણની રચના કરવામાં, પ્રેસિડંટ અને સેક્રેટરીની, ચુંટણી વગેરે કરવામાં ખપી જાય છે આ બધું કરવાની જરૂર છે પરંતુ બહુ ઝીણા ઝીણા નિયમો કરવાને બદલે આ મંડળોનો વ્યવહાર સરળતાથી ચાલે તેવા મોટા મોટા થોડા ધારા કરવા અને ઘણ મહત્વ ખરેખરા અભ્યાસ અને ખરેખરી સેવાને આપવું માત્ર વિચારોમાંજ ન પડી જવાય એથી સાવધ રહેવું કાર્લાઈલના નીચેના વચન ખૂબ ધ્યાનમાં

રાખવાં:—કાંઇક ઉત્પન્ન કરો, કાંઇક ઉત્પન્ન કરો ગમે તેવું થોડું, ગમે તેવું નજીવું, કોઇ કામનો નાનામાં નાનો અંશ પણ ઉત્પન્ન કરો, તમારામાં કાંઇ હોય તો તેટલુંજ છે; તો તેટલું પ્રકટ કરો. જાગ્રત થઇ જાઓ.*

સમાજ અગર સમુદાયની જવાબદારીની લાગણી વિકાસ પામી છે તેટલી અંગત જવાબદારીની લાગણીનો વિકાસ થયો નથી એ લક્ષમાં રાખવું અગત્યનું છે. કોઇ સામાજિક અનિષ્ટ વખોડી કાઢનાર એક ડઝન માણસ એકઠાં કરવાં એ સહેલું કામ છે પણ પોતાની આજુબાજુના મંડળમાં તે અનિષ્ટ દાબી દેવાના ખરા યત્ન કરે તેવો એક માણસ મેળવવો મુશ્કેલ થઇ પડે છે.

## કોઇપણ હીલચાલમાં ઠરેલ માણસની જરૂર.

બને ત્યાં સુધી કોઇપણ સાર્વજનિક હીલચાલમાં આગેવાન અગર સલાહકાર તરીકે પુખ્ત ઉમ્મરનાં, ઠરેલ અને અનુભવી સ્ત્રી-પુરૂષ રાખવાં આવશ્યક છે. લખનૌમાં કેટલાક વિદ્યાર્થીઓએ ગરીબ વર્ગના લાભ માટે રાત્રીશાળા કાઢવા વિચાર કર્યો. આ બાબતમાં અધિકારીઓને કાંઇ શક ઉત્પન્ન થયો. મેજીસ્ટ્રેટે તે હીલચાલ બંધ કરી. આનો સાર એ નીકળે છે કે વિદ્યાર્થીઓ અગર યુવાન્ સ્ત્રીપુરૂષો કોઇ મંડળની સ્થાપના કરે, કોઇ સાર્વજનિક કામ સમુદાય તરીકે કરવા ધારે તો તેમાં કોઇ પુખ્ત વયનાં અગ્રેસર સાથે રાખવાં સલાહભરેલું છે.

## હેતુનો નમૂનો.

આવી કલબ પોતાને માટે નીચે મુજબ હેતુ રાખી શકે:—સા-

* "Produce! Produce! Were it but the pitifullest, infinitesimal fraction of a product, produce it in God's name. 'Tis the utmost thou hast in thee; out with it then. Up, up!" —*Carlyle.*

માજિક બાબતોનો સગ્રહ અને અભ્યાસ; સામાજિક સેવામાં પ્રવૃત્તિ, લોકમત ઉત્પન્ન કરવા અને જીવનસ્થિતિમાં સુધારા કરવા માટે સામાજિક પ્રશ્ન અને વિચાર વિષે ચર્ચા.

આ વળી એક બીજો ઉત્તમ હેતુ હોઇ શકે—ભ્રાતૃભાવ અગર ભગિનીત્વના એક બંધન તરીકે, પવિત્ર સન્માનયુક્ત અને ઉપયોગી જીવન ગાળવાનો ખરા દિલનો ઉદ્દેશ રાખવો તથા સેવાની લાગણીને તીવ્ર બનાવનાર પ્રેમ અને સ્વાતંત્ર્ય અર્પનાર સત્યનું સંશોધન કરવું.

## વિદ્યાર્થીના પ્રયત્નો.

એક વિદ્યાર્થી લખે છે:—"અમારૂ ગામ કેળવણીમાં ઘણું પછાત છે. ૩૬૦૦૦ માણસની વસ્તીમા કોલેજમાં ફક્ત ૪ છોકરા અભ્યાસ કરે છે. લોકો પોતાનાં છોકરાંને શાળામાં મોકલે તે બાબતમાં જાગૃતિ ઉત્પન્ન કરવા અમે નિશ્ચય કર્યો. 'યુનિયન ક્લબ' નામની એક ક્લબ અમે સ્થાપી. તેનો પહેલો હેતુ કેળવણીનો પ્રસાર કરવાનો અને કેળવણી લેવા લોકોને ભાષણોવડે સમજાવવાનો યત્ન કરવાનો છે. કેટલાંક વર્તમાનપત્ર અમે મંગાવવા માંડ્યા. એક નાનું સરખુ મકાન અમે ભાડે લીધુ. દરેક જણને આ મકાનમા આવી કાંઇ પણ ફી આપ્યા વગર વર્તમાનપત્રો વાંચવાની છૂટ હતી. વધારે લોકો આ વાચનાલયનો લાભ લે તે માટે અમે પણ કોશિશ કરતા. આજ મકાનમાં અમે અઠવાડિક સભાઓ મેળવતા, સામાજિક અને નૈતિક વિષયો ઉપર, મદ્યપાનનિષેધ અને કેળવણી ઉપર અમે ભાષણ કરતા તેમ કરાવતા લોકોની આ સામે વિરૂદ્ધતા હતી અને તરેહવાર ખોટા આરોપ અમારા ઉપર તેઓ મૂકતા. અમારા પ્રયત્નોનું પરિણામ એ આવ્યુ કે આગળ પડતા વિચારના બે ત્રણ નાગરિકોએ "વૈશ્યસભા" નામની પોતાનીજ એક ક્લબ સ્થાપી અને કેળવણીનો પ્રચાર એ તેનો મુખ્ય ઉદ્દેશ રાખ્યો.

વિદ્યાર્થીઓ એક બીજાના સંસર્ગમાં આવે, તેઓને એક બીજાની સલાહ મળે તે માટે વિદ્યાર્થીઓની એક સભા સ્થાપવા મેં કોશિસ કરી હતી. આનો મુખ્ય લાભ એહતો કે એકત્ર સમુદાયથી તેમનામાં સેવાની વૃત્તિ ઉત્પન્ન થતી. રમતમાં પણ સઘળા એક બીજાના સમાગમમાં આવે તે માટે મેં સભા સાથે ક્રિકેટ પણ દાખલ કરી.

### એક બીજો પ્રયત્ન.

મેં એક મિત્રમંડળની યોજના ફતેહમંદી સાથે ઉભી કરી. આરોગ્ય અને બુદ્ધિવિષયક પ્રશ્નો વિષે ચર્ચા કરવા અને જનસમૂહમાં સામાજિક સેવા તથા પરસ્પર સહાયતાની વૃત્તિ અને વૈજ્ઞાનિક વિદ્યાનો પ્રચાર કરવાના હેતુ સાથે, દર રવિવારે સાંજે એકઠા થવું, સાથે બેશી જમવું વગેરે બાબતમાં અમે સભાસદો સંમત થયા."

### બહાદૂરીના પ્રસંગ પ્રાપ્ત કરવાને આતુર વીરમંડળ.*

આ મંડળોમાંનું એક બહાદૂરીના પ્રસંગ ખોળતું વીરમંડળ ( A Knight Errant Society ) છે, જેનો ઉદ્દેશ સ્ત્રીઓનું રક્ષણ અને સ્ત્રીઓની ઉન્નતિ કરવાનો છે. શહેરોમાં તેમ ગામડાંમા સ્ત્રીઓને હેરાન કરનાર કેટલાક બદમાશ હોય છે. આવા બદમાશો ઉપર સખ્ત દેખરેખ રાખી, તેમને ઘટતી શિક્ષા કરી અગર કરાવી, આવાં મંડળ એક પ્રકારની ઉપયોગી સામાજિક સેવા બજાવી શકે. આ દેશના મહાન્ અનિષ્ટોમાં બાળલગ્ન છે. ૧૨ કે ૧૪ વર્ષની ઉમ્મર પહેલાં છોકરીઓને પરણતી અટકાવવાને પોતાથી બનતી મહેનત કરવાને આ મંડળના સભાસદોએ પ્રતિજ્ઞા લીધી હતી. મહિનામાં દરેક સભાસદે શું શું કામ કર્યું હતું તેનો અહેવાલ જ્યારે માસિક સભાઓમાં કહેવામાં આવતો ત્યારે સાંભળવામાં દરેકને રસ પડતો.

---

* A Knight Errant Society.

પોતાની આસપાસનાં અનિષ્ટ દૂર કરવાના ' પોતાના પ્રયત્નને લગતા વૃત્તાંત જ્યારે આ મંડળના માણસો કહેતા ત્યારે ઘણીવાર શ્રોતાઓનાં રોમાંચ ઉભાં થતાં.

## અનાથ અને ભટકનારની સંભાળ રાખનાર સભા.

શ્રીનગર મિશન હાઇસ્કૂલના શિક્ષકો તરફથી ચલાવવામાં આવતી અનેક સભામાં અનાથ અને ભટકતાંની સંભાળ રાખનાર પણ એક સભા છે. આમાં દરેક શિક્ષક અને વિદ્યાર્થીઓ માસિક કાંઇક ભરે છે. આમાંથી તેઓ ૫૦ ગરીબ બાળકોને શાળાનું ' ખર્ચ આપે છે, નીરાશ્રિતને વસ્ત્ર આપે છે અને ખરાં દુ:ખી હોય છે એમને ખવડાવે છે, અને તેમની દેખરેખ રાખે છે. આથી ખરે માર્ગે સખાવત કરવાનું, સાર્વજનિક પૈસાનો કરકસરથી ખર્ચ કરવાનું, ખરાજ માર્ગમાં તેનો ઉપયોગ કરવાનું તેમને શિક્ષણ મળે છે; તે ઉપરાંત તેથી તેમનાં હૃદય વિશાળ બને છે અને જેઓ દુ:ખી હોય તેમની પ્રત્યે વ્યાવહારિક રીતે સમભાવ દર્શાવતા તેમને આવડે છે. અસાધ્ય દરદીઓને માટે શાળાના વિશાળ કોમ્પાઉન્ડમાં એક ગૃહ ઉઘાડવાની આ શાળાના અધિકારીઓ ઇચ્છા રાખતા હતા, જેથી છોકરાઓને સંકટનિવારણનો આનંદ હમેશાં મળે.

## મુંબાઇનું સેવાસદન.

મુંબાઇના સેવાસદને સામાજિક સેવામાં સ્ત્રીઓનું મહત્વ સ્પષ્ટ રીતે બનાવી આપ્યું છે. પ્રધાનપણે સેવાસદન જો કે સ્ત્રીઓની એક સંસ્થા છે, સ્ત્રીસેવાનાં અનેક દૃષ્ટાંત તેમાંથી મળી આવે છે જ્યાં સ્ત્રીઓ માટે સમાજસેવા કરવાના કેવા કેવા ભિન્ન ભિન્ન અને મહત્વના માર્ગ છે અને તે માર્ગનો અભ્યાસ પુરૂષવર્ગને પણ સમાજ-સેવામાં કેવો સૂચક અને કિંમતી થઇ પડે તે તેના વાર્ષિક વૃત્તાંત

ઉપરથી માલમ પડી આવે છે. મુંબાઈના સેવાસદનદ્વારા સ્ત્રીઓ સમાજસેવાનાં જે કાર્ય કરે છે તેમાંનાં ઘણાં તો એવાં છે કે પુરૂષોએ પણ તે કરવા જેવાં છે. ટૂંકામાં, મુંબાઇનું સેવાસદન જે કાર્ય કરે છે તે સ્ત્રીપુરૂષ બન્નેને સૂચક અને પ્રોત્સાહક છે. મિ. બહેરામજી મહેરવાનજી મલબારી, મિ. દયારામ ગિદુમલ અને પ્રોફેસર ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરની ખંત, દીર્ઘદૃષ્ટિ અને વ્યાવહારિક કાર્યશક્તિને પરિણામે આ સંસ્થાની સ્થાપના સન ૧૯૦૮ ના જુલાઈ માસમાં કરવામાં આવી હતી. પરોપકારવૃત્તિથી એકત્ર થયેલી સ્ત્રીઓ પણ કેવું ઉત્તમ લોકોપયોગી કામ કરી શકે છે તેનો સેવાસદન એક દાખલો છે.

આ સંસ્થાનો હેતુ એટલો વિશાળ છે કે હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તિ સર્વ એકઠાં થઇ એક મહાન્ ભાવનાની પરિપૂર્ણતા માટે પ્રયાસ કરી શકે. નાના નાના સંપ્રદાય અને સંકુચિત દૃષ્ટિવાળા અનેક પ્રકારના ભેદવાળા આ દેશમાં સેવાસદન જેવી સંસ્થાની સ્થાપના એક નવીન દિવસના મંગળ પ્રભાત સમાન છે. સેવાસદનમાં સંપ્રદાય નથી. સેવાસદનને મર્યાદા નથી. સેવા એ એનો સંપ્રદાય અને હિંદુસ્તાનના લોકોનું જીવન ઉન્નત કરવુ, તેનો વિકાસ કરવો એ તેની ભાવના છે. સેવાસદન જેવી સસ્થાને મર્યાદા હોઇ શકે નહિ. અનેક શાખાઓમાં તેનો વિસ્તાર વધી, જીવનના સર્વ પ્રદેશમાં ચૈતન્ય, પ્રીતિ, પ્રકાશ અને આનંદનો પ્રચાર તે કરી શકે. સ્ત્રીઓ, કારીગર, પરિચારિકા અને શિક્ષક તરીકે કેળવાય તે માટે એક સ્થળ ઉઘાડવાનો અને કામકાજના એક મધ્યસ્થળ તરીકે ગૃહની ગોઠવણ કરવાનો હાલ વિચાર રાખવામાં આવ્યો છે.

સેવાસદનનાં સૂત્ર ઘણાં યોગ્ય છે. પહેલું તો એક એ છે કે " વિચારમાં એક નહિ તો હૃદયમાં એક. " પ્રીતિ અને આત્મત્યાગ ભરી સેવા માટે " જીવન એક અનામત સમાન છે " એ બીજું

સૂત્ર છે. આ ઉચ્ચ ભાવના જોતાં સેવાનો વિસ્તાર નિઃસીમ છે. બને ત્યાં સુધી સેવાનો આર્થિક બદલો આ સંસ્થામાં આવતો નથી. સેવાની એક સમાન ભાવનાવાળી સ્ત્રીઓ, આ સંસ્થામાં એકઠી થઇ, હજી સુધી જે પ્રદેશમાં વ્યાવહારિક રીતે સેવા કરવામાં આવતી નથી ત્યાં સેવા કરે એ આ સંસ્થાનો ઉદ્દેશ છે. સેવાસદન હાલ કેળવણીને લગતી, વૈદ્યકીય અને સામાજિક સેવાને લગતું કાર્ય કરે છે. સેવાસદનની અંદર નીચે મુજબ સેવાનાં કાર્ય થાય છેઃ-સ્ત્રીઓ અને બાળકોની હૉસ્પિટલ, આંખની હૉસ્પિટલ, પ્રસૂતિગૃહ, પરિચારિકા અને સૂતિકા શિક્ષણને લગતા, સંગીત, ભરત, શિવણ, ગુંથણ, અને ચિત્રકલાના શિક્ષણને લગતા, વર્ગ, નિવાસ વગરનાને માટે નિવાસ અને આશ્રમ. સેવાસદનનાં બહારનાં કામોમાં વૈદ્યકીય મદદ, માંદાની માવજત, શિક્ષણ તથા જનસમાજનાં સામાન્ય સંકટમાં વહાર કરવી એ છે. સેવાસદનની સેવિકાઓ તરફથી થતાં કેટલાંક કામ એટલાં ઉત્તમ છે કે સેવાસદન બહારનાં સ્ત્રીપુરૂષોને પણ તે પ્રોત્સાહક અને અનુકરણીય થઈ પડશે એમ ધારી તેનાં કેટલાંક દૃષ્ટાંત આપવાં અમે ઉચિત ધારીએ છીએ.

એક કુટુમ્બનો મુખ્ય પુરૂષ દરમાસે પંદર રૂપિઆ કમાય છે. તે ગરીબ છે પણ પ્રમાણિક છે. તેને બે બાળક છે. છોકરો ૧૧ વર્ષનો અને છોકરી ૧૩ વર્ષની છે. છોકરો ઉચ્ચ કેળવણી લેવા આતુર છે પણ તે ફી ભરી શકે એમ નથી. સેવિકા આ બાબતમાં એક સજ્જનનું લક્ષ ખેંચે છે અને મહિને ત્રણ રૂપિયાની મદદ તેને માટે મેળવી આપે છે તથા પોતાના પતિ પાસેથી એક રૂપિઓ અપાવવા વિચાર કરે છે.

એક ગૃહસ્થ પોતાની સ્ત્રી અને ત્રણ છોકરાનો નિભાવ થાય તેટલું કમાઇ શકતો નહિ. તેના લહેણદાર તેનું આંગળું તોડી નાંખતા. પોતાની અવદશાનો તે વિચાર કર્યાં કરતો. તે ઉદ્વેગમય રહેતો. બહુ

ચિંતા અને મગજપરના દબાણને લીધે તેની તબીયત બગડી. તેને લકવાનું દરદ લાગુ પડ્યું. એક દયાળુ ડૉક્ટરે તેને માટે અડધી ફી કરી છતાં અડધી ફી તે મુશ્કેલીથી આપી શકતો. તેને બે ગાંડાં છોકરાં થયાં. માબાપ તેનો નિભાવ નહિ કરી શકવાથી તેમને ગાંડાની હૉસ્પિટલમાં મોકલવાં પડ્યાં. સેવિકા લખે છે કે "છોકરાંની મા રડ્યા કરે છે. ત્રીજું બાળક–છોકરી અંગ્રેજી ભણતી, ઘણો સારો અભ્યાસ કરતી પણ તેની ફી નહિ ભરી શકાયાથી તે શાળામાં જઇ શકતી નહોતી. પ્રાસંગિક સંકટ નિવારણ માટેની રકમમાંથી બેવાર આ કુટુંબને દસ દસ રૂપિઆ આપવામાં આવ્યા હતા. છોકરીને તેજ શાળામાં જઈ ભણવાનું ઘણું મન છે. અન્ય લોકોની ઉમેદો, નિર્દોષ બાળકોની ઉમેદો પૂરી પાડવા જેટલું દ્રવ્ય પ્રભુ મને આપો."

એક સ્ત્રી ખરાબ સંગતિમા પડી ગઇ અને તેના પતિની સઘળી કમાણી લઇ નાડી. પતિને લકવાનું દરદ છે અને હૉસ્પિટલમાં છે. સેવિકા તેને ખાવા માટે કેટલાંક ફળ આપે છે. સેવિકા લખે છે કે "મેં તેને એક ગરમ બદન આપ્યું અને ગરમ મોજાંની એક જોડ લાવી આપીશ એમ મેં તેને કહ્યુ. થોડા વખતમાં તે સાજો થઇ જશે એમ જણાય છે. પ્રભુકૃપાથી તે વહેલો વહેલો સાજો થઇ કમાઈ શકે! પોતાનું કહી શકાય એવુ તે બિચારાને કોઇજ નથી."

એક ઓરમાન માએ ૧૧ વર્ષની પોતાની છોકરીને મારી અને બારીએથી ફેંકી દીધી. રસ્તા ઉપરના કોઇ માણસને તેની દયા આવવાથી તે તેને હૉસ્પિટલમાં લઇ ગયો. હૉસ્પિટલની મુખ્ય પરિચારિકાએ કહ્યુ કે તેની કમરનું હાડકું ભાગી ગયુ છે અને આખી જીંદગી તેને હૉસ્પિટલમાં રહેવુ પડશે. સેવિકા તેને રમવા માટે કેટલાંક રમકડાં આપે છે. જ્યારે જ્યારે સેવિકાને તે પોતાની સમીપ આવતી દેખે છે ત્યારે ત્યારે તેનો ચહેરો આનંદથી છવાઇ રહે છે.

એક સ્વાર્થી પતિ પોતાની સ્ત્રીને મૂકી મથુરાં જવા વિચાર રાખે છે. સેવિકા તેને સમજાવે છે. સ્ત્રીને લઈ તે મથુરાં જાય છે.

એક સ્ત્રીનાં ૭ બાળક એક પછી એક મરણ પામ્યાં. સેવિકા તેને જૂદા જૂદા દાખલા આપી દિલાસો આપે છે. તે કહે છે—"દ્રૌપદીના સઘળા પુત્ર એકજ રાત્રીમાં માર્યા ગયા હતા. પાંડવો રાજ્યના માલિક છતાં તેમને કેવું ભટકવું પડયું હતું, તેમને કેટલા દુઃખી થવું પડયું હતું. સીતા અને દમયંતી જેવી સાધ્વી સન્નારીઓને કેવી મહાન્ આપત્તિઓ વેઠવી પડી હતી." આમ અનેક દૃષ્ટાંત આપી તેના મનનું તે સાંત્વન કરતી.

એક ઘાટી તેની સ્ત્રીને મારે છે. સેવિકા વચ્ચે પડી તેને બચાવે છે.

કેટલાક છોકરા બીડી પીએ છે. બીડી પીવાનાં નુકશાન સેવિકા તેમને સમજાવે છે અને તેઓ પોતાની બીડીઓ ફેંકી દે છે.

કુટુમ્બનો નિભાવ કરનાર પુરુષ તાવથી બેભાન થઇ પડયો છે. મફત વૈદકીય મદદ ક્યાંથી મળશે તે બાબત સેવિકા તેની સ્ત્રીને ખબર આપે છે.

એક છોકરીને પરણ્યે ૭ માસ થયા હતા. તેના પતિને સસર્ગજન્ય દરદ થયું હતુ. તેને પોતાને તે દરદ લાગુ પડયું. જાફર સુલેમાન ચૅરિટેબલ હૉસ્પિટલમાંથી તે દવા લઇ આવે છે પણ તેને ખોરાકમાં દૂધ જોઇએ તે મળતુ નથી. સેવિકા લખે છે કે મારા ખર્ચથી હું તેને દરરોજ અર્ધો શેર દૂધ લેવા કહુંછું. હૉસ્પિટલની–સ્ત્રી ડૉકટરને પૂછતાં તેણે જણાવ્યુ કે દરદ અસાધ્ય છે. હાલ, તે છોકરી તેની માની પાસે છે. તેનો પતિ ક્યાં જતો રહ્યો છે તેની તેને ખબર નથી.

સખ્ત તાવને લીધે એક વિકટોરિયા હાંકનાર પોતાનું કામ કરવાને અશક્ત થઇ પડયો હતો. તેને મેં એક રૂપિયો આપ્યો. કમાવાને તે અશક્ત થઇ પડવાથી તેની સ્ત્રીએ તેને કાઢી મૂક્યો હતો.

એક ઘણીજ ગરીબ સ્ત્રી ત્રણ બાળક સાથે કામાટીપુરામાં રહે છે. તેનો પતિ દર માસે રૂ. ૨૦ કમાતો. હાલ તેને દારૂ પીવાની ટેવ પડી છે. એક દહાડો તેણે એટલું તોફાન કર્યું કે પોલિસે તેને જેલમાં મોકલ્યો. તેની સ્ત્રી હાલજ સુવાવડમાંથી ઉઠી છે. નવા જન્મેલા બાળકની પણ તબીયત બરાબર નથી. બે મહિનાનું ચડેલું ભાડું તેણે નહિ આપવાથી મકાનના માલિકે તેને કાઢી મૂકી છે. સેવિકા લખે છે કે ઘર તેમ એક મહિના સુધી ચાલે તેટલા અન્નવસ્ત્ર તેને અપાવવાની અને પછી તે કામ કરે તેમ કરવાની મારી મરજી છે.

એક સેવિકા લખે છે કેઃ—શાળાનો એક શિક્ષક દરમાસે રૂ. ૨૫ કમાતો હતો. બે એકવર્ષથી તેનું શરીર સારૂં રહેતુંનહોતું. આખરે તે એટલો માંદો પડી ગયો કે અમારે તેને હૉસ્પિટલમાં મોકલી આપવો પડ્યો. કાંઇપણ સાજા થવાની આશા વગર ત્રણ માસ સુધી હૉસ્પિટલમાં તે પડી રહ્યો. નોકરી ખોવાને લીધે, પોતાનાં સ્ત્રી બાળકને ભૂખે મરતાં અટકાવવાને કાંઈ આવક ન હોવાથીતે બિછાનામાં પડ્યો પડ્યો રડયા કરે છે. છોકરી માંદી રહે છે. માતાને છોકરીની સંભાળ રાખવી પડે છે તેથી તે કામપર જઇ શકતી નથી. તે ઘેર કરી શકે તેવું કામ તેને લાવી આપવા હું મહેનત કરૂં છું. ગયા ૭ માસનું તેઓ ભાડું પણ આપી શક્યાં નથી.

સદનની એક પગારદાર પરિચારિકા અને સુતિકા ગરીબ લોકોમાં જઇ વિના મૂલ્યે કામકાજ કરે છે.

ગરીબ લોકોની ચાલીઓમાં જઇ કેટલીક સેવિકાઓ શિક્ષણ આપે છે.

સદનની નાની હૉસ્પિટલ સન ૧૯૦૯ ના નવેમ્બર માસમાં ઉઘડી. પહેલાં આંખનો એક દરદી આવ્યો તેને ડૉ. મિસ મલબારીની સારવાર નીચે મૂકવામા આવ્યો. આ સ્ત્રી-દરદી દળણાં દળી

પોતાનો નિભાવ કરતી. તેની બંને આંખમાં મોતીયા પડયા હતા. બંને મોતીયા ફતેહમંદી સાથે કાઢવામાં આવ્યા. ડૉ. મિસ અંકલેસરીઆની સંભાળ અને ધીરજભરી સારવાર, સારી માવજત અને ખોરાકથી તે થોડું ઘણું દેખતી થઇ.

એક પારસી બાઇનો તેના પતિએ છેડાછુટકો કર્યો હતો. તે તેને દર મારે રૂ. ૧૫ આપે છે. તે બાઈની ઉમ્મર હાલ ૪૮ વર્ષની છે. તેને કાંઇ સંતતિ નથી. કોઇ કોઇ વખત ત્યારે તેને મંદવાડ આવે છે અને ઉઠાતું નથી, ત્યારે તેને રસોઇ, માવજત વગેરે માટે આડોશી પાડોશી ઉપર આધાર રાખવો પડે છે. સામાન્ય રીતે પણ ઉધરસ અને દમનું તેને એટલું દુઃખ છે કે તેને ઘરનું કામ કરતું પણ મુશ્કેલ થઇ પડે છે. સદનની હૉસ્પિટલમાં તેને ઘણું સુખ પડતું. તે કહેતી કે, પુષ્ટિકારક ખોરાક અને આરામથી તેને ઠીક રહેતું. ઘેર તેની તબીયત સારી રહેતી નહોતી.

એક મુસલમાન સ્ત્રીદરદીનો પતિ મરણ પામ્યો હતો. એના બે છોકરા યતીમખાનામાં છે, તે એક અંધારી ભેજવાળી ઓરડીમાં રહે છે. તેનું કોઇ સગું દર માસે તેને કાંઇક પૈસા મોકલી આપે છે. પોતે પણ પોતાના નિભાવ માટે કેટલુંક કામ કરે છે. હાલ તે તદ્દન સાજી થઇ પોતાને મકાન પાછી ગઇ છે.

એક પ્રધાની સ્ત્રી સખ્ત પ્રકારના મેલેરિયલ તાવથી પીડાતી હતી. બે દિવસમાં તેનો તાવ અટકાવવામાં આવ્યો. પરતુ લાંબી બિમારીથી તે ઘણી નબળી પડી ગયેલી હોવાથી સદનમાં તેને ૧૫ દિવસ વધારે રાખવામાં આવી. તેનામાં જલદી શક્તિ આવી અને તે ગઇ ત્યારે તદ્દન સાજી તાજી અને ચાલાક થઇ ગઇ હતી.

સદનમાં સંયુક્ત પ્રાંતની એક સ્ત્રી છે. તે કલકત્તામાં તેના પતિ સાથે રહેતી હતી. પતિ પત્ની સિવાય કુટુંબનાં બીજા ૧૧ માણસ

તેમની સાથે રહેતાં. ૬ માસમાં આ ૧૧ માણસ પ્લેગથી મરણ પામ્યાં. ફક્ત પતિ પત્ની રહ્યાં. પ્લેગે તેમના કુટુંબની ખરાબી કીધાથી તેઓ ધારતીના માર્યા મુંબાઇ રહેવા આવ્યાં. પતિ કાપડનો વપાર કરી પોતાનો નિભાવ કરતો. તેણે પોતાનો ધંધો દોઢ વર્ષ ચલાવ્યો અને પછી મરણ પામ્યો. તે બિચારી અજાણ્યા પ્રદેશમાં એકલી થઈ પડી. તેના પતિને ક્ષય થયો હતો. બે માસ તે માંદો રહેલો. તેના મંદવાડમાં, તેમની પાસે થોડા ઘણા પૈસા હતા તે ખર્ચાઇ ગયા એટલે તે મરણ પામતાં તેના નિભાવ માટે કાંઈ રહેલું નહિ. તે પડદેનશીન હોવાથી કાંઇ કામ કરવા બહાર જઇ શકતી નહિ. વળી, તે તદ્દન નિરક્ષર હતી, પૂરા ૧૦૦ પણ ગણી શકતી નહિ. પ્રાથમિક શાળામાં શિક્ષક થવા જેટલું તે ભણી શકે એમ નહોતું. તેના પતિના એક મિત્રને તેની દયા આવી. સદનના એક કામ કરનારને તેણે વાત કરી. તેને સદનમાં લાવવામાં આવી. તેને એક વર્ષનો છોકરો છે.

મુંબાઇ તારદેવમાં રહેતી દસ વર્ષની એક ગોઆનિઝ છોકરી દાઝી જવાથી બે માસ સુધી સેવાસદનની દેખરેખ તળે રહી હતી. સેવિકા લખે છે કે ગરીબ હાલતનાં કંગાલ અને મલિન ઘણાં મકાન મેં જોયાં છે પણ આવો લતો અને આવી ઓરડી મેં કદી જોયાં નહોતાં. આ ઓરડીને એક બારણું હતું, અને તે બારણા આગળજ એક લૅંશ બંધાતી હતી. અમે જ્યારે અંદર ગયાં ત્યારે દાઝેલી છોકરીની બહેન, હાથમાં ઉધાડો, કેરોસિનનો એક દીવો લઇ તેના ઉપર વાંકી વળી ઉભી રહી હતી. ઓરડીમાં બાંધેલી એક દોરી ઉપર કેટલાંક ફાટયાં તૂટયાં લૂગડાં દરદીના બિછાના ઉપર લટકતાં હતાં. તેની બહેને પકડેલા દીવાથી વખતો વખત લૂગડાં સળગવાની બીક રહેતી. દરદી એક કોથળાના કપડા ઉપર પડી હતી. બળેલા ભાગ ઉપર એક ગંધાતી ચાદર ઓઢી તે સૂઇ રહી હતી. સદનની હૅાસ્પિ-

ટલમાં આવવા તેણે કાલાવાલા કર્યા. છોકરીની નાડી ખરાબ હોવાથી તે સાજી થાય એમ મને લાગતું નહોતું. તેણે કહ્યું કે સદનની હૉસ્પિટલ સિવાય બીજી કોઇ હૉસ્પિટલમાં હું જઈશ નહિ. આનું કારણ એ હતું કે અમને તે સારી રીતે ઓળખતી હતી, અમારા સહવાસમાં આવી ગઇ હતી. અમે તેને સદનની હૉસ્પિટલમાં દાખલ કરી. અમારા અનુમાન વિરૂદ્ધ તેની તબીયત સુધરતી જણાઇ પણ દાઝવાથી લાગેલા ધક્કા અને પહેલાં બે માસ આવી ગયેલા તાવથી તેનું હૃદય ઘણું નબળું પડી ગયું હતું. દાખલ થયા પછી દસમે દિવસે તે મરણ પામી. શબને લઇ જતાં, મારા વ્યગ્ર ચહેરા તરફ તેની માએ જોઇ મને કહ્યું 'હશે, મને એટલો દિલાસો છે કે તેના છેવટના દિવસ, અમારા કંગાલ, મલિન મકાનને બદલે સારી સંભાળ સાથે, સદનના સુખ ભર્યા બિછાના પર ગયા.

એક સેવિકા પોતાની ડાયરીમાં લખે છેઃ-" રાવતે બિલ્ડિંગ્સમાં એક સ્ત્રીનો એક છોકરો મરણ પામ્યો હતો. તેને દિલાસો આપવા માટે હું ગઇ.

દાદરમાં એક સ્ત્રીને ત્યાં હું ગઇ, તેને હિસ્ટીરિયા આવે છે. તેનું મન બીજી વસ્તુઓમાં લગાડવા બીજી કેટલીક સ્ત્રીઓ પાસે તેને હું લઇ ગઇ. તેને કેટલાંક ભજન સંભળાવ્યાં, પુરાણુંમાંનો કેટલોક ભાગ તેને વાંચી સંભળાવ્યો. કેટલીક વાર્તાઓ કહી, સદનની હૉસ્પિટલમાં સારવાર માટે આવવાને તેને કહ્યું. તેનું સાંત્વન થયું જણાયું."

એક સેવિકા લખે છેઃ-" મધ્યમ અને હલકા વર્ગનાં કુટુંબોમાં પુસ્તકોનું ખરેખરૂં શિક્ષણ આપવાની સગવડ બહુ ઓછી મળે છે. લગભગ દરેક કુટુંબમાં, મરદ તેમ ઓરત નિભાવ માટે કામકાજમાં રોય છે, કેળવણી માટે સ્ત્રીઓનો ઘણોજ ઓછો વખત

બચી શકે છે. તેમની પાસે વારંવાર જવું, તેમના ઘર કામમાં તેમને રાહત આપવી, તેમના કામકાજમાં મદદ કરતાં તેમને વાતચિતમાં વળગાડવાં અને ખરેખરી ગૃહિણીના સામાજિક, નૈતિક અને આધ્યાત્મિક કર્તવ્ય શાં છે તે તેમના દિલ પર ઠસાવવું, તેજ તેમને કેળવણી આપવાનો સર્વોત્તમ માર્ગ છે. મહેનતુ અને હલકા વર્ગના લોકોમાં સેવાનું કામ કરનાર પાસે, તે લોકોમાં બક્ષિસ રૂપે કાંઇ આપવા કેટલાક પૈસા જોઇએ.

## મદદને લાયક કેટલાંક દૃષ્ટાંત.

એક માણસનો તેની પૈસાદાર સ્ત્રી અને બે છોકરાઓએ ત્યાગ કર્યો છે. તે બહેરો છે. તેનું શરીર તથા આંખો નબળાં છે. હું તેને રોજગારે વળગાડી શકું એમ છે પરંતુ, તેની તબીયત એવી છે કે તેનાથી કામ થઇ શકે એમ નથી, તેનાં સઘળાં સગાં પૈસાદાર છે. પરંતુ કોઇને તેની પડી નથી.

કજીયાના એક ઘરમાં ચાર છોકરાંની સ્થિતિ—માબાપને ટંટો, પિતા બાળક અને સ્ત્રીનું પાલણપોષણ કરી શકે એમ છે પરંતુ કરતો નથી. એ મહિના ઉપર તેણે પોતાની સ્ત્રીને ગાંડાની હૉસ્પિટલમાં મોકલવા ધાર્યું પણ ફાવ્યો નહિ. તેની સ્ત્રી, મધ્ય રાત્રીએ પોતાના મોટામાં મોટા ૬ વર્ષના છોકરાને લઇ તેના ભાઇને ત્યાં નાશી ગઇ. તેનો ભાઇ તેના પતિને લઢે છે. ફરી પાછી તે તેના પતિને ત્યાં રહે છે. પણ તે પોતાનો નિભાવ કરી શકતો નથી. તે તેને ઘણીવાર મારે છે અને નજીવામાં નજીવું બહાનું કાઢી તેને હમેશાં લઢયા કરે છે.

સવારના ૬ થી સાંજના ૬ વાગ્યા સુધી મહેનત કરતા એક યુવાન્ ઉપર ૮ માણસના કુટુંબનો આધાર છે. સખ્ત કામ અને ખામી ભર્યા ખોરાકથી ગયા ૬ માસથી તે નબળો પડી ... [illegible]

ચયો છે. હવે વળી તેને લકવો થયો છે.

દારૂનો એક વ્યસની, પોતાની સઘળી આવક મસ્તીમાં ગુમાવે છે. પોતાની સ્ત્રી અને ૮ છોકરાં માટે માત્ર રૂ. ૨૦ દરમાસે તે રાખે છે, આ બાબતમાં સ્ત્રીછોકરાંને કાયદો કાંઇ રક્ષણ ન આપી શકે ?

લગભગ નિરાધાર જેવી એક વિધવાએ પોતાના નિભાવ માટે એક દુકાન ઉઘાડી છે. તેમાં તે પેન્સિલ, કાગળ, સાબુ, વગેરે વેચે છે. તેને કાંઇ સંતતિ નથી. સઘને તેમ અન્યજને આવી દુકાનમાંથી વસ્તુઓ ખરીદ કરી ઉત્તેજન આપવું જોઇએ.

એક વૃદ્ધ પારસી બાઇને ૩ છોકરાંનાં છોકરાં છે. કસ્તી વેચી તે પોતાનો નિભાવ કરે છે. બે છોકરાં શાળામાં જાય છે. ત્રીજું બાળક નાનું છે. હું તેમને દિલાસો આપું છું. પ્રસંગોપાત તેમને મદદ પણ કરૂં છું.

ઘરનો નિભાવ કરનાર માણસ એક વર્ષથી પથારીવશ થવાથી સાત માણસનું કુટુંબ પોતાનું હાલનું મકાન છોડવા માગે છે. ઘરનું ભાડું રૂ. ૯ છે. છોકરાંનો નિભાવ કરવાને માતા પોતાથી બનતો પ્રયાસ કરે છે. છ માસનું ભાડું ચડેલું છે. ભાડું આપ્યા શિવાય ઘર ધણી તેમને બીજે મકાને જવા દેતો નથી.

એક બીજી સેવિકા લખે છેઃ–દાદરમાં એક પારસી બાઇને ૮ છોકરાં–૪ છોકરા અને ૪ છોકરીઓ છે. મોટી છોકરી ૧૧ વર્ષની છે. તેની નજર નબળી છતાં, ગરીબ અમ્ઓિ માટેના વર્ક ક્લાસમાં તે જાય છે. બે છોકરાઓ સર જમશેદજી જીજીભાઇ સ્કૂલમાં જાય છે. બીજાની વય શાળામાં જવા જેવડી નથી. એક છોકરીને આંખને લગતું કાંઇ ખરાબ દરદ હોવાથી સારવાર માટે તેને હૉસ્પિટલમાં લઇ જવામાં આવી હતી. હાલ તેને મટયું છે. આ પારસી બાઇ, કામ કરવા તૈયાર છે પણ તેને છોકરાં સાચવવાં પડે છે. જ્યારે હું તેની

પાસે ગઇ ત્યારે બધી રીતે મેં તેને દુઃખી જોઈ. તેના પતિની આંખ ખરાબ હોવાથી બહારનાં કામકાજથી તે ઘણું થોડું કમાય છે. દર ૭ માસે જૂદાં જૂદાં સખાવતનાં ફંડ તરફથી ખોરાકની ચીજોની મદદ તેને મળતી રહે છે. બાળકોનાં વીલાયલાં, કરૂણાજનક મુખ જોઇ તેમને માટે દૂધ લાવવા રૂ. ૫) મેં આપ્યા.

ઘણાં કુટુંબમાં બાળકોનું પૂરતું પોષણ થતું નથી. ઘરનાં ભારે ભાડાં અને સામાન્ય મોંઘવારીથી રૂ. ૩૦ થી ૪૦ ની માસિક આવકવાળાં મુંબાઇનાં કુટુંબો અને રૂ. ૨૫-૩૦ થી ઓછી આવકવાળાં બીજા શહેરનાં કુટુંબો, કુટુંબમાં મંદવાડ આવતાં અગર કાંઇ અકસ્માત્ બનતાં દુઃખી હાલતમાં આવી પડે છે.

એક વિધવાની બે છોકરીઓને દમનો વ્યાધિ થયો હતો. તેને ત્યાં અમે ગયાં. બન્ને યુવાન્ છે. એકને માટે અમે દરરોજ અર્ધો શેર દૂધ આપીએ છીએ.

ભૂનેશ્વરમાં એક વિધવા રહે છે. તેનો પતિ વ્યાપારી હતો. વિધવાની ઉમ્મર ૭૫ કરતાં વધારે છે. તેને ૫૦ વર્ષનો એક પુત્ર છે. તે ગાંડો છે. તેની નાત તરફથી દરમાસે રૂ. ૬ મળે છે. તેમાંથી રૂ. ૩ તે ભાડાના આપે છે. બાકીના રૂ. ૩ માંથી તેનું પૂરૂં થઇ શકતું નથી. સદનના ફંડમાંથી એક ગૃહસ્થસહાયકે તેને રૂ. ૨ આપ્યા.

સેવાસદનના ઉદ્દેશને અનુસરી, અમદાવાદમાં અપાયલી મદદનાં એક બે દ્દષ્ટાંત રજુ કરવા લાયક છે.

૭૦ વર્ષની એક ડોશીને કાંઇ પણ સંતાન નહોતી. તેનું પાલનપોષણ કરનાર પણ કોઈ નહોતું. પરિચારિકાએ તેને ત્યાં જઇ દિલાસો આપ્યો અને અનાથાશ્રમમાંથી તેને અનાજ મેળવી આપ્યું.

સારંગપુરની ખુખારી પોળમાં એક પુરૂષે પોતાની સ્ત્રીને ...

મૂકી હતી. ઘરના ઓટલા પર આ બાઇ પડી રહેતી. આડોશીપાડોશી તેને ખવડાવતાં. તપાસ કરતાં કજીઆનું કારણ એ માલમ પડ્યું કે પતિ પોતાનાં ઘર પોતાના એક સગાને આપી દેવા માગતો હતો, અને સ્ત્રી વિરૂદ્ધ પડી હતી. પરિચારિકાઓની રૂબરૂ, પતિ પત્નીને આ મત ભેદના સંબંધમાં વાતચિત, ચર્ચા કરવાની ગોઠવણ કરવામાં આવી. કેટલાક દિવસ સુધી ભાંજગડ ચાલ્યા પછી તેમને સમાધાન થયું. એક ઘર સ્ત્રીને આપવાની અને એક ઘર સગાને આપવાનો બંદોબસ્ત થયો.

એક બાઇનું એકનું એક સંતાન મરણ પામ્યું હતું. તેનું મન ઉદ્વેગમય રહેતુ. કશાથી તેનું સાંત્વન થતું નહિ. પરિચારિકા તેની પાસે ગઈ. તેને દિલાસો આપ્યો. તેને ખવડાવ્યુ. તે ફરી કામે લાગી અને પોતાનો નિભાવ કરતી થઇ.

પર્સનલ સર્વિસ ( જાત-સેવા ) એસોસિએશન.

સામાજિક સેવા તરફ જેમનું લક્ષ હોય પરતુ જેઓ પોતાનો સઘળો વખત આ કામમાં ગાળી શકે એમ ન હોય, પોતાનો કેટલોક અવકાશનોજ સમય, આ કામમાં ગાળી શકે એમ હોય તથા ગાળવા ખુશી હોય તેમને સૂચનાત્મક થઇ પડે તેવું લંડનમાં એક મંડળ છે. તેનું નામ " પર્સનલ સર્વિસ એસોસિએસન " છે. આ મંડળમાં ૫૦૦ સભાસદ છે. કોઇ ગમે તે ગરીબ, દુઃખી કુટુંબ અગર મનુષ્ય પ્રત્યે મિત્રભાવ દર્શાવવા અઠવાડિયાનો ઓછામાં ઓછો એક કલાક જેટલો સમય અર્પણ કરવા તેમણે પ્રતિજ્ઞા લીધી છે. તેનો મૂળ ઉદ્દેશ પોતાની જાતથી, વિચાર, વાણી અને કર્મવડે સેવા કરવાનો છે. માત્ર દ્રવ્યની મદદ આપી આ મંડળ સંતોષ માનતું નથી પણ પોતાના અંગત મિત્રોનો તેઓ જેવી રીતે વિચાર રાખે, તેમને જરૂર પડ્યે મદદ કરે તેવીજ રીતે તેઓ તંગ હાલતના મનુષ્ય વિષે ચિંતા

કરે છે, મદદ કરે છે. આ હીલચાલ એવા નિર્ણય ઉપરથી થઇ હતી કે આ મહાન્ નગરની પ્રજાની નિર્ધનતા, તેનાં સંકટ સામે થવાને જે કાંઇ પ્રયાસ થયા હતા, તેના કરતાં વધારે થવાની જરૂર હતી. ઘણાં માણસોમાં બુદ્ધિ, ઉત્સાહ, આશા અને સહાનુભૂતિ જોવામાં આવે છે. આ માણસોએ આ સર્વનો ઉપયોગ, તંગ હાલતનાં મનુષ્યનાં જીવન સુખી કરવા, કરવો જોઇએ. આવી એક સંસ્થા ઉભી કરવાથી તમારા ગામને ઘણો લાભ થશે.

## કવીનાઇન સોસાઇટી.

મેલેરિયાની ઋતુમાં સભાના આગેવાનોએ ક્વીનાઇન વહેંચવું, એવો ઉદ્દેશ એક પરસ્પર સહાયક મંડળનો છે. દરેક સભાસદને વાર્ષિક ૬ આનાની ફી ભરવી પડતી અને (૧) દર અઠવાડિયે ૧૫ ગ્રેન ક્વીનાઇન લેવા (૨) બીજા લોકોને સભાસદ થવા અને (૩) જેઓ નિયમિત રીતે દવા લેવા કબૂલ કરતાં હોય છતાં સભાસદ થવા જેટલાં જેઓ શક્તિમાન્ ન હોય તેવાં સઘળાં માણસોને મફત ક્વીનાઇન ના સભાસદોને પ્રતિજ્ઞાપત્ર ઉપર સહિ કરવી પડે છે.



## प्रकरण १९ मुं.

### મુસાફરોને મદદ.

લખતાં વાંચતાં ન આવડતું હોય તેવાં ઘણાં માણસો તરફ રેલ્વેની મુસાફરીમાં પ્રીતિ દર્શાવવાના, તેમને મદદગાર થઇ પડવાના, પુષ્કળ પ્રસંગ મળે છે. અભણ લોકોને, ક્યાંની ટિકિટ છે, કેટલું ભાડું છે તે ભણેલા પાસે વંચાવવું પડે છે. કઇ ગાડીમાં બેસવું તે બાબતમાં અજાણ્યા માણસોને માહિતીની જરૂર પડે છે. અલબત્ત, આવી મદદ કરતાં રેલ્વે સત્તાધિકારીઓ સાથે તકરારમાં ઉતરવું ન પડે, એ ધ્યાનમાં રાખવાની જરૂર છે.



# प्रकरण २० मुं.



## સામાજિક અભ્યાસના સંબંધમાં વિદ્યાર્થીમંડળને કેટલીક સૂચનાઓ.



" જીવનમા સારૂં શું છે તેનો અને તે વિચાર માત્ર કરવો, એ કાંઈ તમારો, મારો, સર્વને લગતો સામાન્ય વિષય નથી. સારૂં શું હોઈ શકે એ પહેલાં શોધી કાઢી, આપણાં સાધન પ્રમાણે તે સારૂં કરવા પ્રયાસ કરવો એ સહુને લગતો સામાન્ય વિષય છે. બન્નેમાં ઘણો ભેદ છે. "

બ્રાઉનિંગ.

### સામાજિક અભ્યાસ.

કેળવણીનો ઉંચામાં ઉંચો એક હેતુ એ છે કે બુદ્ધિનો સદુપયોગ થતો હોય તેવા કાર્યસાધક સામાજિક જીવન માટે તૈયાર થવું. શાળા કે પાઠશાળાના વર્ગ બહાર, આ હેતુને સાહાય્યભૂત થઇ પડે તેવી સૂચના વિદ્યાર્થીના કેટલાક વિચાર અને હીલચાલના સંબંધમાં આપી શકાય. સ્વસુધારણા માટે સ્વેચ્છાથી ઉભાં થયેલાં અગર નિયમિત સાહિત્યસભા સાથે જોડાયલાં વિદ્યાર્થીમંડલ ઘણી કોલેજોમાં હોય છે. કોઇ વખત તેઓ જો પોતાના સામાન્ય કાર્યક્રમથી જૂદા પડી, કોઈ પણ પ્રકારના સામાજિક અભ્યાસ માટે કેટલોક સમય કાઢે, તે માટે તેઓ એકચિત્ત થાય તો તે તેમને પ્રોત્સાહક અને ઉત્તેજક થઇ પડે. આ વિદ્યાર્થીમંડળ સાથે સંબંધમાં આવતા પ્રોફેસર અગર શિક્ષકની સૂચનાઓ અને માર્ગદર્શનની વારંવાર આ કાર્યમાં જરૂર પડશે પણ જ્યાં વિષયો વિદ્યાર્થીઓની શક્તિ બહારના હોના

નથી ત્યાં તેમના સામાજિક હક, કર્તવ્ય અને જવાબદારી પ્રત્યે તેમની આંખ ઉઘાડવાથી, શિક્ષકની સંભાળનો અને વિદ્યાર્થીના કાલવ્યયનો જેટલો બદલો મળે છે તેટલો બદલો ધોરણ બહારની બીજી થોડીજ હીલચાલથી મળે છે. શિક્ષકો વિદ્યાર્થીઓને જે સહાયતા આપે તે ઉપરાંત, વિદ્યાર્થીઓને જે કાંઇ માહિતી જોઇતી હોય તે પૂરી પાડવામાં મદદ આપવાને અન્ય અનેક સજ્જનોએ તૈયાર રહેવું જોઇએ. આ માટે જગતનું ખરી રીતે કલ્યાણ કરવાના જેઓ પ્રયત્ન કરતા હોય, તેવા માણસોના અંગત સમાગમમાં વિદ્યાર્થીઓએ આવવું એના કરતાં વધારે સુખકર અને સ્વાભાવિક માર્ગ મળવો મુશ્કેલ છે.

## સંશોધનની વૃત્તિ.

જે લોકો સમાજસેવા ઉપર કાયમ પ્રીતિ ધરાવનાર હોય તેમને વિગતોનું જ્ઞાન તેમ વિશેષ વિગતો મેળવવાની શક્તિ હોવી જોઇએ. કોઇપણ મંડળના વિદ્યાર્થીઓ સંશોધનની, કોઇપણ બાબતની ખરી સ્થિતિ શોધી કાઢવાની, જાહેરમાં લાવવાની વૃત્તિ ગ્રહણ કરે તો સામાજિક પ્રશ્નોનો વૈજ્ઞાનિક પદ્ધતિએ નિર્ણય કરવા તરફ અગત્યનું પગલું ભરાયું છે એમ કહી શકાય. વિગતો મેળવવાના માર્ગ અને સાધનોનું નાના વિદ્યાર્થીઓને પણ પ્રાથમિક જ્ઞાન આપવું, એક ખરા શિક્ષણ સમાન થઇ પડશે. દુઃખનાં ખરા કારણની સામે થઇ તે દૂર કરવાને કોઇપણ દેશના યુવાન વર્ગને ઇચ્છા હોય તો તેણે તેને લગતી સર્વ પ્રકારની વિગતોનો ધીરજ સાથે અભ્યાસ કરવો જોઇએ. કોઇ પુસ્તક અગર કોઇ માસિકના એકાદ લેખનું રૂપાંતર માત્ર કરવાથી નીચે બતાવેલા વિષયોની તૈયારી થઇ શકશે નહિ. બ્લ્યુ બુક્સ*, વૃત્તાંત, અંગત મુલાકાત અને અસલ સંશોધનનો કેમ

*સરકારી વૃત્તાંતો

ઉપયોગ કરવો તે વિદ્યાર્થીઓએ જાણવું જોઇએ. આવા અભ્યાસમાં શ્રમ પડે છે પણ જેમ વધારે ખરા દિલથી અભ્યાસ કરવામાં આવે છે તેમ તે વધારે આકર્ષક થઇ પડે છે. જગતના સઘળા અભ્યાસી, કોઇપણ બાબતનું જાતેજ સંશોધન કરવામાં આનંદ માને છે.

## જાતે વિચાર કરવો.

ઠેકાણે ઠેકાણે ફરવુ અને જે મળે તેને પ્રશ્ન પૂછ્યા કરવા એવો સંશોધનવૃત્તિનો અર્થ થતો નથી. સ્વસ્થ થઇ ધીરજ, અને સ્વાતંત્ર્યથી કોઇપણ પ્રશ્નનો અભ્યાસ કરવો એનું નામ સંશોધનવૃત્તિ. જગતમાં, તેમાં ખાસ કરીને હિંદુસ્તાનમાં, સ્થાનિક શરૂઆતની, કોઇપણ વસ્તુ પહેલી દાખલ કરવાની શક્તિની બહુ મોટી ખામી માલમ પડે છે. આથી તમારી આસપાસના સમાજનો અભ્યાસ કરો. તેમને શાની જરૂર છે તે ખોળી કાઢો, તે જરૂરીયાત પૂરી પાડવાની યોજના ઘડી કાઢો, યોજના વિષે તમે જાતેજ વિચાર કરો. એક જણે કહ્યું છે તેમ ત્રણ ચીજની જરૂર છે. વિચાર કરતા રહેવા જેટલો ઉત્સાહ, પ્રયત્ન ચાલુ રાખવા જેટલું ધૈર્ય અને કોઇપણ રીતે ધારેલું પરિણામ મળે તેવી અમુક યોજના છે એમ માનવા જેટલી શ્રદ્ધા.

## કોઇપણ બાબતમાં પ્રવીણ થવું.

કોઇપણ સત્કાર્ય, અભ્યાસની શરૂઆત નાના પાયા ઉપર હોય તો તેનો તિરસ્કાર કરશો નહિ. આ નાનાં મંડળોમાં વિદ્યાર્થીઓ કોઇ દિલસોજ પ્રોફેસર અગર શિક્ષકની દેખરેખ નીચે કોઇપણ પ્રકારની સેવા અગર સુધારાના કોઇ પ્રદેશનું એવું જ્ઞાન મેળવી શકે કે ભવિષ્યમાં તે પ્રદેશમાં તે આગેવાન થઈ શકે. આ વિદ્યાર્થીસમાજોમાં નીકળી આવતી વિગતો ઉપરથી, મદ્યપાનનિષેધ, સાર્વજનિક પુસ્તકશાળા અગર પતિતોદ્ધારની હીલચાલમાં કાયમ રસ ઉત્પન્ન થઇ શકે.

## સશોધનની અગત્ય.

જાતેજ મેળવેલા જ્ઞાન અને અનુભવ ઘણાં અગત્યનાં, ઘણાં કિંમતી છે. જેઓ એના કરવાને ખરી રીતે આતુર છે, તેઓ, તે માટે કેટલા વિવેક અને વિચારની જરૂર પડે છે તે જાણે છે. અભ્યાસ વગર બહુ મદદ થઇ શકતી નથી અને અભ્યાસની કિંમત એ છે કે તેથી આગળ ઉપર કરવાના, સારૂં પરિણામ આણે તેવા કામની તૈયારી થઇ શકે છે. મદ્રાસના વિદ્યાર્થીઓમાંનો એક કામ કરનાર લખે છે કે મારે જણાવવુ જોઇએ કે મારા અભિપ્રાય પ્રમાણે આ બાબતમા એક મુખ્ય મુશ્કેલી છે પણ તેથી આપણે આગળ વધતા અટકવુ જોઈએ નહિ.

હિંદી યુવક આ અભ્યાસ ચાલાકી સાથે કરે એવો બંદોબસ્ત કરવામાં મુશ્કેલી રહેલી છે. કોઇ પણ કામ ચાલાકી અને હુશિયારીથી થાય તે માટે પરિસ્થિતિના અભ્યાસની આવશ્યકતા છે એ બાબતનું મહત્વ યુવાન્ વિદ્યાર્થીઓ સમજતા નથી. સામાજિક સેવાનુ કામ ચાલાકીથી અને સારી રીતે શરૂ કરવા માટે, આવશ્યક વિગતો એકઠી કરવાનું કામ સહેલું નથી છતાં તે ધીરજ અને દૃઢતાથી થવાની જરૂર છે. જે સ્ત્રીપુરૂષો મલિન, મુશ્કેલીઓ અને જોખમભરી જગાઓમા મહેનત કરે છે અને જેઓને હરરોજ બહુ ભારે મુશ્કેલીઓ સામે થવુ પડે છે તેમના જીવનને લગતી, તેમની આ મુશ્કેલીઓને લગતી, સાદી, અરસિક અને હલકી જણાતી બાબતો માણુસે જાણવી જોઈએ અને તેમાં ઘટતા સુધારા કરવા કોશિસ કરવી જોઇએ. આ કામમાં જે સાધન અને માર્ગનો ઉપયોગ પહેલાંથી થતો આવે છે તેના તેમ હાજર સગવડોના જ્ઞાન શિવાય આ પ્રદેશમા પ્રવેશ કરવો તે સામાજિક બળ ગુમાવવા બરાબર, સામાજિક હીલચાલમાં અભિવૃદ્ધિ કરવા સમાન છે.

પોતાના લતાના, પોતાના ગામના આસપાસની જગાઓના જ્ઞાનથી વિદ્યાર્થીઓએ શરૂઆત કરવી જોઈએ. નીચેના વિષય ઉપર પત્રમાળા તૈયાર થઇ શકે.

### ૧. મ્યુનિસિપલ કામકાજનો વહિવટ.

દૃષ્ટાંત તરીકે આ કામ માટે નીચેના વિષય લઈ શકાય:–

**સમાજ પોતાની સંભાળ કેવી રીતે લે છે ?** એટલે તમારા શહેરના આરોગ્ય ખાતાનો, તેની વ્યવસ્થા, નોકરો, તેમની ફરજો, ખર્ચ કામ, આરોગ્યની તપાસ રાખનારાની નિમણૂકનાં કારણ, આરોગ્યને લગતા અમલદારોની તપાસ સામે સંભવિત હરકતો, આવી તપાસ રાખનારમાં કઇ કઇ અંગત યોગ્યતા જોઈએ, તે કામને લગતી તેનામાં કેવી લાયકાત હોવી જોઇએ, આવા ખાસ માણસો ક્યાંથી મળી શકે, તમારા શહેરમાં આરોગ્યને લગતી નિયમિત તપાસ રહે તે માટે કેવાં પગલાં ભરવાં તેનો અભ્યાસ, સંડાસોનાં મળમૂત્ર, કચરો, ખાળકૂવા અને ઉઘાડી ગટરોનાં કેવાં નુકશાન છે ? આરોગ્ય ખાતાનો અમલદાર કોઇ કોઇ વખત મંડળમાં આવે, પોતાના કામકાજનો અહેવાલ આપે અને પ્રશ્નો પૂછવાની રજા આપે. આના કરતાં પણ મંડળના સભાસદો, કોઈ ઘરની ખરાબ હવા દૂર કરવામાં, કોઇ જાજરૂ અગર કૂવાને સાફસૂફ કરાવવામાં, કોહોવાટ, અને દુર્ગંધ અને વિષ દૂર કરનાર પદાર્થોના ઉપયોગમાં ભાગ લે એવો બંદોબસ્ત થઇ શકે તો તે વળી વધારે સારૂ. આથી તેઓને આ બાબતો અને આ સાધનોનાં વ્યાવહારિક પ્રયોગનો અનુભવ મળશે. આવા પ્રશ્નો માટે વિદ્યાર્થીઓને સૅનિટરી એન્જિનિયર, હેલ્થ ઑફિસર, સિવિલ સર્જન, બીજા ડૉક્ટર અને અન્ય કાબેલ સત્તાધિકારીઓ ઉપર ઓળખાણના કાગળ જોઇએ. સમાજના આરોગ્યનું રક્ષણ હાલ કેવું થાય છે, તેમાં

કેવી રીતે સુધારો થઇ શકે, આ પ્રકારની સેવાના વિદ્યાર્થીઓને મળના પ્રસંગ અને આ કામમાં લોકો કેવી રીતે મદદ કરી શકે તે બતાવનાર માર્ગનું બાહોશી ભર્યું વર્ણન તૈયાર કરાવવાનો હેતુ રાખવો. આજ પ્રકારની રૂપરેખા પોલિસખાતા, એન્જીનિયરીંગ ડિપાર્ટમેન્ટ વગેરે માટે તૈયાર થઇ શકે.

**શહેરને લગતાં કામકાજમાં સારાં માણસોની બેદરકારી.**

તમારા ગામની મ્યુનિસિપેલીટીની વ્યવસ્થાનું ટુંકું વર્ણન કરો. *શહેરને લગતી ફરજો શી છે? આ ફરજો તરફ સારાં માણસોની બેદરકારી,* આ ઉદાસીનતાનાં કારણ શાં છે? પોતાના ધંધામાં પુરેપૂરૂં ધ્યાન આપે અને શહેરના આરોગ્ય અને હિતને લગતાં કર્તવ્ય વિસારી મૂકે તેવાં માણસને દેશાભિમાની શી રીતે કહી શકાય?

**૨. જાહેર સંસ્થાઓનાં કામકાજ અને તેનાં પરિણામ.**

શહેરના વિસ્તારના પ્રમાણમાં આવી સંસ્થાઓમાં પણ સ્વાભાવિક રીતે ફેરફાર રહે છે પણ તેની રૂપરેખા નીચે મુજબ છેઃ-

**પુસ્તકશાળાઓ અને વાચનગૃહ.** તમારા ગામની દરેક જાહેર લાઇબ્રેરી અને વાચનગૃહ એક નકશા ઉપર વિદ્યાર્થી પાસે બતાવરાવો. આ સંસ્થાઓનો મૂળ ઇતિહાસ ગમે તેવો સાદો હોય તોપણ તેના અહેવાલ બીજાઓ આપે તેવી યોજના કરો. આ વૃત્તાંત કાંઇક વિગતવાર અપાવો જોઇએ, કારણ કે વ્યક્તિના આખરે ફતેહમંદ થયેલા પ્રયાસોના જ્ઞાનથી, તેમ નાની નાની શરૂઆતથી થયેલી સારી તૈયારીવાળી સંસ્થાઓ સંબંધની માહિતીથી તમારા મંડળના સભાસદોને પ્રોત્સાહન મળશે. સભામાં, કમિટીમાં, તેને માટે કોણે આગ્રહ કર્યો, તેને એને માટે કેટલી લાંબી લડત ચલાવવી પડી, તેને કેટલી મુશ્કેલીઓ નડી અને તે મુશ્કેલીઓ કેવી રીતે દૂર થઇ તે શોધી કાઢવા

પ્રયાસ કરો. આ માહિતી મેળવવા માટે કેટલાક વૃદ્ધ નાગરિક પાસે જવું પડશે. તમારી લાઇબ્રેરીમાં કયાં કયાં પુસ્તક છે, વાચનાલયમાં કયાં કયાં પત્ર આવે છે, દરરોજ કેટલી હાજરી થાય છે તથા કેટલી ચોપડીઓ વાંચવા લેવામાં આવે છે તેને લગતી હકીકત તૈયાર કરો. લોકો ચોપડીઓ લેવા આવે તેને બદલે લોકોને પુસ્તક મોકલી આપવાને કાંઇ પ્રયત્ન થયો છે કે કેમ અગર થઇ શકે કે કેમ તેની તજવીજ કરો. આવી સંસ્થાથી તમારા ગામને જે ખરેખરો લાભ થાય તેનો ખ્યાલ કરો. વ્યક્તિ તરીકે, વિદ્યાર્થી અગર નાગરિક આ સંસ્થાઓની ઉપયોગિતા કેવી રીતે વધારી શકે તે વિષે વિચાર કરો.

**રાત્રીશાળાઓ: મુસ્તીના સમયનો ઉપયોગ.** તમારા ગામમાં રાત્રીશાળાઓ કેટલી છે? દરેક રાત્રીશાળા માટે એક વિદ્યાર્થી નક્કી કરો. તે ત્યાં જઇ તેનાથી જાણી શકાય તેટલું જાણી લે અને તેણે જે જોયું હોય તેનું વર્ણન તેના મંડળ આગળ કરે, એવી યોજના કરો. આ અહેવાલમાં શાળાની ઉત્પત્તિ વિષે કાંઇ પ્રોત્સાહક વૃત્તાંત આવવો જોઇએ. કોઇ એક માણસ, સમુદાય કે મંડળના આદર્શ મુજબ શાળાની ઉત્પત્તિ થઇ કે કેમ તે તેમાં આવવું જોઇએ. તેનો ઇતિહાસ, તેને મળતું ઉત્તેજન, ફી, વ્યવસ્થા, મુશ્કેલીઓ, શાળામાં દાખલ થવાથી જેમનાં જીવન ઉન્નત થયાં હોય, જેમણે નામ કાઢ્યાં હોય તેમને લગતી પ્રોત્સાહક વાર્તાઓ, .આ સર્વ બાબત રજુ થવી જોઇએ. વધારે વિદ્યાર્થીઓની જરૂર છે કે કેમ, વધારે શિષ્ય, શિક્ષક વગેરે મેળવી આપવામાં વિદ્યાર્થીઓ કેવી રીતે સહાયતા આપી શકે તે પણ તેમાં બતાવવું જોઈએ. શાળામાં જવાથી, તેના વૃત્તાંતની ફાઇલ જોવાથી, શાળાના હેડ માસ્તર, સેક્રેટરી, મિત્રો અગર જૂના વિદ્યાર્થીઓ સાથે વાત કરવાથી આ વૃત્તાંત માટે જોઇતી હકીકત મળી

શકે. આવી શાળા કેવી રીતે સ્થાપી શકાય અગર તેને મદદ થઇ શકે તે મંડળના દરેક સભાસદને બતાવવાનો અંતિમ હેતુ હોવો જોઇએ.

### ૩. પરદુઃખભંજક સાધનો.

ગરીબ લેકોના આશ્રમ, અજાણ્યા લેકો માટે વિશ્રામસ્થાન. અનાથાશ્રમ, હૉસ્પિટલ વગેરે તમારા શહેરમાં જે હોય, તેની નોંધ કરો, કોઇ ઓફિસરની આગેવાની નીચે તમારા મંડળના સભાસદો આવી સંસ્થાની મુલાકાત લઇ શકે તે માટે તે સંસ્થાના સુપ્રિન્ટેન્ડેન્ટ અગર સેક્રેટરી સાથે બંદોબસ્ત કરો. દરેક સંસ્થાની એક વિદ્યાર્થીને સુંપરત કરો. આ વિદ્યાર્થીએ આ સંસ્થાની મુલાકાતનું વર્ણન કરવુ; તેની ઉત્પત્તિ ઇતિહાસ, સાધન, વહીવટ, ઉત્તેજન, ઉપયોગિતા વગેરે બાબત હકીકત રજુ કરવી, " અશક્ત અને ગરીબ લેકોનાં બાલકનું પાલન કરવુ તે નબળામાં નબળાને ટકાવી રાખવા બરાબર છે " એમ કેટલાક કહે છે તે વિષે વિશેષ હકીકત રજુ કરો અને તેનો પૂરવો જવાબ તૈયાર કરો. ભટકના વર્ગના પ્રશ્નનો નિકાલ કરવાને, જૂદાંજૂદા ગામમાં કોઇ જૂદાજૂદા પ્રયાસ થયા હોય તો તે જણાવો. કોઇપણ સસ્થા પહેલી કેવી રીતે ઉત્પન્ન થઇ, વિદ્યાર્થીઓ કેવી રીતે આ સંસ્થાને મદદ કરી શકે, જેઓ એ સંસ્થામાં હોય તેઓનાં જીવન ઉજ્જવલ, આનંદયુક્ત તેઓ કેવી રીતે કરી શકે તથા જેઓ તેમાં દાખલ થવા લાયક હોય તેને દાખલ કરી કેવી રીતે તેઓએ ઉત્તેજન આપવુ જોઇએ તેના માર્ગ—તે સઘળી હકીકત સ્પષ્ટ રીતે એકઠી કરવાની ધારણા રાખો.

**સખાવતનો અર્વાચીન ખ્યાલ.** આ વિષયના ભાગ કરવા પડશે. નીચે મુજબ તેના પેટા વિભાગ કરી તેની સુપરત કરવી જેથી એક મોટી સભા અગર ઘણી સભાઓ આ વિષય પર ચર્ચા કરવા

મળી શકે. બરોબર માહિતી વગર તેમ અવળે રસ્તે થતી સખાવત કોને કહેવી, વિવેક વગરની સખાવતથી, વ્યક્તિ અને સમાજને થતાં સંભવિત નુકશાન, ખરી સખાવતનો હેતુ-વ્યક્તિનું સંકટ નિવારણ; કે સ્વમાન, ચરિત્ર, સ્વાતંત્ર્ય; સમભાવ વગર, આર્થિક પદાર્થોના સ્વીકારથી લેનાર ઉપર થતી અસર, માત્ર દાન અને સખાવત સાથે સરખાવતાં અંગત સેવાનું ઉચ્ચતમ સ્વરૂપ, દસમાંના નવ કેસમાં આપણે પૈસાની મદદ ન આપીએ તો આપણે કશુંજ આપતા નથી એ પ્રશ્ન ઉઠાવો. ચર્ચાના પ્રશ્ન તરીકે નીચે જણાવેલા વિષય જેવા વિષયો ઠીક થઇ પડશે-" એવો ઠરાવ કરવામાં આવે છે કે સંકટમાં આવેલા માણસને પૈસાની મદદ આપવાથી તેને લાભ કરતાં નુકશાન વધારે થાય છે." "નિર્ધનતા અને દુર્ભાગ્યને લીધે ઉત્પન્ન થતાં સંકટના સવાલનો નિર્ણય સંકટનિવારણની વ્યવસ્થિત પદ્ધતિથીજ થઇ શકે છે." હિંદી વિદ્યાર્થીઓ માટે આ વિષયો કઠિન છે. આ સંબંધે વસ્તુ મેળવવા તેમને પુસ્તકશાળાઓ અને માસિક ઉથલાવવાની જરૂર પડશે. તેઓને જરૂરની બાબત ખોળી આપવામાં, મદદની આવશ્યકતા રહેશે. આ પરોપકારનાં કામ જેઓ કરે છે તેમના ચરિત્ર ઉપર, તે કામની ખરી પરિપૂર્ણતાનો કેવો આધાર રહે છે તે બાબત પૂરતી રીતે બતાવો.

**ભિક્ષુકોની દરરોજની આવકઃ**—રસ્તા ઉપર ફરતાં, પડી રહેતાં, લંગડાં, રોગી અને અંધ ભિક્ષુકની દરરોજની આવકની તપાસ કરવી. વિશ્વાસપાત્ર માહિતી મેળવવા માટે આ તપાસમાં ઘણી ચાલાકીની જરૂર પડશે, તે માટે સમભાવ, ધૈર્ય અને લાંબો સમય પણ જોઇશે. એવા ઘણા વિદ્યાર્થીઓ હોય છે જેઓ આ કામ કરી શકે. આ કામ સારી રીતે કરવામાં આવે તો, એકઠી કરેલી વિગતો લોકોપયોગી અને પ્રકટ કરવા લાયક થઇ પડે.

### ૪. ખાસ જરૂરિયાતો અને જોખમો.

આ મથાળા નીચે મદ્યપાનનિષેધ જેવા સામાન્ય વિષયો આવી શકે.

સરકારની બ્લ્યુ બુકમાંથી જૂનાથી માંડી અત્યાર સુધીના મદ્યપાન નિષેધને લગતા આંકડા એકઠા કરવા એકાદ સભાસદને કહો અને મદ્યપાનનું દુર્વ્યસન કેવી રીતે લોકોમાં વધતું જાય છે તે એકદમ નજર ઉપર તરી આવે તે માટે એક ચોરસ કાગળ ઉપર કર્વ*માં અગર એકાદ આકૃતિમાં તે આંકડા વ્યવસ્થાપૂર્વક મૂકો. તમારા શહેર અગર ગામમાં દારૂનો ધંધો કેવો ચાલે છે, કેટલી દુકાનો છે, લોકો શું પીએ છે, કયા વર્ગના લોકો પીએ છે, લોકોનું મદ્યપાન તરફ વલણ થવાનાં કારણ શાં છે, તમારા ગામની દારૂની દુકાનોની કુલ આવક કેટલી છે, તેમાંથી મહેસુલ કેટલી વસુલ થાય છે, તેના ઉપરનો કર ભારે છે કે હલકો છે, શહેરમાંથી ગામડામાં આ દુર્વ્યસન પેસતું જાય છે કે વસ્તુસ્થિતિ તેથી ઉલટી છે, શહેરોના કેળવાયલા વર્ગ ઉપર ખાસ શી જવાબદારીઓ રહેલી છે, સરકારની જકાત અને પરવાનાને લગતી રાજનીતિ કેવી છે, આ સર્વ વિષે જાતિ તપાસવાળી નિબંધમાળા તૈયાર કરાવો. તમારા ગામનો નકશો મેળવો અને દરેક દારૂની દુકાન માટે એક નાનું રાતુ નિશાન નકશા ઉપર કરાવરાવો જેથી એક જરા નજર ફેરવતાં દારૂની દુકાનો કેટલી અને ક્યાં છે તે માલુમ પડી આવે. મદ્યપાનથી જે શારીરિક, નૈતિક, આધ્યાત્મિક અને આર્થિક હાનિ થાય છે તે વિષે જાતિ–અનુભવવાળા વૃત્તાંત તૈયાર કરાવો. દારૂની દુકાન ઉઘાડવી કે નહિ તે બાબતમાં અમુક લતાના માણસોની સંમતિ લેવાની યોજના અને તેનાં પરિણામ વિષે સારો અહેવાલ મેળવો. આ અનિષ્ટ તરફ લોકોની આંખ ઉઘાડવાની હોવાથી સૂચનાઓ માટે મદ્યનિષેધક પુ-

* આંકડા બતાવનાર વાંક.

સ્તકોનો એક નાનો સરખો સંગ્રહ રાખવો આવશ્યક છે. પણ ખાસ કરીને જાતે મેળવેલી માહિતીને પ્રથમ મહત્વ આપવું. સભાને મળવાના મકાનની ભીંત ઉપર આંકડાના કર્વ અને આકૃતિઓ કેટલીક વખત રાખો. ખરી બાબત અને વસ્તુસ્થિતિ સ્પષ્ટ રીતે બહાર પડે તેમ કરો. આથી કાંઇ પણ કાર્ય કરવાને પ્રોત્સાહન મળશે.

એક વિદ્યાર્થી પાસે દારૂને લગતા કાનુનોનો અભ્યાસ કરાવો, દારૂની દુકાનો બંધ કરવા માટે કાનુનથી કાંઇ કલાક મુકરર થયા છે કે ? કોઇ ખાસ દિવસે દારૂની દુકાનો બંધ કરવામાં આવે છે કે ? સગીર વયનાં મનુષ્યને દારૂ વેચી શકાય છે કે ? દારૂની દુકાનો શિવાય બીજાં કયાં સ્થળે દારૂ વેચાય છે ? દરેક નગરવાસીએ આ પ્રશ્નનો જવાબ આપવાની તૈયારી બતાવવી જોઇએ.

મદ્યપાનનિષેધ વિષેની સભાઓમાં નીચે મુજબ વિષયો આવી શકે:-સિતાચાર, મદ્યપાનનિષેધને લગતી બાબતોનો સંગ્રહ આ મહાન્ લડતની વિગતો અને આંકડા, આરોગ્યની દૃષ્ટિએ મદ્યપાનનિષેધનું મહત્વ, મદ્યપાનનિષેધનું વ્યાપારી મહત્વ.

**હિન્દુસ્તાનનાં અવિકસિત સાધન.** પતિત વર્ગને લગતો અભ્યાસ; હિંદુસ્તાનનાં વર્તમાનપત્ર અને માસિકોમાં આ વિષય વિષે પુષ્કળ વસ્તુ પ્રકટ થાય છે અને વિદ્યાર્થીઓએ સામાન્ય રીતે આ સાધનોનો ઉપયોગ કરવો જોઇએ છતાં જાતેજ મેળવેલી માહિતીને જેમ બને તેમ વધારે મહત્વ મળવું જોઇએ. એક વિદ્યાર્થી માટે ખરેખર આ વિષય બહુ બહોળો છે. હિંદુસ્તાનમાં પોતાના પ્રાંતમાં, પોતાના શહેરમાં અસ્પર્શ્ય જાતિનાં કેટલાં મનુષ્ય છે તેની તપાસ એક વિદ્યાર્થીને સોંપી શકાય, આને લગતી સઘળી હકીકત બરાબર સહેલાઇથી ધ્યાનમાં રહે તેવી કોઇ આકૃતિ અગર નકશો એક મોટા કાગળ ઉપર તૈયાર

કરવા તેને કહેવું. બીજી વહેંચણી આ પ્રમાણે થઇ શકેઃ—આ વર્ગની ઉત્પત્તિ, તેની સ્થિતિ સુધારવા માટે વર્તમાન પ્રયત્નો, આ વર્ગના માણસો બુદ્ધિના પ્રભાવવાળા થયા હોય, આગળ પડતાં થયા હોય તેના દાખલા, આજ સ્થિતિમાં તેમને રહેવા દેવાથી હિંદુસ્તાનને થતું આર્થિક નુકસાન, આ વર્ગનાં બાળક ભવિષ્યમાં સારાં અને ઉપયોગી નાગરિક બની શકે કે નહિ, પ્રજાકીય દૃષ્ટિથી આ વર્ગને ઉન્નત કરવાને પ્રયત્ન કરવો એ ઠીક છે કે વધારે સારા વર્ગનાં બાલકને શારીરિક તેમ માનસિક બાબતમાં મજબૂત કરવા પ્રયત્ન કરવો એ ઠીક છે!

**પતિત વર્ગનો જીવનવ્યવહાર.** પતિત વર્ગ વિષે વિદ્યાર્થીઓ પોતે શું જાણે છે અગર તેઓ તે વિષે શી જ્ઞાનમાહિતી મેળવી શકે તેના વર્ણનમાં તેમનો એકાદ દિવસ જાય તો ખોટું નહિ. કોઇપણ રીતે પ્રોત્સાહક ન થઇ પડે તેવુ તેમનું કામ, તેમાં જોવામાં આવતું અનિયમિતપણું, પરિસ્થિતિને લીધે ગરીબ લોકોને વેઠવાં પડતાં શારીરિક સંકટ, આ પરિસ્થિતિની તેમના નૈતિક અને આધ્યાત્મિક જીવન ઉપર થતી અસર, બાળકોની ટેવ અને જગત વિષેના તેમના વિચારની ઘટના ઉપર આવી પરિસ્થિતિથી થતી અસર, આ સર્વનાં આબેહુબ વર્ણન મેળવવાને પ્રયત્ન થવો જોઇએ. કામ કરવાની શક્તિ અને આપણાં આધ્યાત્મિક જીવનના નિભાવ માટે, તહેવારો, વિશ્રાન્તિ અને અમુક નિદ્રા તથા શાંતિ જેવી વસ્તુઓ ઉપર આપણો કેટલો આધાર છે? એક ખરા ગૃહ જીવન માટે જે પરિસ્થિતિની જરૂર હોય તેવી કઇ કઇ પરિસ્થિતિ ગરીબ લોકોથી દૂર હોય છે! નિર્ધનતા અને વ્યાધિ વચ્ચેનો સંબંધ, નિર્ધનતા અને અભિનાચાર, મદ્યપાનનો સબધ, આધ્યાત્મિક જીવન ઉપર આડુ કાટનારાઓના લતાની અસર, પતિત વર્ગની અવદશા તરફ વિદ્યાર્થીઓની આંખ ઉઘાડવાનો, આ બાબતમાં તેમનું કર્તવ્ય શું છે તે બાબતની તપાસને ઉત્તેજન આપવાનો આમાં હેતુ રહેવો જોઇએ. સદા-

જાતના ખાસ રીતે ઉત્પન્ન થાય એનું પરિણામ આ અભ્યાસનું આ-
વવું જોઇએ. બની શકે તો કોઈ અનુભવી કામ કરનારની દેખરેખ
નીચે, ઝાડુ કાઢનારના, ભંગીઓના લતાની મુલાકાત લેવાવી જોઇએ.

**પોતાના નગરના લોકોની નૈતિક નિષ્ફળતા.** નૈતિક અ-
ધોગતિનાં ચિહ્ન તરીકે તમારા શહેરમાં ગામમાં, ગુન્હા કરવાના
સ્થળ, બદફેલ, અનીતિ માટેની જગાઓ કેટલી છે, ગુન્હા કેટલા
થાય છે, તેના આંકડા મેળવો અને ગયાં કેટલાંક વર્ષમાં તેમાં કેટલો
વધારો કે ઘટાડો થયો છે તે સ્પષ્ટ રીતે કર્વથી અગર આકૃતિથી
બતાવો. પતિત વર્ગની સંભાળ લેવામાં તમારા ગામની બીજી કઇ
રીતે નૈતિક નિષ્ફળતા થઇ છે, ગયાં વીશ વર્ષમાં તમારા ગામનો
આર્થિક વિકાસ કેટલો થયો છે તેનો અહેવાલ તૈયાર કરો અને આ
આર્થિક વિકાસ સાથે નૈતિક વિકાસ અને સમૃદ્ધિ વધ્યાં છે કે કેમ
તેની તપાસ કરો. ગામડાં કરતાં શહેરોમાં નૈતિક અધોગતિ વધારે
છે કે ઓછી ? જેઓ અનીતિનાં કામ કરે, તેમને સજા કરવા માટે,
કોર્ટ, જેલ જેવાં સાધન કેટલાં છે ? અનીતિનાં કામ માટે સજા
કરવાના કરતાં અનીતિના કામ અટકાવવાના ફાયદા વધારે છે તે
વિષે વિવેચન કરો. કોઇપણ નગર અગર ગામની નૈતિક ઉન્નતિ
કરવામાં કયાં બળ કામમાં આવે છે ?

**મરણ પ્રમાણ સામે લડત.** આને માટે વિદ્યાર્થીને એક અગર
વધારે ડૉક્ટરની મુલાકાત લેવાની ફરજ પડશે. ડૉક્ટરો જે માહિતી
આપે, તે તેમજ આ વિષયનાં પુસ્તકો સંબંધે તેઓ જે સૂચના આપે
તેનો તેઓએ ઉપયોગ કરવો જોઇશે. ચોપડીઓ અને આંકડા શિવાય,
આ વિષયમાં વિદ્યાર્થી ઘણું થોડું કરી શકશે. આ વિષયની નીચે મુજબ
વહેંચણી કરવી ઠીક પડશે. જગતનાં બીજાં શહેરોમાં મરણપ્રમાણ શી

રીતે ઘટાડવામાં આવ્યું છે ? હિંદુસ્તાનમાં મરણપ્રમાણ શી રીતે ઘટાડી શકાય ? આવતા બાર માસમાં તમારા પ્રાન્તમાં મરણપ્રમાણ કેટલું આવશે, તે સાથે બિમાર પડેલાં કેટલાં સાજાં થશે, મરણપ્રમાણ માટે દરિદ્ર દશા કેટલે અંશે કારણભૂત છે અને હરેક રીતે જે નુકશાન થાય છે તેનું અનુમાન કાઢો. વર્તમાનપત્રમાં બહાર પડતા અહેવાલ અગર તે ગામના કે જીલ્લાના જન્મમરણના આંકડાને લગતાં રજીસ્ટર ઉપરથી પોતાના ગામના કે જીલ્લાના મરણપ્રમાણના આંકડા કેમ તૈયાર કરવા તે કોઇક હુશિયાર વિદ્યાર્થીને બનાવો. આ આંકડા રાખનાર અમલદારો વિદ્યાર્થીઓનો હેતુ જાણશે તો તેઓ ખુશીની સાથે તેમને મદદ કરશે અને આંકડા બતાવશે. મરણ પ્રમાણનો વિષય ઘણો વિચાર કરવા જેવો છે, મહત્વનો છે. અન્ય જન પ્રત્યે સહાનુભૂતિ વધારે તેવો એ એક આકર્ષક અભ્યાસ છે.

પ્રાણીઓ પ્રત્યે નિર્દયતા. આ વિષયની વહેંચણી નીચે મુજબ થઇ શકે. પ્રાણીઓ પ્રત્યે નિર્દયતા અટકાવનાર કાયદો. આ કાયદો સ્થાનિક, પ્રાંતિક અગર સમસ્ત દેશને લગતો છે ? સજા કરાવવા માટે ક્યા ક્રમમાં કામ લેવું પડે છે? દરવર્ષે કેટલા કેસમાં ફરિયાદ થાય છે ? પ્રાણીઓ પ્રત્યેની નિર્દયતા અટકાવવા માટે તમારા શહેરમાં મંડળી છે ? વિદ્યાર્થીઓએ નિર્દયતાના કેસ બહાર લાવવા જોઇએ ? પ્રાણીઓ પ્રત્યેની નિર્દયતા અટકાવનાર મુંબાઇ, કલકત્તા વગેરે સ્થળનાં મંડળીના રિપોર્ટ મગાવો અને તેનું અવલોકન કરાવો. તમારા શહેર અગર ગામમાં પ્રાણીઓ તરફ થતી નિર્દયતાનો અભ્યાસ કરો;—ગજા ઉપરાંત ભાર ભરવો, ઓછો ખોરાક આપવો, દૂઝણી ગાયોની સંભાળ, દુઝણી ગાયો જ્યાં રહેતી હોય તે સ્થળની મુલાકાતનું વર્ણન, તેમના આરોગ્ય, હવાની આવજા અને તાજું, લીલું ઘાસ તેમને કેટલું આપવામાં આવે છે તેની તપાસ, જાનવરોને કાંઇ હક છે ? તેઓ તરફ કાંઇ જવાબ-

દારી છે? આ બાબત વિષે ચર્ચા કરતાં પાળેલાં અને જંગલી, ઉપયોગી અને નુકશાનકારક પ્રાણીઓ વચ્ચેના ભેદ બતાવી તે હક, તે જવાબદારીનાં કારણ બતાવો. દયાળુ વર્તનના સંબંધમાં પ્રાણીઓનો મનુષ્ય પર કાંઇ ખાસ હક હોય એમ તમે ધારતા હો તો તે બતાવો. " પ્રાણીઓ પ્રત્યે નિર્દયતા " એનો અર્થ શો તે કહો. પ્રાણીઓ, જનવરોને મારવાં અને તેમના તરફ નિર્દય વર્તન ચલાવવું એમાં શો ભેદ છે તે બતાવો. પ્રાણીઓને સુખી કરવાને શા માટે આપણે પ્રયત્ન કરવો જોઇએ તેનાં કારણ કહો. એવો પ્રયત્ન કરવાથી આપણને કેવી રીતે સુખ થશે તથા સુચરિતની ઘટના થશે તે બતાવો. પ્રાણીઓ તરફની નિર્દયતા અટકાવવાને વિદ્યાર્થીઓએ શું કરવું જોઇએ તે કહો.

## ૫. પોતાના નગરની નૈતિક ઉન્નતિ કરનાર બળ કયાં છે તેની તપાસ.

પુસ્તકો, લાઇબ્રેરીઓ, શાળાઓ, મદ્યપાનનિષેધક મંડળો, સમાજો વગેરે જેવાં ભિન્ન ભિન્ન પ્રકારનાં જે બળ તમારા ગામની ઉન્નતિ કરવામાં કામમાં આવતાં હોય તેની નોંધ, ગામના પ્રોફેસરો અને પુખ્ત ઉમ્મરના મિત્રોની સલાહ લઇ કરો. આ દરેક સાધનમાંનું કયું સાધન કેટલું કામ કરે છે તેનું પરિણામ કાઢો. આ કામમાં વિદ્યાર્થીઓને ઘણા ચિંતનની અને તેમના સુજ્ઞ મિત્રોની સહાયતાની જરૂર પડશે.

### ચાલુ વહેંચણી.

વર્તમાનપત્રોની વહેંચણી. વ્યક્તિને કોઇ જનસેવાનું કામ વહેંચી આપવાની પદ્ધતિથી જૂદી પડતી નીચેની યોજના રસ ઉત્પન્ન કરે છે અને સામાજિક દૃષ્ટિનો વિકાસ કરે છે. મંડળના દરેક સભાસદને, સામાન્ય અને સ્થાનિક, ધાર્મિક અગર વ્યાવહારિક, વર્તમાનપત્ર અગર

માસિક, નામવાર, સભાના હરેક સભાસદને નક્કી કરી આપવુ અને સામાજિક દૃષ્ટિએ તેની મહત્તા કેટલી છે તેનું અવલોકન કરાવી અહેવાલ માગવો. જે પ્રકારનો સંક્ષિપ્ત અહેવાલ જોઇશે, તે દેખરેખ અને સૂચનાઓ વડે તેઓ જાણી શકશે અને આ પ્રકરણમાં બતાવેલા વિષયોને મળતા વિષયોની પદ્ધતિને અનુસરતું બીજું કાંઇ હશે તે પણ કહેશે.

### વિષયવાર વહેંચણી.

સાહિત્યના એક વિષય અગર વિષયના કોઇ વિભાગનુ જ્ઞાન મેળવવાની, મંડળના દરેક સભાસદ ઉપર ફરજ નાંખવી. આ રીતે, મદ્યપાનનિષેધ, પતિતોદ્ધારનું કામ, રાત્રીશાળા, સખાવત વગેરે વિષયો ઉપર મંડળને આ સભાસદ એક ઉત્તમ સલાહકાર જેવો થઇ પડશે.

### વર્તમાનપત્રનો એક અંક.

ઉપર જણાવેલા અભ્યાસની એકાદ પદ્ધતિ, એકાદ માર્ગ, એકાદ દિશા માટે, વર્તમાનપત્રનો એક અંક, કોઇ સાહિત્ય સભા અગર અભ્યાસી સમુદાય કાઢી શકે. દૃષ્ટાંત તરીકે, તે સામાજિક સુધારણાને લગતુ અગર મદ્યપાનનિષેધને લગતું પત્ર હોય. મદ્યપાનનિષેધને લગતુ તે પત્ર હોય તો આ બાબતની સુધારણાને લગતા વિષયો તેમાં મુખ્ય કરીને હોવા જોઇએ. મદ્યપાનનિષેધને લગતું કોઇ ચરિત્ર તેમાં હોવું જોઇએ. લોકપ્રિય વિજ્ઞાનને લગતી તેમાં કોઈ બાબત હોવી જોઇએ. કોઇ વિદ્યાર્થીએ બનાવેલી એકાદ મદ્યપાનનિષેધક કવિતા તેમાં હોવી જોઇએ; એકાદ વાર્તા જોઇએ. ઉપરથી જાહેર ખબર પણ અંદરથી મદ્યપાનનિષેધને લગતી બાબતો, તેમાં આવવી જોઇએ. આ સંપાદકમંડળની બાહોશી અને સંભાળભરી મહેનતથી એક ઘણોજ આકર્ષક અને ફતેહમંદ અંક કાઢી શકાય. કોઈ પણ કોલેજ જ્યાં જૂદી જૂદી ધાર્મિક મંડળીઓ અગર શિક્ષકોના સમુદાય હોય ત્યાં દરેક પોતાનો વિષય લખે, મંડળમાં તે વંચાય અને પછી તે પરીક્ષક આગળ જાય.

જે મંડળ સારામાં સારૂં કામ રજુ કરે તેનું નામ જાહેર કરવામાં આવે. આ બધા વિષયો પછી બંધાય અને પુસ્તકશાળામાં મૂકવામાં આવે.

### ઉત્તમ જીવનનો વાર્ષિક વૃત્તાંત.

કોઇપણ સમુદાય અગર સમાજનો વાર્ષિક વૃત્તાંત તૈયાર કરવાનું શરૂ કરવાથી સામાજિક સેવાનાં દૃષ્ટાંતો તરફ ધ્યાન ખેંચી શકાય. આપણી આસપાસ થતાં આત્મત્યાગપૂર્ણ સેવાનાં કૃત્યની કોઇ પત્રમાં નોંધ આવે તેની કાપલી કાઢી લેવા કોઇપણ સમુદાયના સભાસદોને અગર વ્યક્તિને કહેવામાં આવે તો તે લાભજનક થઇ પડે. આ કાપલીઓમાંની ઘણીમાંથી ઉચ્ચ વીરતા અને આત્મત્યાગનો ઉપદેશ મળી શકે છે. પોતાના વાચનમાં, આ રીતે કોઇપણ અભ્યાસી, સામાન્ય જીવનનાં ઉચ્ચ દૃષ્ટાંત જાણવાને તત્પર રહેવાની તાલિમ મેળવવાની સાથે આનંદ મેળવી શકશે. સમુદાયે તૈયાર કરેલા આવા પુસ્તકથી લાઇબ્રેરીના સંગ્રહમાં એક કિંમતી ઉમેરો થશે.

### નાનાં મંડળનું મહત્વ.

આગળ બતાવવામાં આવ્યો છે તેવો અભ્યાસ વિદ્યાર્થી સમુદાય સ્વેચ્છાથી માથે લે તો અભ્યાસનાં મંડળ નાનાં રહેવાં જોઇએ. આદર્શરૂપ સખ્યા પાંચ અગર છ સભાસદોની અને વધારેમાં વધારે આઠ સભાસદોની છે. આ મંડળના કામકાજમાં ચર્ચાને બહુ બહોળું સ્થાન મળવું જોઇએ અને મંડળ નાનું હોય છે એટલે દરેક સભાસદ ચર્ચામાં ભાગ લઇ શકે છે. મોટી મીટિંગ જ્યાં એકાદ સભાસદ એક પત્ર અગર નિબંધ વાંચે છે તેના કરતાં આ યોજનામાં વધારે લાભ છે. કારણ કે એક ભાષણ સાંભળવાથી જે સામાન્ય અસર થાય છે તેના કરતાં ચર્ચા ઉપરથી બંધાતાં અનુમાન, તે ઉપરથી મળતી ખબરો વધારે કાયમ મહત્વની થઇ પડે છે. વળી, એક નાનો સમુદાય ખાસ કોઇ

નિયમને વળગી રહેવા સિવાય સહેલાઇથી મળી શકે છે. કોઇપણ કોલેજના એક સાથે રહેતા વિદ્યાર્થીઓ આવો સમુદાય બાંધી શકે.

## અભ્યાસનો હેતુ.

અભ્યાસના હેતુમાં પરિણામે, વિસ્તાર કરતાં બળ તરફ વધારે ધ્યાન અપાવું જોઇએ. અભ્યાસનો હેતુ, ઘણાં માણસ ઉપર, ઉપર ઉપરની અસર કરવાનો નથી પણ થોડાં માણસ ઉપર ઉંડી અને કાયમ અસર કરવાનો છે. આથી એક નાગરિકની ફરજો શી છે, તેમાં કેટલી ગંભીરતા છે તેની લાગણી જીવન પર્યંત તેમને રહે. વળી, ખરી સેવાના વિચારથી અભ્યાસ સાથે સેવાવો જોઇએ. તેમાં માત્ર બુદ્ધિ ચલાવવાની નથી પરંતુ એક મહાન્ વ્યાવહારિક કાર્ય પરિપૂર્ણ કરવા પ્રયાસ કરવો એ આ અભ્યાસનો હેતુ છે. અભ્યાસી સમુદાયનું પરિણામ નવીન રુચિઓ અને અભ્યાસની ટેવ ઉત્પન્ન થવામાં તથા કેટલીક વખતે જ્યાં પ્રસંગ મળે ત્યાં જાતવડે સેવા કરવામાં આવવું જોઇએ.

## અગ્રેસરની પસંદગી.

અભ્યાસને લગતા આવા એક સમુદાયનો વિદ્યાર્થી–આગેવાન એવો હોવો જોઇએ કે જેનામાં ખરેખરો ઉત્સાહ અને કામ કરવાની તત્પરતા હોય. આ અગ્રેસર ઉપર ઘણો આધાર રહે છે. ધારેલા વિષયનું ખાસ જ્ઞાન તેનામાં શરૂઆતથીજ હોવું જોઇએ એ જરૂરનું નથી. પણ એટલું તો જરૂરનું છે કે ખરા દિલથી કામ કરવાની ઉલટ અને અભ્યાસને લગતા, પોતાના સમુદાયને કોઇપણ પ્રકારના ત્યાગથી ફતેહમંદ કરવાનો નિશ્ચય તેનામાં હોવો જોઇએ, કાંઇક કુશળતા/ અને ચર્ચાને સુનિયમમાં રાખવાની તેનામાં શક્તિ હોવી જોઇએ. પણ જેને કાંઇ શીખવાની મરજી હોય છે તે મહાવરાથી આ સદ્ગુણ પ્રાપ્ત કરી શકે છે.

## અગ્રેસરનાં કર્તવ્ય.

પોતાના સમુદાયનાં મનુષ્ય ઉપર નિશ્ચિત અસર થાય તેવા પ્રયાસ અગ્રેસરે કરતા રહેવું જોઇએ. સમુદાય તરફથી થતી ચર્ચા હેતુ વગરની વાતો માત્ર છે કે તેની સભાસદોના મન ઉપર નિશ્ચિત અસર થાય છે તેનો ઘણો આધાર એના ઉપર રહેલો છે. આ રીતે અગ્રેસરનું પહેલું કર્તવ્ય દરેક મીટિંગનો હેતુ પાર પાડવાને લગતું છે, કયો ખરો હેતુ પાર પાડવાનો છે તથા શું પરિણામ આણવાનું છે તેનો તેને સ્પષ્ટ ખ્યાલ હોવો જોઇએ. મીટિંગના દરેક કામકાજમાં આ હેતુની અસર રહેવી જોઇએ અને જે વસ્તુઓ રસિક છતાં આ હેતુ તરફ જેનું વલણ ન હોય, તે બાબત પર ધ્યાન અપાવું જોઇએ નહિ. અભ્યાસ કરેલી બાબતોનો, જાતથી જે વ્યાવહારિક અર્થ સમજાય તે ઘણું મહત્વનું છે. એક નિશ્ચિત હેતુ દૃષ્ટિ આગળ રાખીને, આગેવાનો થોડી પણ મહેનત લેશે તો ઘણી બાબતોની શકયતા તેમને માલમ પડશે અને તેથી તેમને આશ્ચર્ય થશે. પણ આમ કરતાં કેટલાંક અનુમાન, પોતાનાં સમુદાયને ગળે ઉતારવાના વૃથાવાદથી, અગર એક અમુક પદ્ધતિપર ચર્ચા ચલાવવાથી, કે પોતેજ વાત કર્યા કરવાથી તેણે ખરેખર દૂર રહેવું જોઇએ.

## વિચારપ્રોત્સાહન.

આગેવાનનો વળી, બીજો હેતુ એ હોવો જોઇએ કે પોતાના સમુદાયના સભાસદોના વિચાર બહાર આણવા. તેઓ પોતે જાતેજ વિચાર કરતા થાય તેવી તેણે કોશિસ કરવી જોઇએ. આથી કેટલાક પ્રશ્ન તૈયાર કરી રાખવા એ અગ્રેસરની એક મોટામાં મોટી ફરજ છે. આ પ્રશ્નોનો હેતુ એ હોવો જોઇએ કે પોતાની સાથેના અભ્યાસી વિચાર કરતા થાય. એકાક્ષરથીજ જવાબ આપવા જેવા અગર સ્પ-

કાર્યવાળા જે પ્રશ્ન હોય તો પ્રશ્ન નિષ્ફળ જાય છે. ખરેખરો રસ ઉત્પન્ન થાય તેવા પ્રશ્ન ખોળી કાઢવા માટે કેટલાક વિચાર અને થોડા મહાવરાની જરૂર રહે છે.

### જાતે કરવાનો અભ્યાસ.

પોતાની જાતે કરવાના અભ્યાસ અને વાચન માટે રેવરંડ સિ. એફ. એન્ડ્રુસે કેટલીક સૂચનાઓ આપી છે. તે કહે છે કે એકંદર, સામાન્ય મનુષ્યને મારી સલાહ નીચે મુજબ છે. જગત્ સાથે સરખાવતાં હિંદુસ્તાન શું છે; તેનો પ્રથમ તો ખરો ખ્યાલ લાવવો. હિંદુસ્તાનની સ્થિતિ શી છે એ પ્રથમ બરાબર જાણો, દૃષ્ટાંત તરીકે, "સ્ટેટ્સમેન ઇયર બુક" જેવું પુસ્તક લો, જગતના જૂદાજૂદા દેશોનો અહેવાલ વાંચો, તેમની વસ્તી, તેમના ધર્મ, તેમની સરકાર, તેમનો વ્યાપાર ધંધો, તેમની કેળવણી વિષે વિચાર કરો, તેમાં, આનંદ અને પ્રોત્સાહન આપે તેવું તમને ઘણું મળશે. આવા સંભાળભર્યા અભ્યાસનું પરિણામ એ આવશે કે આ દેશના ઘણા વિચારકોની દૃષ્ટિમાં ફેરફાર થઇ જશે, એવો ફેરફાર થશે થશે કે તેની કિંમત કરવી મુશ્કેલ થઇ પડે. આ રીતે, તેઓ, વાતો, કલ્પના અને તર્કવિતર્કને બદલે ખરી હકીકતના સમાગમમાં આવશે અને કયા સંગીન પાયા ઉપર પોતાના વિચારની ઘટના કરવી તે તેમને માલમ પડી આવશે.

### હિંદુસ્તાનની ભૂતકાળની સ્થિતિ.

વર્તમાનકાળના આ ઇતિહાસ સાથે હિંદુસ્તાનના ભૂતકાળના ઇતિહાસનો પણ અભ્યાસ થવો જોઇએ. જૂદી જૂદી રીતે ઉત્તમ અને ઉપયોગી એવાં ત્રણ પુસ્તકો વિષે હું અત્ર સૂચના કરવા માગું છું. રમેશ ચંદ્ર દત્તનું બનાવેલું "પ્રાચીન ભારત," રાયસ ડેવિડ્સનું 'બૌદ્ધ સમયનું હિંદુસ્તાન" અને સ્ટેનલિ લેન પૂલનું મધ્યકાળનું હિંદુસ્તાન.

છેલ્લાં બે પુસ્તક "સ્ટોરિ ઑફ ધ નેશન" માળામાં છે. હિંદુસ્તાનની મહત્તા વિષે જેઓ સામાન્ય અને અનિશ્ચિત સ્વરૂપમાં માત્ર વાતો કરે છે અગર લખે છે, પણ કાંઇ ખરી હકીકત જાણતા નથી તેઓ ખરા ચાલાક અને બુદ્ધિશાળી, પ્રજાહિતચિંતક વિચારક હોઈ શકે નહિ તે યાદ રાખવું જોઇએ.

## આવા અભ્યાસનો લાભ.

જે વિદ્યાર્થીને દેશ સેવા કરવાની ઇચ્છા છે, તેણે પ્રથમ તો હિંદુસ્તાનના ભૂતકાળ અને વર્તમાનકાળનો ઇતિહાસ જાણવો જોઇએ એવો તેમને મારો આગ્રહ છે. આ દેશના લોકોના ચરિત્ર અને દેશના સાંસારિક જીવનની નિર્બળતા અને બળનું તેને જ્ઞાન હોવું જોઇએ. આથી સુધારાનાં કાંઇ વ્યાવહારિક પગલાં ભરતાં કોઇ પાશ્ચાત્ય બાબતથી તે દોરાઈ જશે નહિ, પોતાના દેશના રીતરિવાજનો તે એટલો બધો તિરસ્કાર નહિ કરે કે તેને બદલે તે બધું પાશ્ચાત્યજ દાખલ કરવાની ધારણા રાખશે. તેથી ઉલટું જે કાંઇ પાશ્ચાત્ય હોય તેના સંબંધમાં તેણે એવો મૂર્ખતાભર્યો, ખોટો વિચાર બાંધી ન દેવો, તેની સામે એટલી ખોટી વિરૂદ્ધતા ન રાખવી કે પોતાના દેશના જે રિવાજ ખરીજ રીતે ખરાબ અને હલકા હોય તેમાં ફેરફાર કરવામાં આનાકાની બતાવવી. તેણે મધ્યમ માર્ગ ગ્રહણ કરવો જોઇએ છીએ. જે કાંઈ સારૂં હોય તે રાખવાની અને જે ખરેખરૂં દેશીય તથા ખાસ સુલક્ષણદર્શક હોય તેનો નાશ નહિ કરવાની ઇચ્છા સાથે જ્યાં ખરાબી અને સડો પેઠો હોય તે ખોળી કાઢવાને તેણે પ્રયત્ન કરવો જોઇએ. આ રીતે હિંદુસ્તાનને સજીવન કરવાને, સુધારા વધારાની, કુધારાનો ઉચ્છેદ કરનાર કુહાડાની ક્યાં જરૂર છે તે તેને માલમ પડશે.

## અભ્યાસની વૃત્તિ.

જે સઘળી તપાસ વિષે સૂચના કરવામાં આવી છે તેના આંતર

ભાગમાં પણ, અભ્યાસ પણ સેવા માટે છે એવો વિચાર રહેવો જોઇએ. માત્ર વિચારોનું જ્ઞાન મેળવવું, વિદ્વાની દૃષ્ટિથી રસ લેવો, એ સ્થિતિમાં આવી જવું હમેશા સહેલું હોય છે. આથી આ હેતુ ધ્યાનમાં રાખવો જોઇએ છીએ,-સાધનસંપન્ન થવા અભ્યાસ કરો, અભ્યાસ એક સાધન છે એમ ગણી અભ્યાસ કરો. અભ્યાસ એજ હેતુ છે એ વિચારથી અભ્યાસ કરો નહિ. સામાજિક સુધારા અને ઉન્નતિ માટે એ વ્યક્તિ કેટલું કરી શકે તે તે પોતે ધીરે ધીરે જાણે એમ થવું જોઇએ. આ માટે સરકાર અને સરકારના ધારા જે કામ કરે તેના કરતાં વ્યક્તિ શું કરી શકે તેને વધારે મહત્વ અપાવું જોઇએ. અભ્યાસની આ રૂપરેખા માત્ર સૂચનાત્મક હોઈ શકે. વ્યક્તિનું નાગરિક તરીકે શું કર્તવ્ય છે, તેની શી જવાબદારી છે તે તેઓ જાણવાનો, અનુભવવાનો આરંભ કરે એ તેનો હેતુ છે.



# प्रकरण २१ मुं.

## ચરિત્રવડે થતી સેવા.

"બીજાઓના કલ્યાણનાં ખાસ કાર્ય કરવાથી આપણે તેમને વધારેમાં વધારે લાભ કરીએ છીએ એમ નથી પણ આપણી હમેશાની પ્રવૃત્તિઓમાં રહેલી સદ્વૃત્તિ, તેના વલણથી આપણે તેમને લાભ કરીએ છીએ. આપણામાં જે કાંઈ સદ્ગુણ હોય તેને અનુસરી રહેવાથી, આપણે અન્ય ઉપર વધારે ઉંડી અસર કરી શકીએ છીએ."

—ઇ. ફેર્ડના લે સર્મન્સ.

"એ વાત તો ખરીજ છે કે કોઈપણ માણસના કામકાજના વિસ્તાર અને મહત્વનો આધાર તેના ચરિત્ર ઉપર રહે છે. પ્રતિભાના પ્રકાશ અગર હસ્તકુશળતાથી, ચરિત્રની ખામીઓ ગુપ્ત રહી શકે નહિ." —પેજેટ.

### ચરિત્રવડે થતી સેવા.

સઘળાં દાન કરી શકે નહિ, સઘળાં મોટાંમોટાં કામ કરી શકે નહિ છતાં તેઓ ઉચ્ચ ચરિત્રમાન્ થઇ શકે. સુચરિત્રમાં જે સેવા જોવામાં આવે છે તેજ ખરી સેવા છે. કોઈપણ કામની કિંમત તે કામમાં માલમ પડી આવતી ચરિત્રની ઉચ્ચતાવડે માલમ પડી આવે છે. જેઓ સારાં હોય છે, તેઓજ સારામાં સારૂં કામ કરી શકે છે. સુજનતાને લીધેજ લોકો સજ્જન ઉપર વિશ્વાસ રાખે છે. નીતિમાન્ રહીને તમે સમાજ સેવા કરી છે? જેને આશા હોય તેજ બીજાને હિમ્મત આપી શકે. તમારૂં જીવન આશાયુક્ત છે કે નિરાશાયુક્ત છે? પ્રીતિ કરવાનો જેઓમાં સદ્ગુણ છે, તેઓ પાસેથીજ મનુષ્ય પ્રીતિનો બોધ મેળવે છે; તમારામાં તે સદ્ગુણ છે? પવિત્ર મનુષ્યો, પવિત્ર વસ્તુઓથીજ—

પવિત્ર વિદ્યાર્થી, સ્ત્રી, પુરૂષ ઉપરથીજ પવિત્રતા છે એમ જગત્ માને છે; તમે પવિત્ર છો?

### માત્ર કાંઇ કામ કરવું બસ નથી.

કોઈ અમુક સખાવત માટે એક અમુક રકમ ઉત્પન્ન કરીને, એકાદ સંસ્થા ઉભી કરીને અગર એકાદ શાળા ઉઘાડીને કોઇએ સંતોષ માનવો ઘટતો નથી. આ કામમાં તમે તત્પરપણું, વધારેમાં વધારે ન બતાવો, ઉચ્ચમાં ઉચ્ચ આશયથી તે કામ ન કરો તો તેટલું કામ માત્ર બસ નથી. ઇંગ્લાંડના એક વિદ્વાને હિંદુસ્તાનના પોતાના એક મિત્રને લખેલા પત્રમાં પોતાની ઉચ્ચ આકાંક્ષા બતાવતાં, હિન્દુસ્તાનના હિત માટે ઘણા પ્રયત્ન થાય તેના કરતાં, તે પ્રયત્ન થોડા થાય પણ વિશેષ પ્રીતિ અને ભક્તિભાવથી થાય એ વધારે મહત્વનું છે એ મતલબનો તેણે વિચાર જાહેર કર્યો હતો.

### ચરિત્રની આવશ્યકતા.

કોઇ પણ દેશની માફક હિંદુસ્તાનને માટે પહેલામાં પહેલી, મૂળ જરૂરીયાત ચરિત્રને લગતી, મજબૂત, સ્વતંત્ર ચરિત્રને લગતી છે. માલ્કમ સ્પેન્સર પોતાના "સામાજિક પુનરૂદ્ધાર" ના લેખમાં લખે છે કે "આપણે પોતે પોતાનામાં ફેરફાર કરીએ તોજ બીજામાં ફેરફાર થઇ શકે. શ્રીમન્ત લોકો ગરીબ અને અજ્ઞાન લોકોના સંબંધમાં પોતાને પસંદ પડતી વ્યવસ્થા ક્યારે કરી શકે? તેઓ તેમ કરવાની પોતાની યોગ્યતા બતાવે તોજ. તેઓ પોતાના દ્રવ્યથી, કે કાયદાના કોઇ સુધારાની તદબીરથી નહિ, બીજી કોઇ પણ રીતે નહિ પણ ફક્ત પોતાના દૃષ્ટાંતથીજ તેઓ તેમ કરી શકે. સમાજનો ઉચ્ચ વર્ગ પોતે જો ધાર્મિક હશે તો પછી અધાર્મિકતાના પ્રશ્નના નિકાલ માટે કોઇ મિશન, કોઇ ધર્મપ્રચારક સંસ્થાની જરૂર રહેશે નહિ. સમાજનો ઉચ્ચ વર્ગ પ્રા-

પાનના વ્યસનથી દૂર રહેશે તો મદ્યપાનનિષેધને લગતા સુધારા કરવાના યત્ન વધારે પકના થઇ પડશે. ઉચ્ચ વર્ગના લોકોમાં જે આત્મનિગ્રહ હશે, તે વર્ગના લોકો ભપકા અને મોજશોખ કરતાં, સરલતામાં વધારે સુરુચિ રહેલી છે એમ માનતા હશે તો ગરીબ લોકોના સ્વેચ્છાચાર અમર મૂર્ખનાભર્યા ઉડાઉપણા માટે તેમને ઉદ્વેગ કરવો નહિ પડે. શું કરવાથી લોકો વધારે સારા અને સુખી થઇ શકે તે માટે આપણે તજવીજો કર્યા કરીએ છીએ અને આ બાબતમાં પરદુઃખભંજકો કેટલાક બાધક અને કેટલાક અબાધક એવા હજાર રસ્તા બતાવે છે પણ સામાજિક સુધારણાનાં દ્વાર તો ખુલ્લાંજ હોય છે, તેને માટે કોઈ કુંચી શોધવાની કે જડવાની નથી કારણ કે તે માટે કોઇ ચાવીની જરૂરજ નથી. બીજાઓ માર્ગ બતાવે છે તેમ ગરીબ લોકોનાં છોકરાં ચાલે છે. તેમનાથી ઉચ્ચ પંક્તિના* લોકો વડે તેમનો માર્ગ નિર્ણીત થાય છે.

## સેવા: વ્યક્તિત્વનું દર્શન.

કોઈ માણસની સામાજિક મત્તાના પ્રકાર અને બળને માત્ર, ચરિત્રની અસર રહે છે એટલુંજ નહિ પણ માણસમાં જેમ ઉચ્ચ ચરિત્રની ખામી તેમ તે પોતાની પરિસ્થિતિને હિતકર થવા ઓછો પ્રયત્ન કરે છે. વ્યક્તિએ પોતાની ઇચ્છાઓ અને હેતુઓ પરિપૂર્ણ કરવા માટે, પોતાના આંતર બળનો ઉપયોગ કરવાથીજ સમાજના મોટા ભાગનાં હિતનાં કામ થઇ શકે છે. આ કામમાં વ્યક્તિનો સ્વ-

* यद्यदाचरते श्रेष्ठ स्तत्तदेवेतरो जनः । भगवद्गीता.
છે. કોઇ માણસના ચરિત્રમાં અમુક કેટલાંક સુલક્ષણ ન હોય, તે તે સમાજહિત માટે વાપરી શકે, તેના સામાન્ય જીવનમાં જે લક્ષણ જે-

ભાર, તેનાં સુલક્ષણ અને તેની ખાગીઓની અસર રહેવાની એ ચોક્કસ છે. કોઇ માણસના ચરિત્રમાં અમુક કેટલાંક સુલક્ષણ ન હોય તે, તે સમાજહિત માટે વાપરી શકે, તેના સામાન્ય જીવનમાં જે લક્ષણ જોવામાં આવતાં ન હોય તે માણસ જાદુથી પોતાના કામકાજમાં બતાવી શકે એવો લોકોનો સામાન્ય અને સહેલાઇથી ઉત્પન્ન થતો ખ્યાલ ખોટો છે. જેવો માણસ તેવું તેનું કામ હોય છે. જે માણસ ગંભીરપણે અને તીવ્ર આગ્રહથી કામ કરતો હોય તે મૂર્ખ, અલ્પજ્ઞ કે છાછરા સ્વભાવનો હોય નહિ, સાધારણ શક્તિવાળો માણસ પોતાની આસપાસના જગતમાં ઉત્તમ અને ઉચ્ચ હિતકર કાર્ય કરી શકે એ પણ માની શકાય નહિ. માણસની પોતાનીજ આંતરસ્થિતિ છિન્નભિન્ન અને વ્યગ્ર હોય તો સાર્વજનિક કાર્યોમાં બળ ઉત્પન્ન કરવા જેટલી એકાગ્રતા તે બતાવી શકે નહિ.

## આવશ્યક વસ્તુ.

કોલેજના એક ગ્રેજ્યુએટને કોઇ શાળાના મેનેજર, અનાથાશ્રમના ડિરેક્ટર અગર કોઇ સંસ્થા કે વ્યવસ્થામાં ઑનરરી સેક્રેટરી, ટ્રેઝરર અગર સભાસદ થવા કહેવામાં આવે. આગ્રહ, તીવ્રતા, શ્રદ્ધા, આત્મસંયમ, એકાગ્રતાના સદ્ગુણ તેજ વખતે તેનામાં પ્રકટ થતા નથી. જો તે સદ્ગુણો તેના ચરિત્રમાં મૂળથીજ હોતા નથી, મૂળથીજ તે તેના ચરિત્રમાં વૃદ્ધિ અગર વિકાસ પામતા રહેતા નથી, તો તેના કામની સમાજની અપેક્ષા નિષ્ફળ જશે. કોઇ પણ દેશની પેઠે, આ દેશની હાલની સ્થિતિ જેમાં મદદ અને સુધારાની જરૂર છે તેમાં ચરિત્રની અત્યંત આવશ્યકતા છે.

" પ્રભુ ! અમને ખરા માણસ આપો, આવા સમયમાં મોટા

દિલના, મજબૂત મનના, ખરી શ્રદ્ધાવાળા અને કામ કરવાને ખુશી, પદવીના લોભથી તણાઇ ન જાય તેવા, પદવીની લાલચથી ઠગાય નહિ તેવા, દૃઢ અભિપ્રાય તથા સંકલ્પશક્તિવાળા, પ્રતિષ્ઠાવાળા અને સત્યશીલ માણસોની જરૂર છે.*



*"God give us men. A time like this demands
Great hearts, strong minds, true faith, and willing hands.
Men whom the lust of office does not kill:
Men whom the spoils of office cannot buy:
Men who possess opinions and a will:
Men who have honour, men who will not lie."

# પ્રકરણ ૨૨ મું.

## શિક્ષકોને કેટલીક સુચનાઓ.

### શિક્ષકને મળતા પ્રસંગ.

શહેરો અને ગામડાંના શિક્ષકોને પોતાના દેશની મહત્વની સેવા કરવાના જેટલા પ્રસંગ મળે છે તેના કરતાં વધારે સારા પ્રસંગ બીજા થોડાંજ મનુષ્યને મળે છે. 'સેન્ટ્રલ ટ્રેનિંગ કોલેજના એક મિલાવડા વખતે, પંજાબ યુનિવર્સિટીના ચેન્સેલર તરીકે ડૉ. જે. સિ. આર. વુલિંગે જણાવ્યું હતું કે શિક્ષણના ધંધામાં સેવાના ઘણા પ્રસંગ મળે છે. ફતેહમંદ થયેલા વિદ્યાર્થીઓને ઉદ્દેશી તેમણે કહ્યું હતું કે-તમા-રામાંનો દરેક જણ માણસ થશે, સમાજનો સુશિક્ષિત માણસ થશે. ઘણી જગાએ, સમાજમાં અવકાશવાળા માણસો માત્ર શિક્ષકોજ હોય છે. ન્યાય અને કારોબાર ખાતાનાં માણસોને ઘણું કામ હોય છે. સમાજનો નેતા શિક્ષક હોય છે. અધિકારી આગળ તે આવશ્યક બાબતો રજુ કરી શકે. ઘણી બાબતોમાં તે તેમને સલાહ આપી શકે. દેશમાં એવી થોડીજ જગાઓ છે જ્યાં સ્ત્રી કેળવણીની જરૂર ન હોય, જ્યાં લોકોને ઉન્નત કરવાના પ્રસંગ ન મળે.

### સામાજિક કર્તવ્ય માટેની તૈયારી-એક અંતર્ગત લક્ષ્ય.

સામાજિક કર્તવ્યની તૈયારી એ કેળવણીનો અંતર્ગત હેતુ છે. એને અનુસરતી વ્યવસ્થા શાળાઓએ રાખવી એ ઘણી અગત્યની બાબત છે. માનસિક વિકાસનાં ધોરણને અનુસરી ચાલવામાં રહેલો અતિ શ્રમ ઘણા શિક્ષકોને ભારે માલમ પડે છે. એમ લાગે છે કે વિદ્યાર્થીને પાસ કરવાની, માનસિક વિકાસના અમુક ધોરણ ઉપર તેમને

લાવવાની તેમની ફતેહ ઉપર તેમના ધંધાની આબરૂ રહેલી છે. તેમને જણાય આવે છે કે વિદ્યાર્થીઓમાં સમાજ તરફની વૃત્તિ, નૈતિક જવાબદારીની વૃત્તિનો વિકાસ કરવાની તેઓની શક્તિની થોડીજ તપાસ થાય છે, તે તરફ થોડુંજ ધ્યાન અપાય છે. વિદ્યાર્થીઓ નાપાસ થયા એ વાત આખા પ્રાંતમાં જણાય છે. સમાજ પ્રત્યે જવાબદારી સમજનાર નાગરિક ઉત્પન્ન કરવામાં મળતી નિષ્ફળતા કોઇ જાણતું નથી, સહેલાઇથી તે છૂપાવી શકાય છે. વિચારના આ ધોરણ સામે શિક્ષકે દૃઢ રહેવું જોઇએ અને બંને ધોરણમાં, પ્રવીણતા મેળવવાને તેણે બનતી કોશિસ કરવી જોઇએ. સામાજિક કાર્યક્ષમતાનું શિક્ષણ એ એક અંતર્ગત અને સઘળાઓએ સ્વીકારી હોય તેવી ભાવના થવાની જરૂર છે.

## કરવા જેવી બાબતો.

શિક્ષક માટે સેવાના જે સંભવિત પ્રકાર, માર્ગ ખુલ્લા છે તે કહી બતાવવા એ ખરેખર અશક્ય છે; કારણકે આગળ કહેવામાં આવ્યું છે તેમ સેવા એ જીવનનું પ્રકાશન છે અને જીવનમાં જેવું વૈવિધ્ય, જીવનની જેવી સમૃદ્ધિ, તેવીજ સમૃદ્ધિ, તેવુંજ વૈવિધ્ય સેવામાં રહે છે. પણ અનુભવથી માલમ પડ્યું છે કે સેવા કરવાની જ્યાં ખુશી જોવામાં આવે છે ત્યાં પણ જૂદા જૂદા માર્ગની, વિચારની નવીન પ્રણાલિકાઓની જરૂર રહે છે. નીચે જણાવેલી સૂચનાઓનો અનુભવ કરવામાં આવ્યો છે:—

૧. શાળા અગર કોલેજ બંધ થવાનાં બે અઠવાડિયાં અગાઉ વિદ્યાર્થીઓને તેમનાં સામાજિક કાર્યમાં ખરેખરી રીતે સાહાય્યભૂત થઇ પડે તેવું સાહિત્ય શિક્ષકે રજુ કરવું જોઇએ. મદ્યપાનનિષેધનાં ચોપાનીયાં, તેને લગતાં ગીત, સમીપના કોઈ સ્થળેથી વિના મૂલ્ય મળી શકે. મદ્રાસની ક્રિશ્ચિયન લિટરરી સોસાઇટી પાસેથી સુધારા અને

આરોગ્યને લગતાં ચોપાનીયાં મળી શકે. તાવ, પ્લેગ, મેલેરિયા, કોલેરા, ક્ષય, પરસ્પર સહાયક મંડળીઓ વગેરેને લગતાં ચોપાનીયાં સરકાર પાસેથી મેળવો. આ બધાં ટેબલ અગર ભીંત ઉપર રાખો જેથી સહેલાઇથી તે જોઇ શકાય તેની કિંમત અને મળવાનાં સ્થળ સ્પષ્ટ રીતે બતાવો. પુસ્તકો અને ચોપાનીયાં સમુદાયને બતાવવા અને સમજાવવાને તત્પર હોય તેવા કેટલાક પસંદ કરેલા અને તાલિમ પામેલા વિદ્યાર્થીઓ એકઠા કરી અને ત્યાંને ત્યાંજ ઓર્ડર મેળવી તે ઓર્ડર મોકલી આપે એવો એક માણસ તૈયાર રાખો. પોતાની કોલેજના વિદ્યાર્થીઓને ઉનાળાની રજામાં કામમાં આવે તેવાં મદ્યપાનનિષેધને લગતાં ૧૦૦ કરતાં વધારે ચોપાનીયાં અને પ્રતિજ્ઞાપત્રનાં પુસ્તકો, ક્ષય વિષેનાં ૪૦૦ ચોપાનીયાં, મેલેરિયા વિષે ૫૦ તથા આરોગ્યવિદ્યાના વિવેચનનાં કેટલાંક ચોપાનીયાં, ઉપર જણાવેલી વ્યવસ્થા વગર પણ એક શિક્ષક આપી શકયો હતો. કોઇ પણ ખાસ પ્રયત્ન વગર કોઇ પણ શાળા અગર કોલેજમાં આ કામ એવકુ કરી શકાય.

૨. સામાજિક અભ્યાસની આવશ્યકતાવાળા વિષયો તમારી સાહિત્યસભાઓમાં દાખલ કરો. સાહિત્યસભાને નહિ પણ ગામડાંની પ્રાથમિકશાળાને માફક આવે તેવી ૧૦ મિનિટ ચાલે તેટલી સારામાં સારી વાત કોણ કરી શકે છે તેની ૬ માણસ વચ્ચે સ્પર્ધા કરાવો. શ્રોતાવર્ગ ગામડાનાં નાનાં છોકરાં છે એવી કલ્પના રાખો અને શ્રોતાવર્ગની જ્ઞાન વૃદ્ધિને વિષયનુ વસ્તુ અનુકૂળ કરવા માટે તથા બાળકોને યોગ્ય વકતૃત્વ રેવુ કરવાની લાયકાત માટે ઇનામ આપો. " સામાજિક અભ્યાસ " ને લગતા ૨૦ મા પ્રકરણમા બીજી સૂચનાઓ જૂઓ.

૨. કોઇ કોઇ વખત નવમા પ્રકરણમાં બતાવેલા " ધ કિંગ ઑફ ધ ગોલ્ડન પેન " ને અનુસરી પાઠ લખવા વર્ગના દરેક વિદ્યાર્થીને

કહો. આ યોજનાનો લાભ ઘણા વર્ગ અંતઃકરણપૂર્વક લે છે એમ જોવામાં આવ્યું છે.

૪. વર્ષનો એક દિવસ નક્કી કરો. તે દિવસે તમારી શાળામાં, નાની હલકી શાળા, અનાથાશ્રમ અગર હલકી વર્ણની શાળાને આમંત્રણ આપો અને તમારી શાળાના વિદ્યાર્થીઓ તેમને રમતગમતથી આનંદ આપે તેવી વ્યવસ્થા કરો.

૫. મ્યુનિસિપેલિટી તરફથી કોઈ ઘર, કોઈ મકાન, કોઇ જગા સાફ થતી હોય તો તે કેવી રીતે સાફ થાય છે, તે તમારા સિનિયર અગર ઉપરના વર્ગના વિદ્યાર્થીઓ જોઇ શકે તે માટે હેલ્થ ઑફિસર સાથે બંદોબસ્ત કરો. ઘણાં ભાષણ કરતાં, આવા વ્યાવહારિક પ્રયોગવડે તેમને ઘણું શિક્ષણ મળશે.

૬. *ગરીબના આશ્રમ, અનાથાલય, પુસ્તકશાળા, સંગ્રહસ્થાન* વગેરેમાં, તહેવારોને દિવસે જવાની ગોઠવણ કરો. દરેકનો સભાળપૂર્વક ખુલાસો આપતા જાઓ. તેઓ જે શહેર અને દેશમાં રહેતા હોય તેના આવા સંગ્રહ તેમને બતાવો. કોઇ વિદ્યાર્થી જ્યારે કોલેજ છોડે ત્યારે સેવા માટે તેનામાં પરિપકવતા હોય તો તેના કોઇ પણ પ્રકાર માટે અઠવાડિયાની એકાદ સાંજ અર્પણ કરવા તેને કહો.

૭. છોકરાઓ માટે લાયક થઇ પડે તેવાં દરેક પ્રકારના સામાજિક વિષય અને નાગરિક કર્તવ્યને લગતાં પુસ્તક એકઠાં કરો. વાંચવા ઉછીનાં આપો અને જરૂર જણાય તો તે પ્રસિદ્ધ કરવા બંદોબસ્ત કરો.

૮. જે લોકો સામાજિક ઉન્નતિના ઉદ્યોગમાં પડયા હોય તેમની પાસે તે વિષયનાં ભાષણ તૈયાર કરાવો.

૯. જરૂરના સુધારા વિષે સાર્વજનિક મત બંધાય તે માટે યત્ન કરો.

૧૦. તમે ઓળખતા હો તેવા કોલેજના બે વિદ્યાર્થીને તમારી શાળાની "પ્લેગ્રાઉન્ડ"* ઉપર મદદ માટે ચોક્કસ આમંત્રણ આપી બોલાવો. આ કામની શરૂઆત તમેજ કરો.

૧૧. ગુજરાતી ભાષામાં વિદ્યાર્થીઓ રૂપાંતર કરે તેવા યોગ્ય નાના લેખ પસંદગી માટે જોતા રહો. ભાષાંતર તમે જોઇ જાઓ અને તે પ્રસિદ્ધ થાય તેવો યત્ન કરો.

૧૨. સેવાના એક મંડળની અગર ગરીબને સહાયતા કરનાર યુવકબંધુઓના એક મંડળની સ્થાપના કરો. એમાં એટલુંજ જોવાનું રાખવું કે મંડળીને ખરેખર કાંઈ કામ કરવાનું છે અને તે કામ કરે છે. વાતો કરવામાં તેનું પરિણામ આવવું જોઇએ નહિ.

૧૩. વિદ્યાર્થીઓના એક નાના સમુદાયને ગામની હૉસ્પિટલમાં લઇ જાઓ. કોઇ દરદીઓને કાંઇ કાગળ લખાવવા હોય તો લખી આપો. બીજા કેટલાક દરદી માટે થોડાં ફળ ફુલ, અને રમકડાં લઈ જાઓ.

૧૪. અકસ્માત્ વખતે ઇલાજને લગતા સેંટ જોન્સ એમ્બ્યુલન્સના ધોરણ મુજબ શિક્ષણ અપાવવામાં કોઇ સજ્જનની મદદ લો. વિદ્યાર્થીઓની કેળવણીમાં આ એક સર્વોત્તમ પ્રકારની પુરવણી છે.

૧૫. શાળાની ઇમારત અગર જગા ૨૪ કલાકને બદલે માત્ર ૮ કલાક વપરાય તે બાબતમાં તમારા નાગરિક બંધુઓને શરમ ઉત્પન્ન થાય તેવા યત્ન કરો. સામાજિક સંબંધ વધારવામાં, એકતા કરવામાં, સત્સમાગમ અને સદ્‌ભાવની અભિવૃદ્ધિ કરવામા, રાત્રીએ શિક્ષણની સગવડ કરી આપવામાં, વ્યવસ્થિત અને દેખરેખવાળી રમતગમત માટે સરળતા કરી આપવામાં આ સાધન કેટલાં મહત્વનાં થઇ પડે છે તે પ્રત્યે તેમની આંખ ઉઘાડો.

---

* રમતગમતની જગા.

૧૬. પ્રાણીઓ પ્રત્યે થતી નિર્દયતા તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચો અને સંજોગો અનુકૂળ હોય તો તેના અટકાવ માટે એક મંડળ ઉભું કરો.

૧૭. ચાંદની સ્પર્ધા માટે ગોઠવણ કરો. (પ્રકરણ ૧૭મું જૂઓ.) આ યોજનામાં વિદ્યાર્થીઓને ઘણો રસ પડે છે.

૧૮. યાદ રાખવું કે જ્યારે જ્યારે તમે એક યુવાન વિદ્યાર્થીમાં આત્મત્યાગ અને સેવાની વૃત્તિ દાખલ કરતા રહેશો, ત્યારે ત્યારે, પૈસા અને શરીરની મદદથી જે કાંઇ લાભ થાય તેના કરતાં વધારે મોટો અને ખરો લાભ તમે વિદ્યાર્થીને કરો છો એમાં કોઈપણ પ્રકારનો શક નથી.



# प्रकरण २२ मुं.



## ધર્મના આવિર્ભાવ તરીકે સમાજસેવા.



"મેજરજનરલ ચાર્લ્સ જ્યોર્જ ગોર્ડન સિ. બી., જેઓ હમેશાં નિર્બળને માટે પોતાના બળનો અને ગરીબને માટે પોતાના ધનનો ઉપયોગ કરતા, જેઓ સંકટમાં આવી પડેલાં પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતા અને જેમણે પોતાનું અંતઃકરણ ઈશ્વરને અર્પણ કર્યું હતું."

સેં પાલના દેવળનો લેખ.*

### ખરો ધર્મ વર્તનથી બતાવી શકાય છે.

કોઇપણ માણસની ધાર્મિક ભાવનાઓ જેમ તેના ધર્મનો એક ખરો ભાગ હોય છે તેમ તેનું વર્તન પણ તેના ધર્મનો એક ખરો ભાગ છે. ઇશ્વર વિષેની તમારી પોતાની ખરી ભાવનાઓ કયી છે તે જાણવા ઇચ્છા હોય તો નીચેના પ્રશ્નના જવાબ આપોઃ–ઇશ્વર વિષેના વિચારની મારા વર્તન ઉપર કેટલી અસર રહે છે? તમારી જે ભાવનાઓની અસર તમારા વર્તનને રહે છે તેના કરતાં તમારા ધર્મમાં વધારે મહત્તા નથી એ વાત નિર્મળ મનથી સ્વીકારી કામકાજ

---

*"Major-General Charles Gordon, C. B.,
who at all times
and everywhere gave his strength
to the weak
His substance to the poor,
His sympathy to the suffering,
His heart to God.
*Inscription in St. Paul's Cath*[illegible]

કરો. જે માણુસને ગુરુત્વાકર્ષણના નિયમનું જ્ઞાન છે, તેમાં રહેલા સત્યનો જે સ્વીકાર કરે છે, તે કોઇ ઘર પડતું હોય છે તો તેનાથી દૂર નાસે છે, ઘરને છાપરેથી તે કદી કૂદકો મારતો નથી, આજ પ્રમાણે કોઇ માણુસને પ્રીતિના નિયમ વિષે જ્ઞાન હશે, તેના સત્યનો તે સ્વીકાર કરતો હશે તો, પૂરી પાડવા જેવી ન્યૂનતાઓ કેટલી છે તેની તે તપાસ રાખતો રહેશે અને મનુષ્યનો તે મિત્ર થઇ પડશે.

## ધર્મ અને સેવાની માગણીનો સંબંધ.

પોતાના જાતિભાઇઓ તરફનું કર્તવ્ય એ સેવાનું મૂળતત્વ છે. પોતાના જાતિભાઇઓ અને ભગિનીઓ માટે પોતાના જીવન, પોતાના આત્માનો ત્યાગ કરવો એ શિવાય બીજો કોઇ પણ ભોગ માણુસ ઇશ્વર આગળ ધરી શકે નહિ.* પ્રભુનાં દ્વાર ખુલ્લાં થવા માટે વ્યક્તિજીવન અને સાધુતાના સદ્ગુણના વિકાસની જરૂર છે. આ વિકાસ માટે આવશ્યક સેવાની માગણી દરેક મનુષ્ય આગળ થતી રહે છે.

## ધર્મની પરીક્ષા તેનાં સામાજિક પરિણામ ઉપરથી થાય છે.

દેશના સામાજિક પ્રશ્નોના નિર્ણયમાં અમુક ધર્મ કેટલો ઉપયોગી થઇ પડે છે એટલુંજ માત્ર જોવું એ ધર્મની પૂરતી કસોટી છે એમ હાવનું જગત્ વધારે ને વધારે માનતું જશે. તમારા પોતાના ધર્મ તરફ દૃષ્ટિ ફેરવો, તેનાથી તમારા દેશની ઉન્નતિ થાય છે કે કેમ તેની તપાસ કરો. તે કાંઇ કામ કરે છે કે નહિ તેની તજવીજ કરો, જે કાંઇ

---

*યત્કરોષિ યદશ્નાસિ યજ્જુહોષિ દદાસિ યત્।
યત્તપસ્યસિ કૌન્તેય તત્કુરુષ્વ મદર્પણમ્ ॥
ભગવદ્ગીતા.

ભાવાર્થ—હે અર્જુન ! તું જે કાંઇ કરે, ખાય, હોમે, આપે, તપ કરે તે સર્વ મને અર્પણ કર.

પરિણામ આવવાં જોઇએ તે તેનાથી આવે છે કે નહિ તેની તપાસ કરો. જે માણસ સંપૂર્ણ રીતે ધર્મનિષ્ઠ રહે તેને સમાજસેવા તથા દેશાભિમાન તરફ કેટલું પ્રોત્સાહન થાય છે? હિંદુસ્તાનના લોકો આગળ, પહેલાં નહિ આવેલી ઘણી બાબતો રજુ થઇ છે. પ્રયોગશાળાની પદ્ધતિથી તેઓ પોતાના ધર્મમાં રહેલા સત્યની અજમાયશ લેવા ઇચ્છા રાખતા હોય તો, પોતાના દેશના કઠિન પ્રશ્નો સામે બાથ ભીડવામાં, તેનો યોગ્ય નિર્ણય કરવામાં તેનાથી કેટલી શક્તિ, કેટલું પ્રોત્સાહન મળે છે તે તેમણે જોવું જોઇએ.

આનું નામ પ્રયોગશાળાની પદ્ધતિ. વૈજ્ઞાનિકો એમ પ્રશ્ન નથી કરતા કે અમુક તર્ક ખોટો છે પણ તે તર્ક પ્રયોગમાં, વ્યવહારમાં મૂકી શકાય છે કે કેમ તેવો તેઓ પ્રશ્ન કરે છે. વિદ્યુત્ અણુનો તર્ક માની શકાય એવો નથી એમ કહી તેનો તેઓ અસ્વીકાર કરતા નથી પણ તેઓ પ્રયોગને લગતી પોતાની સામગ્રી તૈયાર કરે છે, નિયમનું અનુકરણ કરે છે, તેમાં કરવુ જોઇતું સર્વ કરે છે, પોતે વિદ્યુત—અણુની તપાસ લે છે, તુલના કરે છે અને અનુભવે છે. ધર્મનું પણ તેમજ છે. વૈજ્ઞાનિક દષ્ટિએ, કોઈ પણ વિચાર માનવો કે ન માનવો એ કાંઇ પ્રશ્ન નથી. તેથી દેશનો ઉદય થઇ શકે એમ છે? હું તે ધારણ કરૂં તો તેનું કાંઇ ફલ છે કે કેમ?

### ધાર્મિક શિક્ષણના બે હેતુ.

આ રીતે સઘળા ખરા ધાર્મિક શિક્ષણના બે હેતુમાં રહેલા ભેદ સમજવા ઉપયોગી છે. પહેલો હેતુ એ છે કે ધાર્મિક જ્ઞાનનો સંચય કરવો. આપણા જ્ઞાન અને આપણી ભાવનાઓનો તે સાથે સંબંધ છે. આપણાં ધાર્મિક પુસ્તકોમાં જ્ઞાન અને પ્રોત્સાહન શક્તિનો જે સંચય છે તે નિશ્ચિત સ્વરૂપમાં સ્પષ્ટ થાય એ આ હેતુ છે બીજો

હેતુ જે વારંવાર ભૂલી જવામાં આવે છે તે એ છે કે આ ધાર્મિક વિચાર નો અમલ આપણા જીવનમાં કરવો અને ન્યાય્ય કરવાની વૃત્તિ અને શક્તિ ખરી રીતે ઉત્પન્ન કરવી. પ્રથમ હેતુની દૃષ્ટિ આપણી ભાવનાઓ અને મતની ઘટના કરવા તરફ છે અને બીજા હેતુની નજર ભાવનાઓને ખરી રીતે અમલમાં આણેલી બતાવવા તરફ છે. એકમાં માત્ર વિચાર છે. બીજામાં વ્યવહાર છે. પહેલાથી એક મનુષ્યને એવો પ્રશ્ન થાય કે અમુક ધર્મમાં હું છું તો તે ધર્મના લોકોના જે વિચાર, તેમની જે જે ભાવનાઓ હોય તે મારામાં કેટલાં છે ? બીજાવડે પણ તેટલોજ મહત્વનો પ્રશ્ન મનુષ્યને થાય કે અમુક મારો ધર્મ છે તો તે ધર્મના અનુયાયીઓને જે કાંઈ કરવાનું તે મેં કેટલું કર્યું છે ? કોઇ માણસનું ધાર્મિક જીવન તેનાં કાર્યોમાં સ્પષ્ટ રીતે માલમ પડી ન આવે તો તે જીવન ચૈતન્યમય અગર ખરૂં જીવન હોઇ શકે નહિ. માત્ર બુદ્ધિમાન્ લોકોની એક જાતિ ઉત્પન્ન કરવી એજ કેળવણીનો હેતુ હોવો જોઇએ નહિ. સમાજના અંગભૂત તરીકે લોકોમાં કર્તવ્યબુદ્ધિ, જવાબદારીની લાગણી ઉત્પન્ન થાય એ પણ તેનો હેતુ છે.

### વર્તનથી જાતની પરીક્ષા.

એમ કહેવાય છે કે મહાન્ ઇટલિયન ગાયક પૅટી કોઇ અજાણ્યા ગામમાં જઇ ચઢી. પોસ્ટ ઑફિસમાંથી તેને એક રજીસ્ટર્ડ પાર્સલ લેવાનું હતું. પણ તેજ પૅટી હતી એમ કોઇ તેને ઓળખતું નહિ. તેણે પોતાનું નામ તથા પ્રમાણપત્ર બતાવ્યાં છતાં તેને તેનું પાર્સલ મળ્યું નહિ. આખરે તેણે એક જાણીતો રાગ મધુર આલાપમાં, પોતાના અદ્ભુત અવાજે ઉપાડ્યો. સઘળાંએ એકદમ કહ્યું કે તે પૅટી છે. પૅટી સિવાય તેવું કોઈ ગાઇ શકે નહિ. આજ રીતે આપણા વર્તનવડે આપણા ધાર્મિક વિચાર સિદ્ધ કરવા જોઇએ.

## ધાર્મિક જીવનમાં આચારની જરૂર.

ઘણા ધાર્મિક સજ્જન, ઘણા મહાત્માઓ કહી ગયા છે કે આપણું જ્ઞાન અને આપણી ભાવનાઓ તેજ માત્ર ધર્મ નથી પરંતુ આપણે જે કાંઇ કરીએ તેમાં પણ ધર્મ રહેલો છે. પ્રભુ, પ્રભુ કરવાથી આત્મોન્નતિ થતી નથી. ઇશ્વરની આજ્ઞાઓને અનુસરી કર્તવ્ય કરવાથીજ આત્મોન્નતિ થાય છે. આ સત્ય જેઓ જાણતા હશે અને તદનુસાર વર્તન કરતા હશે તે સુખી થશે. પ્રભુની આજ્ઞા મુજબ જેઓ ચાલે છે તેમના ઉપર પ્રભુકૃપા થાય છે, પ્રભુપ્રીતિ તેમને પ્રાપ્ત થાય છે. અનાથ અને વિધવાઓની તેમનાં સંકટના સમયમાં મુલાકાત લેવી અને જગતથી અકલુષિત, નિર્લેપ રહેવું એજ ખરો અને પવિત્ર ધર્મ છે. કોઇ વખતે સત્યના તર્ક વિતર્ક અને ધાર્મિક આવેશ થઇ આવે પણ તેની આપણા હમેશના જીવન અને આચારપર કાંઇ અસર ન રહે તો તેની કાંઇ પણ કિમત નથી.

## પોતાને પૂછવા જેવો પ્રશ્ન.

આપણા પોતાના ધાર્મિક શિક્ષણમાં, આ બન્ને હેતુમાંના કયા હેતુને મહત્વ આપવામાં આવ્યું છે તે વિષે ચિંતન કરવાની જરૂર છે. સત્ય શું છે તે વિષે વિવાદ કરવાને અને તે રીતે આપણી ભાવનાઓ શી હોવી જોઇએ તે સારી રીતે શોધી કાઢવાના કામને મહત્વ આપવામાં આવ્યું છે કે જે ઉચ્ચતમ સત્ય આપણે જાણતા હોઇએ તેને હમેશાં આચારમાં ઉતારવાના બીજા હેતુને મહત્વ આપવામાં આવ્યું છે?

## ધાર્મિક લાગણી નિત્ય તેમ ઊંડી કરવા માટે વર્તનની આવશ્યકતા.

ઉચ્ચ અને પવિત્ર ધાર્મિક આવેશના પ્રદેશમાં એક પળવાર દાખલ થવું તે શું છે તેનો આપણાંમાંનાં ઘણાને અનુભવ છે. વૈરા-

નિક વિચારે, આ ઉન્નતિના પ્રસંગનું પ્રોત્સાહન, ચરિત્ર અને આચારમાં ઉતરે છે તો તેવા પ્રસંગ વારંવાર આવે છે, આ ઉન્નત આવેશ હમેશાં આવ્યા કરે છે. જે કોઈ પ્રોત્સાહનથી આપણને કાંઈ કરવાનું બળ મળે તેજ ખરાં પ્રોત્સાહન છે અને આધ્યાત્મિક જ્ઞાન અગર પ્રકાશનો ઉપયોગ ન થાય તો તેનું પરિણામ અજ્ઞાન અને અંધકારમાં આવે છે.

## પ્રયોગાલય તરીકે જગત્.

તમારામાંના કેટલાકને ન્યાય, કર્તવ્ય, અગર ઇશ્વર વિષે વિચાર આવે છે. તે વિચાર તમને ખરા અને ફલપ્રદ લાગે છે. તે વિચાર કાયમ રહે એવી તમારી ઇચ્છા હોય તો જાગ્રત થઈ જાઓ, અને તેના પ્રમાણ તરીકે કાંઇ સંગીન કામ કરીબતાવો. આધ્યાત્મિક ઉત્કર્ષ બતાવવા માટે જગત્ એક પ્રયોગાલય છે. તેનો તે રીતે તમે ઉપયોગ કરો. આમાંથી બે પરિણામ આવવાનાં એવી તમારે ખાત્રી રાખવી. એક તમારી નિર્બળતાના સમયમાં જે બાબતો તમને તેની મુશ્કેલીઓથી ભડકાવતી તેજ બાબતો પાર પડી અને બીજું ઇશ્વરી પ્રોત્સાહક શક્તિનો વિકાસ થયો. ધાર્મિક વર્તનમાં, પ્રયોગશાળાને લગતી વૃત્તિની નિશ્ચિત વ્યાવહારિક વૃત્તિની જરૂર છે.



# પ્રકરણ ૨૪ મું.

## પ્રાર્થનાદ્વારા સેવા.

"જમાનાની સેવા કરવામાં, મારૂં કર્તવ્ય કરવામાં, પ્રભુની આજ્ઞાનુસાર વર્તન કરવામાં મારી સઘળી શક્તિઓનો ઉપયોગ થાઓ."

"જેણે પોતાના સેવકોને જગતના સઘળા ભાગમાં શાંતિ અને શુભેચ્છાની ખુશખબરોના પ્રચાર માટે મોકલ્યા છે તેવા હે પ્રભુ! આખી મનુષ્યજાતિના સંબંધમાં તારી શી આજ્ઞા છે તે અમારી આગળ પ્રકટ કર. તારે પોતાનેજ જગતનું રક્ષણ કરવું એવી તેં ગોઠવણ કરી નથી પરંતુ તારા આ પરિશ્રમમાં અમને પણ તેં ભાગ આપ્યો છે તે માટે અમે તારો આભાર માનીએ છીએ, અમારૂં સઘળું જીવન અમારા ભાઇઓ તથા બહેનો માટે અમે આપીએ એવી પવિત્ર સદ્વૃત્તિ અમને આપ."

"અમારે કયે માર્ગે જવું તે અમે જાણીએ છીએ. અમારા અંતઃકરણમાં તારી આજ્ઞા લખેલી છે, છતાં, હે પ્રભુ! આના કરતાં કાંઇક વિશેષ આપવાને અમારા ઉપર કૃપા કર. અમારા જ્ઞાન મુજબ આચાર, યત્ન કરવાનું અમને બળ આપ. જ્ઞાનની અમે માગણી કરતા નથી. જ્ઞાન અમને તેં આપ્યું છે. કામ કરી બતાવવાના સંકલ્પની, દૃઢ ઇચ્છાની, હે પ્રભુ! અમને જરૂર છે*

જૉન ડ્રિંકવૉટર.

---

*"We know the path wherein our feet should pass,

To strike the blow.
Knowledge we ask not—knowledge Thou hast lent.
But Lord, the will—there lies our bitter need,
Give us to build above the deep intent,

*John Drinkwater.*

"જેમનું પ્રાકટ્ય સેવા કરાવવા માટે નહિ પરંતુ સેવા કરવા માટે, ઘણાના ઉદ્ધાર માટે પોતાનું જીવન અર્પણ કરવા માટે હતું એવા હે ! પ્રભુ, અમને એવી સદ્વૃત્તિ આપવા અમે કાલાવાલા કરીએ છીએ જેથી અમે સેવામય, આત્મલાભપૂર્ણ અને ઉદ્ધારક જીવન ગાળી શકીએ. માત્ર વ્યક્તિની નહિ પણ જનસમુદાયની જરૂરીયાતો, તેમનાં સંકટ, તેમનાં પાપ માટે લાગણી ઉત્પન્ન થાય એવી રીતે અમારી સહાનુભૂતિ વિશાળ કર. વિચાર, વાણી અગર કર્મથી થતી સઘળી સામાજિક સેવામાં ખરૂં જ્ઞાન અને વિવેક શક્તિ આપ. અમારાં કામ તને પસંદ છે એમ જાણી અમને પૂરતો આશ્રય અને બદલો મળશે."

"હે પ્રભુ, જગતનાં સર્વ કુટુંબના પિતા, અન્યાય અને જુલમ, દુઃખ અને અનિષ્ટ, કલેશ અને તિરસ્કાર, તારા પવિત્રાત્મા વડે હમેશને માટે દૂર થાય, તે માટે સર્વ પ્રકાર અને વર્ગના લોકોને સામાજિક ઐકતા, પ્રીતિ અને પરસ્પર સહાયતાના સંબંધમાં આણવા અમે તને કાલાવાલા કરીએ છીએ."

## નગરજનોની પ્રાર્થના.

"અમારા સુખી જીવન માટે, અનુકૂળ પરિસ્થિતિ માટે, પારકાના ઉપકાર સિવાયના અમારા નિભાવ માટે, ગરીબ લોકોને નહિ મળતાં, ઘણાં સુખ અમને મળવા માટે, અમે તારો અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ. ગરીબની સેવા કરનાર જે સજ્જન ઉદ્વેગમય ગૃહોમાં આનંદનો પ્રચાર કરવા, શ્રમિત, કંટાળેલાં જીવનને ઉન્નત કરવા, ઉન્નતિના માર્ગ, પ્રસંગ ઉઘાડવા, લાંબા સમયથી જડ ઘાલી બેઠેલાં અનિષ્ટ દૂર કરવા અને નિર્ધનતાને નિર્મૂળ કરવા પ્રયાસ કરે છે તેઓને, અમારા સંચયમાંથી અમે સુખથી આપી શકીએ તેના કરતાં કાંઈક વધારે આપવા અમે નિશ્ચય કરીએ છીએ. આ જગત્ વધારે સારૂં અને સુંદર નિવાસસ્થાન થાય, પવિત્રતા, ધૈર્ય અને શાંતિના સદ્ગુણ દેખીતી રીતે અમારામાં વધે અને અમારૂં નગર સુખી થાય એવી આશા અને શ્રદ્ધાથી અમે આ નિશ્ચય કરીએ છીએ."

## સત્કાર્યની પરિપૂર્ણતામાં પ્રભુની સહાયતા.

હિંદુસ્તાનની ભારે જરૂરીયાતો જોતાં, જરૂરીયાતો પૂરી પાડવામ પ્રભુની કેટલી તથા કેવી સહાયતા લઇ શકાય તે જાણવાને વિદ્યાર્થીઓએ, દરેક માણસે ઇચ્છા રાખવી જોઇએ. કોઇ પણ વિદ્યાર્થી ઉચ્ચમ ઉચ્ચ સેવા કરી શકે તો તે એ છે કે નિર્બળતા અને મુશ્કેલીઓને પરાજય કરવામાં ઇશ્વરની કેટલી મદદ લઇ શકાય તે પોતે જોવા અને અજમાવવા અને તેજ મુજબ અન્યને, જોવા તથા અજમાવવા પ્રોત્સાહિત કરવાં. આથી ઇશ્વરના અસ્તિત્વ અને ચારિત્ર્યની અપ્રસિદ્ધ અગાધતાના સશોધનના, ભારે કામ માટે નવીન સાહસ ઉઠાવવા, અને પ્રયાસ કરવા હિંદુસ્તાનના યુવકોએ પ્રેરાવું જોઇએ. જગતને વિશ્વાસુ આગેવાન જોઇએ છીએ. કોઇપણ માણસની વધારેમાં વધારે જરૂર પડે, તેની મદદની વધારેમાં વધારે માગણી કરવામાં આવે તો તે પોતાના જમાનાને મદદગાર થવા, તે સંબંધમાં ઇશ્વરની આજ્ઞા પર ધ્યાન આપવા, તેની આજ્ઞા મુજબ ચાલવાના સંબંધમાં જરૂર પડે, માગણી કરવામાં આવે.

## કામ કરતાં કાંઇક વધારેની જરૂર.

બેસ્ટ પોતાના એક લેખમાં લખે છે કે કામ એ એક ફરજજ છે. પોતાને શું કરવાનું છે અને કેવી રીતે રીતે કરવાનું છે તે જે માણસ જાણે છે, તેણે બળ સહિત, મહેનત ઉઠાવીને કામ કરવું જોઇએ. પણ તેમાં તેણે પોતાનું સઘળું બળ ખપાવી દેવુ જોઇએ નહિ. પોતાની શક્તિનો કેટલોક ભાગ તેણે હમેશાં પ્રાર્થના માટે બચાવવો જોઇએ. મહેનત કરી જ્યારે આપણે ઉશ્કેરાયલા, ચિંતાતુર અને એટલા બધા થાકીને રાત્રીએ ઘેર આવીએ જેથી પ્રાર્થના ન થઇ શકે તો તેથી આપણે ઇશ્વરનો દ્રોહ કરીએ છીએ.

## વર્તન.

પ્રાર્થનામાં જે વિશ્વાસ રહે છે અને તેથી જે સ્વાભાવિક લાગણી ઉત્પન્ન થાય છે તેનું વર્ણન ફ્રેઈપ્સ " શાંત સમય " નામના પ્રાર્થના વિષેના અતિ ઉપયોગી પુસ્તકમાં કરે છે:-" સત્ય જીવનની પ્રાપ્તિનો ઉદ્દેશ રાખી હું આજ પ્રભાતમાં પ્રાર્થના કરૂં છું. આ કાંઇ કોઇ કલ્પિત કથા જેવું નથી. મારી પ્રાર્થનામાં કાંઇક હેતુ છે. મારે તે હેતુ પરિપૂર્ણ કરવાનો છે. આ એક પ્રકારનો ઉદ્યોગ છે જેમાં હું હાલ દાખલ થઉં છું. એક ખગોળવેત્તા, જેમ પોતાનું દૂરબીન ફેરવી, દૂરનાં આકાશનું જ્ઞાન મેળવવાની વાજબી અપેક્ષા રાખે છે તેવીજ રીતે પ્રભુ તરફ મારૂં હૃદય દોરી ઇશ્વરનું જ્ઞાન મેળવવાની મને અપેક્ષા છે.

## ઈશ્વર ઉપર શ્રધ્ધા.

ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી કોઇપણ સત્કાર્ય કરવાથી તે કાર્યને ફતેહમંદ ઉતારવાના પ્રયત્નોને બળ મળે છે. આગ્રહપૂર્વક યત્ન અને ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી દૃઢતાથી કામ કરવાથી પર્વત જેટલી મુશ્કેલીઓ પણ દૂર થાય છે. કોઇ પણ સારો હેતુ પરિપૂર્ણ થવા માટે ઇશ્વરપ્રાર્થના કરવામા આવે, ઇશ્વરપર શ્રદ્ધા રાખી તેની પરિપૂર્ણતા માટે યોગ્ય પ્રયાસ કરવામાં આવે તો ફતેહ મળ્યા વગર રહે નહિ. હિંદુસ્તાનને ભારે કામ કરવાનાં છે. સામાજિક પુનરૂદ્ધાર, આધ્યાત્મિક જાગ્રતિ અને આત્મજ્ઞાનની પ્રાપ્તિ એ કાંઇ નાનાં સૂનાં કામ નથી. આ કાર્યોની પરિપૂર્ણતા માટે મહાન્ પ્રયત્નો થવાની જરૂર છે. ઇશ્વર ઉપર શ્રધ્ધા રાખી, પ્રાર્થના કરવાથી આત્મબળ વધે છે અને આત્મબળ તથા ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખવાથી ગમે તેવાં મુશ્કેલ સત્કાર્ય પણ પાર પડે છે.

## પ્રાર્થનાના કેટલાક વિષય.

હિંદુસ્તાનના હિતને લગતા નીચેના પ્રશ્નોના સંબંધમાં પ્રાર્થના થઇ શકેઃ—

( ૧ ) જેમનામાં જ્ઞાનનો પ્રકાશ અને સૌંદર્ય આવ્યાં નથી તેવા તમારા શહેરના અગર જાતિના અજ્ઞાન અગર પતિતવર્ગના લોકોઃ અજ્ઞાન અને બેદરકારીથી જેમની સંભાળ લેવામાં આવતી નથી; જેમને બંધુભાવથી કોઇએ સદ્ભાવના કરી નથી; એટજ માતૃભૂમિનાં જેઓ બાળક છે. આ લાખ્ખો માણસોના કલ્યાણ માટે જે લોકો અગર સંસ્થાઓ મહેનત કરતાં હોય તેમને પરમેશ્વર સન્માર્ગ બતાવે અને તેમને સુખી રાખે તેવી પ્રાર્થના કરો.

( ૨ ) હિંદુસ્તાનની સ્ત્રીઓ માટે પ્રાર્થના. તેમનાં ધૈર્ય, ભક્તિ અને સેવા માટે ઇશ્વરનો આભાર માનવો, તેમને લગતી ઉચ્ચમાં ઉચ્ચ બાબતમાં તેઓના અનુરાગ માટે પ્રભુનો ઉપકાર માનો. તેઓને જ્ઞાન અને સમજનો પૂરતો પ્રકાશ મળે તે માટે શિક્ષકો અને શાળાઓનો વધારો થાય અને તેમનાં બાળક તરફ પ્રીતિ તથા અનુરક્તિ બતાવવામાં તેઓ વધારે સમજ શક્તિ બતાવી શકે તેવી પ્રાર્થના કરો.

( ૩ ) શિષ્ય વર્ગના ચરિત્ર, ઉચ્ચતમ નીતિ અને માનસિક કલ્યાણ માટે આત્મત્યાગપૂર્ણ પરિશ્રમ ઉઠાવવાની તૃષ્ણા, તમારા શહેર અગર ગામની શાળાના શિક્ષકોમાં, મુખ્ય શિક્ષકથી માંડી, હલકામાં હલકા નોકરમા ઉત્પન્ન થાય તેવી પ્રાર્થના કરો. નાનાં બાળકની સાથે કામ લેવામાં તેમને જે ધૈર્ય, આગ્રહ અને પ્રેમની જરૂર પડે છે તે ઇશ્વર તેમને અર્પણ કરો.

( ૪ ) ગરીબ લોકો જેઓ શ્રમ અને સંકટથી દબાઇ જાય છે, જેઓને દુષ્કાળ, પ્લેગ અગર તાવની બિમારીથી પોતાનો હમેશનો

નિભાવ કેમ કરવો તેની સુઝ પડતી નથી તેમને માટે પ્રાર્થના કરો. દુષ્કાળ અને નિર્ધનતા સામે ટકી રહેવા પ્રભુ તેમને સાધન આપે અને ગમે તેવા હલકા ગણાતા મનુષ્યની પણ કાળજી રાખનાર પરમેશ્વર તેમને તેમના સંકટમાં દિલાસારૂપ થઇ પડે એવી યાચના કરો.

(૫) પ્રભુ તરફથી આગેવાનોને ડહાપણ મળે, લોકસેવાના સબંધમાં ઇશ્વરેચ્છા શી છે તે જાણવા અને પરિપૂર્ણ કરવાના પ્રયત્નમાં તેઓ માનવપ્રશંસા અગર ઉપાલંભની દરકાર ન રાખે તે માટે પ્રાર્થના કરો.

રેવરંડ મિ. ફ્લેમિંગે રજુ કરેલી પ્રાર્થના તથા પ્રાર્થનાના વિષયમાં કોઇ ધાર્મિક મતભેદ ઉત્પન્ન થાય એવું છેજ નહિ છતાં તે પ્રાર્થનાઓ અપવાદરૂપે કોઇને પસંદ ન પડે તોપણ તે વિષયો અને પ્રાર્થનામાં, મનુષ્યને ઉચ્ચપથે, સન્માર્ગે લઇ જનાર એટલાં બધાં તત્વો, એટલા ઉચ્ચ અને પવિત્ર વિચાર રહેલા છે, સેવાના સન્માર્ગ વિષે એમાં એટલી બધી સૂચનાઓ રહેલી છે કે આ ગ્રંથમાં તે દાખલ કરવાનું અમને દુરસ્ત લાગ્યું છે.

## ૧. પાપનિવેદનને લગતી પ્રાર્થના.

હે સર્વ શક્તિમાન્! હે પવિત્ર, દયાળુ પ્રભુ, પાપના પશ્ચાતાપ અને દુઃખથી નરમ પડી ગયેલાં મનુષ્યોથી તું દૂર નથી. અમારૂં પાપનિવેદન શ્રવણ કર અને અમારા ઉપર દયા લાવ.

અમારાં ગતજીવનના સઘળાં દુષ્કર્મ માટે, તારી આજ્ઞાનો ભંગ કરવા માટે, અમારી સુસ્તી, મિથ્યાભિમાન અને અમારી બેવફાઈ માટે

હે પ્રભુ! અમારા ઉપર દયા કર.

ચિંતા અને આવેશ, જેને લીધે અમારામાં સાધુતા રહી નથી અને જે વડે દૈવી વિષયો તરફની અમારી દૃષ્ટિ ઝાંખી થઈ છે, તેને લગતા દોષ માટે

હે પ્રભુ! અમારા ઉપર દયા કર.

યૌવનના પાપ અને દોષ જે વડે અમે તારા માર્ગનું ઉલ્લંઘન કરી ગયાં છીએ અને જેથી અમારા ઉપર સંકટ આવી પડયાં છે, અમને મહાન ઉદ્વેગ થયા છે તે માટે

હે પ્રભુ ! અમારા ઉપર દયા કર.

અમારા હૃદયની નિષ્ઠુરતા અને આત્માની પશ્ચાત્તાપહીનતા માટે, અમારા અભિમાન, આત્મગૌરવ અને સ્વેચ્છાચારપૂર્ણ અન્યાય માટે

હે પ્રભુ ! અમારા ઉપર દયા કર.

વિસારી મૂકેલી અમારી પ્રતિજ્ઞાઓ માટે, નબળા પડવા દીધેલા અમારા ઉત્તમ આશય માટે, ચાલુ રહી નહિ શકેલા સુનિશ્ચય માટે, અમારાથી અમારી બેવફા જીંદગી ગુપ્ત રાખવાને ઘડી કહાડેલાં બહાનાં માટે

હે પ્રભુ ! અમારા ઉપર દયા કર.

જે ઉદ્વેગ માટે પશ્ચાતાપ થયો નથી, જીવનના સઘળા સુખકર ઉપદેશ જે અમને સત્ય અને નિત્ય માર્ગ ઉપર લાવવામાં નિષ્ફળ ગયા છે તે માટે

હે પ્રભુ ! અમારા ઉપર દયા કર.

જીવનના ગુપ્ત દોષ અને અહંકારયુક્ત દુષ્કૃત્ય જેને માટે કોઇને ઠપકો મળ્યો નથી, જેમને જતા કરવામાં આવ્યાં છે, સહન કરવામાં આવ્યા છે તે માટે, અમારી જાતથી અમારે જે રીતે વર્તવું જોઇએ તે રીતે નહિ વર્તવા માટે

હે પ્રભુ ! અમારા ઉપર દયા કર.

ગેરવાજબી ક્રોધ અને કટુતાના શબ્દ અમારા મુખમાંથી નીકળ્યા હોય તે માટે, જે કલેશ અને ખેદ અમે ઉત્પન્ન કર્યા હોય, જેને અમે સહાયતા આપી હોય તે માટે, અને મનુષ્યોમાં શાંતિ અને શુ-

બેચ્છાની વૃત્તિઓ દાખલ કરવાની અમારી દોષયુક્ત બેદરકારી માટે
હે પ્રભુ ! અમારા ઉપર દયા કર.

રીસથી અન્યાય સાંખી રહેવા માટે, અમારાથી પોષાયલી વૈર-વૃત્તિ માટે, અસહિષ્ણુતા, અન્યાય અને અનુદારતા માટે ઠપકો આપવાની, ભૂલો કાઢવાની અમારી તત્પરતા માટે, અમારા સામાજિક સંબંધમાં વિચાર, ધૈર્ય, માયાળુપણું અને સમભાવની ખામી માટે
હે પ્રભુ ! અમારા ઉપર દયા કર.

જીવનની જે સારી બાબતો અમે ગુમાવી છે તે માટે, અમને મળેલી બક્ષિસોની ખીલવણી નહિ કરવા માટે, અમને મળેલા સુપ્રસંગ ગુમાવવા માટે, આ મનોહર જગતની સુંદરતા અને માનવ હૃદયનો પ્રેમ, અમારી આગળ આવી જવા છતાં, અવિચાર, ચિંતા અને આ-વેશોને લીધે જેની અમે કદર કરી નથી તે માટે
હે પ્રભુ ! અમારા ઉપર દયા કર.

જે શંકાઓ તારે વિષે લાવવાથી અમારા માર્ગપર અંધકાર આવી રહ્યો છે, જે સમયોમાં અમે અમારું કર્તવ્ય ભૂલ્યાં છીએ અને અમારી શ્રદ્ધા ખોઇ છે તે માટે, જે સમયોમાં અમે લાલચને વશ થયા છીએ તે માટે
હે પ્રભુ ! અમારા ઉપર દયા કર.

આ જગતના જીવનમાં એક બાજુએ અન્યાય, જૂલમ અને ઉ-દ્વેગ જોવામાં આવે છે તે વખતે અમે અમારા સ્વાર્થપરાયણ સુખ માટે કાળજી રાખીએ છીએ તે માટે, અમારા પોતાના હિત તરફજ માત્ર, અયોગ્ય ધ્યાન આપવા માટે, ભ્રાતૃભાવની અમારી ખામી અને જનસેવા તરફની અમારી ઉપેક્ષા માટે
હે પ્રભુ ! અમારા ઉપર દયા કર.

અંતર્યામીની સૂચનાઓ અને આજ્ઞાઓ નહિ સાંભળવા માટે, સત્યશીલ અને ઉત્તમજનનાં દૃષ્ટાંત તથા વચનોથી પણ અમે તારા લાયક સંતાન થયાં નથી તે માટે, સમયના ઉપદેશ અને ભાવિ સ્થિતિના વિચાર જે વડે અમારામાં ગાંભીર્ય, આગ્રહ, નમ્રતા, નિર્મળ અને પુષ્કળ શ્રદ્ધા તથા સભાવતનો સદ્ગુણ આવવાં જોઇએ તે આવ્યાં નથી તે માટે

હે પ્રભુ! અમારા ઉપર દયા કર.

જે પાપ સાંભરતાં હોય અગર ન સાભરતાં હોય, જે પાપ અમે જાણતા હોઇએ અથવા અમારી પાપપરાણયતાને લીધે જે પાપ અમારી જાણ બહાર હોય તે માટે

હે પ્રભુ! અમારા ઉપર દયા કર.

દયા અને ક્ષમા જેનાં ખાસ સુલક્ષણ છે તેવા હે પ્રભુ! અમારૂં નમ્ર દોષનિવેદન સ્વીકાર. અમારાં પાપની શૃંખલાથી અમે બંધાઈ ગયા છીએ, પ્રભુ! દયા કરી તેમાથી અમને મુક્ત કર.

## ૨. મદદ માટે પ્રાર્થના.

હે પરમ પુનિત અને પરમ દયાળુ પ્રભુ! નિર્મળના બળ, શ્રમિતનું વિશ્રાન્તિસ્થાન, ઉદ્વેગીને દિલાસો આપનાર, પાપીના તારક, દરેક જરૂરી વખતે તારાં બાળકના આશ્રય! અમારા જીવનની પરિસ્થિતિ અને અનુભવોમાં તારી સહાયના માટે અમે પ્રાર્થના કરીએ છીએ તે શ્રવણ કર.

જ્યારે અમારાં દિલ ઠંડાં અને મુડદાલ થતાં જાય, તારૂં માનસિક દર્શન અમારાથી દૂર થતું જાય, જીવનમાં કાંઈ આધ્યાત્મિક સત્ય ન હોય એમ અમારૂં જીવન પસાર થતું હોય ત્યારે

હે પ્રભુ! અમને સહાય આ.

ભૂતકાળની કેટલીક ખરાબ બાબતોનાં સ્મરણથી અમે મૂઝાતાં હોઇએ, અમારાં સ્વપ્ન, અમારી આશાઓ અપરિપૂર્ણ રહેવા માટે, આધ્યાત્મિક પ્રકાશ દૂર થઇ અંધકાર થવા માટે, અન બળને બદલે નિર્બળતા થવા માટે અમે ઉદ્વેગ કરતા હોઇએ તે સમયે

હે પ્રભુ ! અમને સહાય થા.

અધમ અને દુષ્ટ માર્ગે તરફ અમને પ્રલોભન થતુ હોય, પાપ એવી મોહિની ધારણ કરે કે, પાપ અમારી દષ્ટિમાં ઓછું લાગે ત્યારે

હે પ્રભુ ! અમને સહાય થા.

મુશ્કેલ કર્તવ્ય કરવાની, સમાજમાં એકલે હાથે કામ કરવાની અને નહિ ઉચકી શકાય તેવા કાર્યભાર ઉપાડવાની ફરજ હોય તે વખને

હે પ્રભુ ! અમને સહાય થા.

જ્યારે અમે અમારા કામથી કંટાળ્યા હોઇએ, એ કામ કરવામાં ફળ નથી એમ ધારતા હોઇએ અને અમુક કર્તવ્યમા કાંઇ લાભ નથી માટે કર્તવ્ય કરતાં દુઃખ લાગતુ હોય તે સમયે

હે પ્રભુ ! અમને સહાય થા.

અજ્ઞાત ભાવિથી અમારૂં ચિત્ત વ્યગ્ર રહેતું હોય, ભય અને ચિંતાના સમયમાં તારા નિત્ય પ્રેમ અને તારી કાળજી, તારી સંભાળનું વિસ્મરણ કરીએ ત્યારે

હે પ્રભુ ! અમને સહાય થા.

જીવનના અંત સમયે, શરીર અને હૃદય નબળાં પડી જતાં હોય, લેવાઇ જતાં હોય, પાર પડી જતાં હોય, મનુષ્યની સહાયતા નિરર્થક હોય તે સમયે

હે પ્રભુ ! અમને સહાય થા.

હે પ્રભુ ! અમે અમારૂં જીવન ઘણા અનેકમોટા ભયમાં પસાર કરીએ છીએ, અમારા સ્વભાવના ... લીધે અમે હમેશાં આ ભય સામે ટટાર ઉભા રહી શકતાં નથી –. તું જાણે છે તો સર્વ ભય સામે અમે ટકી રહીએ, સઘળી કસોટીમાંથી અમે પસાર થઈએ તેટલું બળ અમને આપ, તેટલું અમારૂં રક્ષણ કર.

### ૩. ઉદ્ધાર માટે પ્રાર્થના.

હે ! સર્વ શક્તિમાન્ પ્રભુ અમે તારાં પાપપરાયણ નશ્વર બાળક તને નમીએ છીએ. અમારી નિર્બળતા, અમારી નિષ્ફળતા અને અમારામાં જે બળ નથી તે બળની જરૂરિયાતનો અમે સ્વીકાર કરીએ છીએ. તારાથી અમારૂં રક્ષણ થાય એવી મારી માગણી નથી. તારા રક્ષણ અને અમારા ઉદ્ધાર માટે અમે તારી પાસે આવીએ છીએ.

કઠાપણુ ભરેલી અને સાચી સલાહના તિરસ્કાર અને બેદરકારીથી, તને યોગ્ય ન લાગે તેવી બાબતો કરવાથી

હે દયાળુ પ્રભુ ! અમને દૂર રાખ.

વિષયી અને સ્વાર્થપરાયણ વિચાર અને ઇચ્છાઓથી, મૂર્ખના અને દુષ્ટતાભર્યા વચન અને વર્તનથી, વાસનાઓ અને આવેશોની અધીનતાથી, નાલાયકી અને હલકાં પ્રલોભનથી, યૌવનની ભ્રષ્ટતાથી અને કોઇને દુષ્ટ માર્ગે જવા લલચાવવાથી

હે દયાળુ પ્રભુ ! અમને દૂર રાખ.

મિજાજ, અભિમાન, મગરૂરી, તિરસ્કાર, અનાદર, જેઓ માનને લાયક હોય તેમને માન નહિ આપવાની વૃત્તિ, મિથ્યાભિમાન, માનસિક ક્ષુદ્રતા, હું જ ખરો, હું જ કાંઇક છું, એ વૃત્તિથી, અન્યની અવગણના અને નિંદાથી

હે દયાળુ પ્રભુ ! અમને દૂર રાખ.

અજ્ઞાન, દ્વેષ અને ક્રોધ વિચાર બાંધી દેવાથી, સારાને ખોટું કહે-વાથી અને ખોટાને સારૂં કહેવાથી, પ્રકાશને અંધકાર કહેવાથી અને અંધકારને પ્રકાશ કહેવાથી, કોઇ પણ બાબત સાંભળી હોય તે પહેલાં તેનો જવાબ દઇ દેવાની શરમભરેલી વર્તણુકથી, ખરૂં શું છે તેની જાતે તપાસ કરવાની બેદરકારી, દુષ્ટતાભરી બેદરકારીથી, સ્વાર્થભરી સમાધાન વૃત્તિ અને જે ઉત્સાહ જ્ઞાનને અનુસરતો નથી તેથી

*હે દયાળુ પ્રભુ! અમને દૂર રાખ.*

ગેરવાજબી ક્રોધ અને કંકાસના સ્વભાવથી, અન્યાય અને અનુ-દારતા ભર્યા વિચાર અને નિર્ણયથી, ખોટી વાત ખરી માની લેવાની તત્પરતાથી, ઘોંઘાટ, ગરબડ, ચાડી તથા સર્વ પ્રકારની નિંદાથી, અપ-કારને બદલે અપકાર કરવાથી, કોઇએ કરેલું નુકશાન વારંવાર સંભા-રવાથી, અપ્રિય રીતભાત અને રસ્તાઓથી, હૃદયની સર્વ પ્રકારની ક-ઠોરતા અને અંધતાથી

હે દયાળુ પ્રભુ! અમને દૂર રાખ.

સુસ્તીમાંથી, તારા તરફથી મળેલી શક્તિ અને પ્રસંગોનો લાભ લેવા તરફ બેદરકારી બતાવવામાંથી, અમારા ધંધામાં ખંત અને વફા-દારીની ખામીમાંથી અને જીવનની ફલહીનતામાંથી

હે દયાળુ પ્રભુ! અમારો ઉદ્ધાર કર.

કૃતઘ્ની અને રીસાળ સ્વભાવથી, જીવનમાં જે કાંઇ સારૂં હોય તે વિશે શંકા આણવાથી અને પ્રભુના પ્રેમ તથા સંભાળ વિશે અવિ-શ્વાસ રાખવાથી

હે દયાળુ પ્રભુ! અમને દૂર રાખ.

હે દયાળુ પ્રભુ! દુઃખ અને પશ્ચાતાપથી દબી ગયેલાં હૃદયના નિશ્વાસ અને પશ્ચાતાપ કરનારાઓની ઇચ્છાઓનો તું તિરસ્કાર કરતો નથી, અમે તને પ્રાર્થના કરીએ છીએ કે ... [illegible]

વિષે અમને હમેશાં વિશ્વાસ રહે, તેવી અમારા ઉપર કૃપા કર. પા
અને અપવિત્રતામાંથી અમને બચાવનાર તુજ છે.

### ૯. પરાર્થે પ્રાર્થના.

હે શક્તિમાન્ પ્રભુ! માનવ જાતિના પિતા! તેં સર્વ મનુષ્ય મા
પ્રાર્થના કરવા અમને આજ્ઞા કરી છે. અમે તારી પ્રાર્થના કરીએ છીએ
તે શ્રવણ કર.

સર્વ વર્ગનાં લોકોને સુખી કરવા, કુસંપની વૃત્તિનો નાશ થાય તે
માટે માનવ હૃદય એક બીજા તરફ વળે તેમ કરવા

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ! શ્રવણ કર.

સમાજમાંથી એશઆરામની પ્રીતિ નિર્મૂળ કરવા, મિથ્યાભિમાન
અને લઘુતા, સ્વૈરાચાર અને દુર્ગુણમાંથી સમાજને મુક્ત કરવા તથા
આત્મત્યાગ કરનાર, તારા બહાદુર, ખરા દિલનાં અનુયાયીઓની સંખ્યા
વધારવા,

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ! શ્રવણ કર.

લોકોનું ગૃહજીવન પવિત્ર અને ઉન્નત કરવા, ગૃહજીવનની પવિત્રતા
અને મહત્વ વિષે તેમને ઉંડી લાગણી રહે તેમ કરવા, આ રીતે અમારા
દેશના કુટુંબોમાં ઉત્તમ શાસન અને ખરા ધર્મનો ઉદય થાય તેવી મ-
હેરબાની કરવા

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ! શ્રવણ કર.

અમારાદેશમા દરેક સ્થળે લોકો પોતાના કામકાજમાં પ્રમાણિક અને
આબરૂભેર રહે, તેમના ધંધામા ખરું દિલ અને ચોકસાઇ રાખે, અપ્રમા-
ણિકતા, લોભ અને સ્વાર્થપરાયણતા સદન્તર બંધ થઇ જાય એવી કૃપા કરવા

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ! શ્રવણ કર.

જે લોકો દેશના કાયદાનો અભ્યાસ કરતા હોય તેઓ મનુષ્યને
તેમના પરસ્પરના વ્યવહારમાં ઇન્સાફપુરઃસર અને વાજબી સલાહ આપે

તેમ કરવા, જે લોકો તારાં મહાન્ કાર્યનું નમ્રતાપૂર્વક સંશોધન કરતા હોય અને માનવસૃષ્ટિ ઉત્પન્ન કરવામાં રહેલા ડહાપણની જેઓ પિછાન કરતાં હોય તેમના ઉપર કૃપા કરવા, ગ્રંથકારો અને વર્તમાનપત્રના તંત્રીઓ તથા બીજાઓ જેઓ લોકોના વિચાર અને અભિપ્રાયની ઘટના કરતા હોય તેઓ પવિત્રતા અને સાધુતા ઉપર પ્રીતિ રાખી, સત્ય અને ન્યાય માટે પોતાની સઘળી શક્તિઓનો ઉપયોગ કરે તેમાં તેમને મદદ કરવા

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ ! શ્રવણ કર.

સંગીન શિક્ષણને લગતી સર્વ શાળા, પાઠશાળાઓનો ઉદય થાય, જેઓ બાળકોને શિક્ષણ અને તાલિમ આપે છે તેઓમાં ડહાપણ આવે, તેઓને તારો ભય રહે અને જેઓ સારવારનું કામ કરતા હોય તેમને જ્ઞાન અને કુશળતા મળે તે માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ ! શ્રવણ કર.

જે નગરમાં અમે રહેતા હોઇએ તેને સુખી કરવા, જેઓ સૌથી શાણા અને ઉત્તમ હોય તેમનેજ અમારા અગ્રેસર કરવા, અમારામાં જ્ઞાન, સદ્ગુણ અને ધર્મની અભિવૃદ્ધિ થાય તેમ કરવા, અમારો જૂદા અભિપ્રાયને લીધે કટુતાભર્યો ભેદ, કુસંપ ઉત્પન્ન ન થાય, અમે એવાં કામ ન કરીએ જેથી અમારી અપકીર્તિ થાય, અમારી તકરારોથી અમારાં હૃદય નિષ્ઠુર ન થાય, તેવી ન્યાયબુદ્ધિ અને ઉદારતાની અમે અભિવૃદ્ધિ કરીએ એવી સદ્વૃત્તિ અમને અર્પણ કરવા

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ ! શ્રવણ કર.

આશ્રમોમાંનાં, હૉસ્પિટલોમાં તેમ પોતાનાં ઘરમાં રહેતાં, ગરીબ, બિમાર અને દુઃખી મનુષ્ય ઉપર દયા લાવવા, તેમને સુખી કરવા, જેઓનું મરણ નિશ્ચિત છે તેમને મૃત્યુ સમયે પણ સન્માર્ગે ચઢાવવા

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ ! શ્રવણ કર

સર્વ શક્તિમાન્ પ્રભુ, દિવ્ય પિતા, તું સર્વને ચહાય છે, કોઇને તું ભૂલતો નથી, તારા સઘળાં પ્રાણી, તારાં સઘળા બાલક માટે અમે કાલાવાલા કરીએ છીએ,

જેમના પર અમારો પ્રેમ છે, જેને માટે અમે જાગ્રત રહીએ છીએ, જેમની અમને દરકાર છે તે સર્વના હિત માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ! શ્રવણ કર

જે સર્વ અમારી તરફ માયાળુપણે વર્ત્યા છે, ધૈર્યથી અમને જેમણે માર્ગ બતાવ્યો છે, જેમણે અમારા પ્રત્યે દિલસોજી બતાવી છે, જેમણે અમારા આરોગ્યની સભાળ લીધી છે અને જેમની ઉદારતાવડે અમારાં અનેક પાપ ઢંકાઈ ગયા છે તે સર્વના હિત માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ! શ્રવણ કર

જે સર્વ મનુષ્યે અમારૂં અનિષ્ટ ઇચ્છ્યુ હોય અગર કર્યું હોય અને જેમનાં હૃદયમા પશ્ચાતાપ તથા અમારા હૃદયમાં જેમને માટે દયા અને ઉપકારવૃત્તિ થવાની જરૂર છે તે સર્વના હિત માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ! શ્રવણ કર.

સઘળા મૂગાં પ્રાણીઓ માટે, મનુષ્યો પ્રાણીઓ પ્રત્યે દયાવૃત્તિ રાખે, તેમની અપગ દશા માટે તેમને લાગણી થાય તે માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ! શ્રવણ કર

જૂલમ સહન કરતી સઘળી સ્ત્રીઓ અને બાળકો માટે, તારી દયા તેમના પર થાય, પુરુષોની પણ તેમના તરફ સમભાવવૃત્તિ થાય તે માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ! શ્રવણ કર.

સકટથી રીબાતાં, બિમાર અને નિર્બળ મનના મનુષ્ય માટે જેઓ ભય, તગી અને આપત્તિમા હોય તેમને માટે, જેઓ ભૂમિનો અગર જલપ્રવાસ કરતા હોય તેમને માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ ! શ્રવણ કર.

જેમનાં સગાંસ્નેહી મરણ પામે, જેમનાં સ્નેહી દુઃખ અગર પાપથી મુઝાતાં હોય તેમને માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ ! શ્રવણ કર.

જગતમાં જેમને કાંઇ હાનિ થઈ હોય તેમને માટે, અંધકાર અને ઉદ્વેગના દિવસોમાં તારા તરફની તેઓને શાંતિ મળે તે માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ ! શ્રવણ કર.

જેઓ પોતાના ઉદ્વેગમાં ડૂબેલાં હોય, તેઓ ઉદ્વેગમુક્ત થઇ પોતાના બંધુઓ અને ભગિનીઓનાં દુઃખમાં ભાગ લઇ શકે તથા તારાં રહસ્ય જાણે, તને ઓળખે, તારૂં સાન્નિધ્ય પિછાને તે માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ ! શ્રવણ કર.

જેઓ ન્યાયથી ચાલતાં હોય, દયાના કામ ઉપર પ્રીતિ રાખતાં હોય, સદાચારથી નમ્રતાપૂર્વક જીવનવ્યવહાર ચલાવતાં હોય તેમના ઉપર તારી કૃપા થાય, તેમને તારા તરફથી શાંતિ મળે તે માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ ! શ્રવણ કર.

પોતાના સંકલ્પ અને કર્તવ્યને વળગી રહેવાથી જેઓ સંકટ ભોગવતાં હોય તે સર્વ માટે, ત્યાગથી બળ અને આનંદ મળે તે માટે, તેઓપર તારી કૃપા થાય અને તેમને યોગ્ય બદલો મળે તે માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ ! શ્રવણ કર.

જીવનના ગહન, શંકાયુક્ત પ્રશ્નોથી જેઓ મૂઝાતાં હોય, તારાથી વિમુખ થવાની જેમને બીક, ચિંતા રહેતી હોય, તેમની અંધકારમય સ્થિતિમાં પ્રકાશ થાય, ઉદ્વેગને બદલે તેમને આનંદ થાય તે માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ ! શ્રવણ કર.

બેદરકાર અને મિજાજી માટે, પ્રકાશને બદલે અંધકારને ચહા-

નારા માટે, તેઓ અન્યાયબંધનમાંથી છૂટે તે માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ! શ્રવણ કર.

આવેશભરી લાલચોથી, દયાની લાગણી વિનાની લોભવૃત્તિથી, કુ-સળ સૂચનાઓવડે, સલાહવડે, જેમની કસોટી થતી હોય તેમને માટે, તેઓ તારી દયાવડે તેમાંથી મુક્ત થાય તે માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ! શ્રવણ કર.

દુષ્કર્મ કરી કરી જેમનાં દિલ કઠણ થઇ ગયા છે, જેમને પોતાના પાપ માટે પશ્ચાત્તાપ થતો નથી, તેઓ તારી પ્રીતિની મધુરતા, તારી દયાનો વિસ્તાર જાણે તે માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ! શ્રવણ કર.

અન્ય આનંદ કરતા હોય ત્યારે જેઓ દિલગીર હોય, પોતે એકલા છે એમ જેમને લાગતું હોય, તેઓ તને પોતાનો ખરો મિત્ર, દુઃખમાં દિલાસો આપનાર ગણે તે માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ! શ્રવણ કર

અશક્ત અને વૃદ્ધ માટે, જીવનના પ્રવાસથી જેઓ કંટાળી જતા હોય તેઓ માટે, મરણ સમીપ આવેલાને તારો દિલાસો, તારા તરફથી બળ, અને તેમની આગળ આવી રહેલા અંધકારમાં પ્રકાશ થાય તે માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ! શ્રવણ કર

તને પ્રિય હોય પણ જેને અમે ભૂલી ગયા હોઇએ તેઓ માટે, આ લોક અને સ્વર્ગની સકળ સૃષ્ટિ માટે

અમે તને કાલાવાલા કરીએ છીએ તે હે પ્રભુ! શ્રવણ કર.

હે પરમ કૃપાળુ પિતા! અમારી પ્રાર્થના શ્રવણ કર દયા અને સાર્વજનિક ઉપયોગિતાના કામ કરવાને અમને પ્રોત્સાહિત કર, જેથી અમે તારી પ્રાર્થના કરવાને યોગ્ય થઇએ

## સમાજને લગતી કેટલીક અગત્યની બાબતોના સંબંધમાં પ્રાર્થના.

હે સર્વ શક્તિમાન્ દયાળુ પ્રભુ ! જેઓ પોતાના નિર્વાહનાં ર
ધનો પ્રાપ્ત કરવા માટે અભ્યાસ કરે છે, મહેનત કરે છે, તેમને મ
બતાવવા, તેમનું રક્ષણ કરવા, તેમને પ્રોત્સાહિત કરવા અમે તને
લાવાલા કરીએ છીએ.

જેઓ ભય અને જોખમની સામે થાય છે તેઓ માટે
હે દયાળુ પ્રભુ ! અમે તને કાલાવાલા કરીએ છીએ.
જેઓ ખેતી કરે છે,
જેઓ યંત્ર ચલાવે છે તેમના કલ્યાણાર્થે
હે દયાળુ પ્રભુ ! અમે તને કાલાવાલા કરીએ છીએ.
જેઓ સમુદ્ર ઉપર રહી શ્રમ કરે છે,
જેઓ દૂર દેશમાં સાહસ ઉઠાવે છે તેમના હિત માટે
હે દયાળુ પ્રભુ ! અમે તને કાલાવાલા કરીએ છીએ.
જેઓ ઑફિસો અને વખારોમાં કામ કરે છે,
જેઓ ભઠ્ઠીઓપર અને કારખાનામા કામ કરે છે તેમના ક
ણ માટે
હે દયાળુ પ્રભુ ! અમે તને કાલાવાલા કરીએ છીએ.
જેઓ ખાણોમાં કામ કરે છે,
જેઓ વેચાણ તેમ ખરીદનુ કામ કરે છે તેમના શ્રેયાર્થે
હે દયાળુ પ્રભુ ! અમે તને કાલાવાલા કરીએ છીએ.
જેઓ ઘર કે મકાનની સંભાળ રાખે છે,
જેઓ બાળકોને કેળવણી-તાલિમ આપે છે તેમના હિત મા
હે દયાળુ પ્રભુ ! અમે તને કાલાવાલા કરીએ છીએ.

જેઓ પોતાના બાહુબળથી પોતાનો નિભાવ કરે છે,

જેઓ પોતાની હાથ ચાલાકી, હાથની કારીગીરીથી પોતાનો નિભાવ કરે છે તેમના ભલા માટે

હે દયાળુ પ્રભુ! અમે તને કાલાવાલા કરીએ છીએ.

જેઓ અમલ કરે છે, આજ્ઞા કરે છે, જેઓ નોકરથી કામ લે છે તેમના કલ્યાણાર્થે

હે દયાળુ પ્રભુ! અમે તને કાલાવાલા કરીએ છીએ.

હૃદય અને બુદ્ધિના સર્વ પ્રકારના શ્રમો માટે

આગેવાનના નિર્ણય,
મેનેજરની હુશિયારી
ડૉકટરની સભાળ
ધારાશાસ્ત્રીની તીવ્રબુદ્ધિ
સિવિલિયનના વિવેક
વૈજ્ઞાનિકના જ્ઞાન
પંડિતની તર્કશક્તિ
લેખકની બુદ્ધિ
કલાકુશલજનની શક્તિ
શિક્ષકના ધૈર્ય
ઉપદેશકના ઉત્સાહ
પયગમ્બરના ચૈતન્ય

ના શ્રમયુક્ત ઉપયોગ માટે

હે દયાળુ પ્રભુ! અમે તને કાલાવાલા કરીએ છીએ

જેઓ ગરીબ છે, ભગ્નાશ છે, જેમના ઉપર જૂલમ થાય છે,

જેઓ મહેનત કરવા છતાં, જેમને કીર્તિ મળતી નથી,

જેઓની મહેનત નીરસ છે,

જેમને બહુ થોડો અવકાશ છે,
જેમને પૂરો પગાર મળતો નથી તેમને માટે
સ્ત્રી-કામદારો માટે
જેઓ જોખમભરેલા ધંધા કરે છે,
જેમને કાંઇ ઉદ્યોગ મળતો નથી,
જેમને ઘર નથી,
કેદીઓ અને જ્ઞાતિ કે સમાજ બહાર હોય તેમને માટે
વિષયના ભોગ થઇ પડેલા માટે
જેઓ અમિતાચારી તથા એશઆરામી છે,
જેઓ બિમાર અગર ભૂખ્યા છે તેમના હિતાર્થે
હે દયાળુ પ્રભુ ! અમે તને કાલાવાલા કરીએ છીએ.

હે પ્રકાશમય, સત્યસ્વરૂપ પિતા, જગત્માંથી દ્વેષ, દુરાચાર, જુલ્મ
દ્દતા અને પાપ નિર્મૂલ કર, પાપનો અમલ દૂર કરી, સર્વ હૃદયોમાં તારા કૃપામય અમલની સ્થાપના કર. મગરૂરી અને લોભનો નમ્રતા આગળ પરાજય થાય, તિરસ્કાર, ઇર્ષ્યા અને વૈરનો ઉદારતા આગળ પરાજય થાય, વિષય અને અમર્યાદ આચારનો પવિત્રતા અને મિતાચાર આગળ પરાજય થાય, મહત્વાકાંક્ષા અને આ જગત્ ઉપરની આસક્તિનો નિઃસ્વાર્થ અને ગરીબી આગળ પરાજય થાય એવી અમારી યાચના છે.



# प्रकरण २५ मुं.



## સેવાની શક્તિ.



### મનુષ્યનું ખરૂં સામર્થ્ય.

અનુભવ અને અભ્યાસ મહત્વનાં છે, મૂલ્યવાન્ છે પરંતુ મનુષ્યનું ખરૂં સામર્થ્ય તેના અનુભવમાં નહિ પણ આશામાં રહેલું છે. માત્ર અનુભવની મદદથી મનુષ્ય નૈતિક પુનરૂદ્ધારનો ઉપદેશ ફતેહમંદી સાથે કરી શકશે નહિ. આ તેની આશા માત્ર ઉપર ઉપરની ન હોવી જોઈએ. પ્રભુતા અને પ્રભુના હેતુના પૂરા ખ્યાલ સાથે આ આશાની ઘટના થએલી હોવી જોઈએ.

### અસ્ખલિત આશાનો પાયો.

ગોવાળ, જેમ પોતાનાં ઢોરની સંભાળ લે છે તેમ ઇશ્વર દરેક મનુષ્યની, અપરાધીની પણ સંભાળ લે છે એમ મનુષ્ય સંપૂર્ણ રીતે માને ત્યારેજ, આશા ઉપર ઉપરની નથી, માત્ર શુભેચ્છા બતાવનાર નથી, મનુષ્યના સ્વભાવ ઉપર તે ઘણી અસરકારક થઇ પડે છે એમ માલમ પડી આવે. સમાજમાં આરોગ્ય, પવિત્રતા, સદાચાર, આનંદ, શાંતિ અને પ્રેમનો પ્રચાર થાય એવી પ્રભુની પોતાની યોજના છે, અને તે યોજના આપણે ઉપાડી લેવી જોઇએ એવો વિચાર મર્મમાં ઠસે નહિ ત્યાં સુધી કોઈપણ મનુષ્ય હ્રદયમાં ઉચ્ચ સેવાનાં કાર્ય કરી શકે નહિ, એમ રેવરંડ મિ. ફલેમિંગ દ્રઢતા સાથે માને છે અને તે વાસ્તવિક છે.

### માનુષી માર્ગ.

સેવાનુ જીવન પ્રાપ્ત કરવા માટે મનુષ્યોએ ઘણા માર્ગ અજમાવ્યા છે. સ્વાશ્રય અને નીતિથી આવુ જીવન વ્યતીત કરવુ એ માનુષી માર્ગ છે. સેવાની વાસ્તવિકતા, પોતાને તેમ દેશને તેની ઉપયોગિતા, તેનો આનંદ, તેનો બદલો–આવા ઘણા વ્યવહારિક સિદ્ધાંતોવડે આ જીવન તરફ આપણી વૃત્તિ થાય છે. વારવાર ગભીરતા સાથે ચિંતન કરવુ, સેવાના આવેશ દઢતા સાથે વધાર્યે જવા, દરેક આવેશને એકદમ આચારમાં મુકવા, મહાન્ અને ઉદાર ચરિત મનુષ્યોનો સમાગમ, પ્રખ્યાત ચરિત્રોનુ વાચન એવા એવા માર્ગ તેને માટે બતાવવામાં આવે છે. હૃદયમા આવા આવેશ ઉત્સાહપૂર્વક લાવી, સેવાનુ જીવન ગાળવા ઘણાં મનુષ્ય ખરા દિલથી શ્રમ ઉઠાવે છે. અનેક પ્રકારના તેઓ સંકલ્પ કરે છે. આ કામમા તેઓ ઇશ્વરની સહાયતા પણ માગે છે. આ માર્ગની લાંબી, કઠણ, અને એકલા હાથની લડતથી ભાગ્યેજ કોઈ અજાન હશે.

### આકાંક્ષાનો માર્ગ.

કેટલાંક એવાં મનુષ્ય હોય છે જેઓ કોઈ વિધવાશ્રમ, રાત્રી શાળા અગર સાર્વજનિક પુસ્તકાલય જેવી યોજનામાં કદી પડતાં નથી. તેઓને કોઇપણ પ્રકારની તીવ્ર ઇચ્છા, મજબૂત લાગણી અગર મહત્વાકાંક્ષા નહિ હોવાથી, તેઓ દેશોન્નતિના કામમાં કાંઈપણ સહાયતા કરતા નથી. તેઓનો સ્વભાવ સ્વચ્છન્દ (બુઠ્ઠો), નીરસ અને જડ હોય છે. આ નિર્બળતાના ઉપાયની, તથા તેમની પ્રકૃતિને લગતી આ મોટી ખામી કેવી રીતે દૂર કરવી તે વિષે તજવીજ કરવાની જરૂર છે. પ્રથમ તો ઇચ્છાને જાગ્રત કરવા તરફ પ્રયાસ થવો જોઇએ એ સ્પષ્ટ છે આમ કરવાનો ઉત્તમ માર્ગ એ છે કે મનુષ્યના હૃદયમા ઉત્પન્ન

થતી ગમે તેવી મંદ અને લથડતી પણ ઉચ્ચ આકાંક્ષા આગળ વધારવી અને ધીરેધીરે તેનો વિકાસ કરવો. તેની કદર કરવી, તેને ઉત્તેજન આપવું, તેને છોડી દેવાની લાલચ થાય તેનાથી સાવધાન રહેવું અને તે થોડી પણ ફલીભૂત થાય એવી યોજના કરવી. જેના સ્વભાવમાં આવી મંદતા હોય, તેના હૃદયમાં કોઇ લાયક ઇચ્છા ગમે તેવી મંદતા અને સ્વચ્છંદતાથી જાગ્રત થઇ હોય તો તેને ઉપાડી લઇ તે તેને સભાળથી પોષે અને કેળવે એવી ગોઠવણ થવી જોઇએ. આ પ્રયોગના વખત વખતના રંગ જૂદા હોય છે. આજ એ ઇચ્છા ચંચલ હોય છે તો કાલ તે મૃત્યુ-પ્રાય હોય છે. પણ ચિંતનથી, ઉત્સાહમય જીવન ગાળતા આતુર આત્માઓના સમાગમથી, વાચનથી, ઇચ્છાના પ્રદેશમાં કાંઇક ગૌરવ મેળવવામાં આગળ વધી શકાય.

### હમેશના આચારથી.

પણ હમેશાં એક હેતુ નજર આગળ રાખી, એક ક્ષણ પણ તેને દૃષ્ટિ બહાર નહિ કાઢી તે હેતુ ધારણ કરવો અને દૃઢ કરવો એટલુંજ માત્ર બસ નથી. હેતુ એકદમ અમલમાં મૂકાવો જોઇએ. આ હેતુ સાથે સમ્બંધ ધરાવતી કોઇ પણ લાગણી અગર પ્રોત્સાહન પોતાને થઈ આવે તે ધ્યાન બહાર રહીને તેનો વિનાશ ન થઈ જાય તેની તજવીજમાં રહેવાનો અને તેને આચારમાં મૂકવાનો મહાવરો મનુષ્યે મેળવવો જોઇએ. આથી અત સ્થિત [illegible]ના અને ઉપેક્ષાન વૃત્તિ સાથે લાંબી લડત ચાલવાનો સંભવ છે પણ પ્રમાણે ઇચ્છાશક્તિનું મહત્વ સ્વીકારવાથી, તેને ઉત્તેજિત કર[illegible], તેનો ઉત્સાહ પૂર્વક અમલ કરવાથી તે ધીમે ધીરે [illegible] પામતી જશે, મજબૂત થશે અને તેની તીવ્રતા તથા દૃઢતામાં દિનપ્રતિદિન વધારો થતો જશે

### માત્ર આપણી જાતની આશા નકામી છે.

પણ આ ધીરી અને શ્રમયુક્ત રીતિઓ જેનો મનુષ્યના સ્વ

શ્રી બળ ઉપર આધાર છે તેની સાથે સરખાવતા, સામાજિક કાર્ય-ક્ષમના કતેહમદીથી મેળવી શકાય તેવા ચરિત્રની પ્રાપ્તિ માટે એક વધારે કીર્તિમાન માર્ગ છે. હાન જ્યા સ્વાર્થના આતર્વેગને અમત્ર થાય છે ત્યાં દયાના અંતર્વેગને અમત થાય એવી આશા માત્ર આ-પણાથીજ આપણે રાખવાને કાંઇ કારણ નથી એવું અનુભવથી માનમ પડ્યુ છે. આપણે પોતે, પોતાને માટે બહુ કરી શકીએ એમ નથી. આપણે આપણામાજ રહીએ તો આપણી કાર્યશક્તિ સંકુચિત છે પણ ઇશ્વરના સાન્નિધ્યમાં આપણી કાર્યશક્તિ સકુચિત રહેતી નથી, વિશાળ બને છે.

## જીવનમાં પ્રભુનો પ્રવેશ.

રેબર્ડ રોબિન્સન કહે છે તે મુજબ ઇશ્વર માટે આપણા જી-વનનાં દ્વાર ખુલ્લાં મૂકવાં એ માર્ગ દિવ્ય છે. બહાર નહિ રહેવા, અન-દરમા, જીવનમાં વાસ કરવા ઇશ્વર પ્રત્યે યાચના કરવી, આપણી આસ-પાસ જે મહાન્ ચૈતન્ય, જીવનતત્વ વ્યાપક છે, જે અંતરાય, આપણા ક્ષુદ્ર જીવનને તેનાથી જૂદું પાડે છે તે અંતરાય દૂર કરવા એ એનો અર્થ થાય છે. આ રીતે એમ કબૂલ કરવુ જોઇએ કે આપણા પોતાના સમભાવ અને સહાયના કરતા વધારે મોટા સમભાવ અને સહાયતા શિવાય આપણુ અસ્તિત્વ ટકી શકે એમ નથી. બીજાની સાથે, પ્રભુ સાથે આપણે આપણા વિચાર અને હેતુનો વિનિમય કરવાની અને આપણા કરતાં વધારે ડહાપણ, દીર્ઘદ્રષ્ટિ જેનામા છે તેનાથી દોરાવાની જરૂર છે. જીવનમા પ્રભુ પ્રવેશ કરે, તે માટે જીવનનાં દ્વાર ખુલ્લા મૂક-વામાં આવે તો મહાન્ પરિણામ ખાતરીપૂર્વક નીપજાવી શકાય છે. પ્રભુનો પ્રવેશ થતાં તેની અનન્ત શક્તિ, તમારી બાજુમા, તમારી સહાયતામાં આવી જશે. તેનો પ્રવેશ નહિ થાય, તેને તમે દાખલ

નહિ કરો તો તમારાં જૂજ સાધન ઉપર તમારે આધાર રાખવો પડશે, તમારે એકલા જગતમાં જે કાંઇ સર્વોત્તમ છે તેના સંસર્ગથી દૂર રહેવું પડશે. મનુષ્યના સ્વાતંત્ર્ય પ્રત્યે પ્રભુની હમેશાં સદ્વૃત્તિ રહે છે. તેને તેના તરફથી કદી વિક્ષેપ થતો નથી. મનુષ્ય પ્રભુની સહાયતા ન માગે ત્યાં સુધી પ્રભુ તેના જીવન બહાર રહે છે.

## પ્રોત્સાહનની જરૂર.

સમાજસેવાને પ્રભુના બળ અને સહાયતાથી જૂદી પાડવામાં આવે તો, તેને અમુક હદમાંજ, થોડી ફતેહ મળે. પ્રભુ તરફથી, ધર્મથી, સમાજ સેવા કરનારને જે જાણે અજાણે પ્રોત્સાહન મળે છે તે બીજા કશાથી મળતું નથી. જગતમાં જે કાંઇ મહાન્ કાર્યો થયાં છે, તે ધાર્મિક લાગણીથી વિશેષ થયાં છે. દરેક ધર્મમાં દયાને પ્રધાનસ્થાન આપવામાં આવ્યું છે. સમગ્ર માનવ જાતિ માટે સમભાવ, અહિંસા, પ્રાણીઓ પ્રત્યે દયા, અનાથ, અપંગ અને અશક્તને આશ્રય, માંદાંની સંભાળ, માવજત, મજૂરોની, કેદીઓની સ્થિતિમાં સુધારો, શહેરોના દબાયલા, ચપાયલા, છુંદાયલા લોકસમૂહ માટે કાળજી બતાવવી એ સર્વ ધાર્મિક આવેશથી ઉત્પન્ન થતી દયાનાં પરિણામ છે.

## સમાજસેવાની શક્તિનું મૂળ સાધન.

પ્રભુની પ્રેરણાશક્તિ, અને ધાર્મિક વૃત્તિ, સામાજિક સેવાનાં મોટામાં મોટાં સાધન છે. અહીં ધર્મ એટલે ધર્મના સત્ય સિદ્ધાંતનું બળ એવો અર્થ થાય છે, તેના "મનસ્વી સિદ્ધાંતોનું બળ" એવો અર્થ થતો નથી. ઉચ્ચમાં ઉચ્ચ અને ખરામાં ખરી સામાજિક સેવા અજ્ઞાતવાદી ન કરી શકે, એવી સૂચના આ ઉપરથી કરવામાં આવતી નથી પણ અમારી એ મજબૂત તકરાર તો છેજ કે સેવાની મુખ્ય

શક્તિ, તેને લગતું બળ, પ્રભુ તરફથી મળે છે. આરંભમાં આ સેવામાં બીજાઓના કલ્યાણ માટે ઊંડી અને આત્મત્યાગપૂર્ણ લાગણીની જરૂર રહે છે. આગળ ઉપર તેમાં વિગતો, તેને લગતા જૂદા જૂદા મતના અભ્યાસની, અન્યના ઉદ્વેગ સાથે ઉદ્વેગપૂર્ણ એકરૂપતા કરવાની અને પોતાને ભૂલી જવા જેટલું ધૈર્ય રાખવાની જરૂર પડે છે. આ લાગણી અને આ ધૈર્યનું શિક્ષણ પ્રભુની પ્રેરણા વડે જેટલું મળે તેટલું અન્ય માર્ગે મળે નહિ. જે સદ્વૃત્તિથી કોઇ મહાન્ મનુષ્ય . પનક્રમ કરવાને ઉશ્કેરાય છે તે સદ્વૃત્તિ પોતાના અનુયાયીઓમાં ઉતારવાની અશક્તિને લીધે તેના પરાક્રમ, નિશ્ચલતા, નિત્યતા પ્રાપ્ત કરી શકતાં નથી એ ઇતિહાસના નિરીક્ષણ ઉપરથી આપણને માલમ પડી આવશે. ધૈર્ય સાથે નિશ્ચલ આત્મત્યાગનો સદ્ગુણ પ્રાપ્ત કરવો એ મુશ્કેલ કામ છે. એકજ બળથી તે સદ્ગુણની પ્રાપ્તિની ખાતરી મળે છે અને તે પ્રભુની શુભ યોજના પર શ્રદ્ધા રાખવાથી, ધર્મપરાયણતાથી ઉત્પન્ન થતું બળ છે. સેવા માટેના પ્રાથમિક ઉત્સાહ માટે, તે અસરકારક રીતે ચાલુ રહેવા માટે ધાર્મિક પ્રોત્સાહનની જરૂર છે.

## સેવાનું જીવન નિભાવવાનો માર્ગ.

ઈશ્વર ઉપર હમેશા શ્રદ્ધા રાખ્યા શિવાય, ઈશ્વરની અસંકુચિત કૃપાનો, વિશ્વાસ અને આનંદ સાથે, અંગીકાર કર્યા શિવાય સેવાયુક્ત જીવન નિભાવી શકાય નહિ એવું રેવરંડ મિ. ફ્લેમિંગનું ખાતરીપૂર્વક માનવું છે અને તે ખોટું નથી.

## પ્રભુનુ શરણ–તેની સહાયતા.

કોઇ વૃક્ષની શાખા છૂટી પડી, વૃક્ષમાથી પોષણ મેળવ્યા શિવાય ફળ ધારણ કરી શકે નહિ, ફળદાયી નીવડી શકે નહિ તેવીજ રીતે મનુષ્ય પ્રભુથી દૂર રહે, પ્રભુની સહાયતાની અપેક્ષા ન રાખે તો તેનું

જીવન, તેનું સેવાયુક્ત જીવન પણ ફલપ્રદ નીવડી શકે નહિ, તેનાથી કાંઇ પણ બની શકે નહિ. જે મનુષ્યમાં, પ્રભુનો વાસ નથી, જેને પ્રભુનું શરણ નથી, જે મનુષ્યને પ્રભુના બળ ઉપર શ્રદ્ધા નથી, તેની દશા વૃક્ષથી છૂટી પડેલી શાખા જેવી થાય છે. જેમ એક ભાગેલી શાખા, કરમાઇ સૂકાઇ જાય છે, તેનો માત્ર બળતણ તરીકે ઉપયોગ થાય છે, તેવીજ દશા પ્રભુથી દૂર રહેતા મનુષ્યની થાય છે.

પ્રભુની પ્રભુતાનું, તેના મહિમા, ગૌરવનું ભાન આ દેશના યુવકોને થાઓ, તેનાપર શ્રદ્ધા રાખવાથી મળતી સહાયતાનો અંગીકાર કરવાનું સામર્થ્ય તેમનામાં આવો, આ રીતે તેઓ, પોતાના દેશના, પોતાને ઉત્પન્ન કરનાર પ્રભુના યશ વધારવા શક્તિમાન્ થાઓ એવી અમારી અંતઃકરણની ઉમેદ છે.



# પરિશિષ્ટ.

( જુઓ પૃષ્ઠ ૬૫ )

તા. ૨૮ મી ઑક્ટોબર સન ૧૯૧૨ ના મુબાઇ સરકારના ગેઝેટમાં સર્ટિફિકેટ આપનાર અમલદારમાં નીચે પ્રમાણે નામ જોવામાં આવે છેઃ—

કમિશન્ડ મેડિકલ ઑફિસર, સિવિલ સર્જન, મિલિટરી એસિસ્ટંટ સર્જન, સિવિલ એસિસ્ટંટ સર્જન, હોસ્પિટલનો સ્વતંત્ર હવાલો જેની પાસે હોય તેવા બિનલશ્કરી, એપોથિકરી (દવા બનાવી આપનાર) અને જે જગાએ તબીબી અમલદાર હાજર ન હોય ત્યા કલેક્ટર, કમિશનર, ડિવિઝનલ ઑફિસર, તહસીલદાર, તાલુકદાર, સ્વતંત્ર ચાર્જ વાળા ડેપ્યુટિ તહસીલદાર, ડેપ્યુટિ સુપ્રિન્ટેન્ડેન્ટની અગર તેથી ઉચ્ચ પંક્તિના પોલિસ અમલદાર, સબરજીસ્ટ્રાર અને સર્વે સબ એસિસ્ટંટ, ગેઝેટેડ ઑફિસરની ગેરહાજરીમા તે જગાનો મોટામા મોટો બિન લશ્કરી અમલદાર.

સારનાર ૧૪ દિવસ સુધી ચાલે છે

# સ્વર્ગનાં રત્નો.

**( નવુંજ પુસ્તક ) પાકુ પૂઠું ૩૮૪ પૃષ્ઠ, રૂા. એક**

ભક્તિ, જ્ઞાન, પ્રભુપ્રેમ, સત્સંગ, પ્રાર્થના, પરમાર્થ, પાપ, પુન્ય, ધર્મ, કર્મ, ગુરૂ, ભક્તો, મહાત્માઓ, સુખદુઃખ, હરિદર્શન, અર્પણ વગેરેના ઉંડા ખુલાસાવાળા ૧૦૧ દાખલાનું નવું પુસ્તક, ખાસ વાંચવા લાયક

---

# સ્વર્ગની સુંદરીઓ.

**પૃષ્ઠ ૫૦૦, પાકું સોનેરી પૂઠું, રૂા. દોઢ તેમાંનાં**

**થોડાં મથાળાં:—**

"આપણી સ્ત્રીઓની યુરોપિયન સ્ત્રીઓ સાથે સરખામણી, પોતાને હાથે રસોઇ બનાવવાની સ્ત્રીઓની ફરજ છે તેનાં કારણો; રસોઇની વાતને ન્હાની સમજશો મા, ખરૂ પતિવ્રત કેવું હોવું જોઇએ તેનો ખુલાસો, સ્નેહભરેલા પત્રથી થયેલી અસર આપણી બ્હેનોમાં કઇ જાતની હિંમતની જરૂર છે? પોતાના પતિની બહાદુરી જોવાની પ્રીચ્છા, ભક્તિ વધારવાના ઉપાયો, બચ્ચાંઓને ઉછેરવામાં સભાળ રાખવી જોઇએ ધર્મ એટલે શું અને ધર્મ કેવો હોવો જોઇએ? લાજ કાઢવી એટલે શું? લાજનો અર્થ, સ્ત્રીઓનો અવતાર શા માટે છે! ઘરસંસારી કામોની મહત્તા, પોતાના ઘરમાં રહીને પણ સ્ત્રીઓ ભલાઇ કેમ કરી શકે તેના દાખલા" આવી વાતોથી ભરેલું છે.

અમૃતલાલ સુંદરજી પઢીયાર,
કાલબાદેવીરોડ, હાથી બીલ્ડીંગ—મુંબઇ ૨.